૨૪૮૪

# સુખ દુઃખનો સાથી.

એમાં

દુનયાનાં સુખદુઃખમાંથી પસાર થતાં જાણુવા
અને ધયાનમાં રાખવા જોગ પરચુટણ
બાબતો, સાહુચેતીઓ, સલાહો,
ઉપાયો અને નુસખાઓનો
મોટો અને કીંમતી સંગ્રહ
કરવામાં આવયો છે.

## પુસ્તક ૭મુ.

મે ૧૮૮૪થી એપ્રીલ ૧૮૮૫ સુધી.

મુંબઈ,

મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહર હોમજીનાએ
છાપયું છે.

સન ૧૮૮૫.

# સાંકલીયું—પુસ્તક ૭ માંનું.

## અ.

## ઈ.



## ઊ.

નંબર. સફે.

## ક.



## ખ.

## ગ.



## ઘ.



## ચ.

## છ.



## જ.



## ઝ.

નંબર. સફે.

## ટ.



## ડ.



## ત.



## થ.



## દ.

નંબર. સફે.



## ભ.



## મ.

નંબર. સફે.

## શા.



## સ.



## હ.

# સુખ દુઃખનો સાથી.

## પુસ્તક ૭ મું.

**૨૬૭૩ ટેલીફોનની મદદથી ગુનાહ કબુલાવવાનો એક રમુજી અખતરો**-રૂશયાના ઓડેસા શેહેરના એક પોલીસ ઇન્સપેક્ટરે ટેલીફોનનો એક નવો ઉપયોગને શોધી કાહાડયો છે. ગયા માર્ચની આખેરીએ એક યાહુદીને ચોરોનો માલ રાખવાના શક ઉપરથી તેનો આગલ લઈ આવવામાં આવયો હતો. ચોરીનો માલ કેટલાક રૂપાંનાં સીક્કા હતા, જેઓ પીગલેલી હાલતમાં હોવાથી, તેના પોતાના કે ચોરેલા હતા તે ચોકસ કરી શકાયું નહી. ઘણીબી ઉલતપાલત તપાસ છતાં યાહુદીએ પોતાનો વાંક માનયો નહી. અંતે ઇનસપેક્ટરને એક વીચાર સુઝયો. પાસેના ઓરડામાં જઇને તેણે ટેલીફોનની મારફતે પોલીસના વડાને પોતાની મુશ્કેલી વીશે ખબર કીધી, અને તેને સલાહ આપી કે, એક ચોકસ નીશાની મલતાં તેણે નીચલા શબ્દો ઘણી ગંભીરાઇથી બોલવાઃ-"એ યાહુદી, તેં કોઇને લુટયો હે તે કબુલ કરી દેશે તો સારૂં, નહી તો તારી સજા ઘણી સખ્ત થશે." તે પછી ઇન્સપેક્ટરે યાહુદીને ટેલીફોનવાલા ઓરડામાં બોલાવ્યો, અને ટેલીફોન તરફ આંગલી કરીને કહયું, "તારે ગમે તો તું તારો વાંક છુપાવજે, પણ

ખબરદાર ! પેલું યંત્ર છે તે બધું તારૂં ભોપાલું ફોડી આ-પશે." યાહુદીને આથી ખુબ હસવું આવ્યું, પણ ઇન્સપેકટરે ધાંધલમાં એક કાગજનો કકડો લીધો અને લખવાની તઇયા-રીમાં ઊભો. તે બોલ્યો, "હજુબી, તારી ખાતરી કરવી હોય, તો આ નલી છે તે તારા કાન સાથે પકડ, અને કહેકે તુંજ તારો વાંક કબુલ કરેછે, કે આ યંત્ર પાસે કરાવે છે. યાહુદી નલી પકડીને ઊભો, અને ઇન્સપેકટરે પોતાની નીસાની કીધી. બે પલમાં ઊજલો પુની જેવો થઇને, ટેલીફોનના ભુત-ની શીખામણને અનુસરીને તે ચોરે પોતાનો અપરાધ કબુલ કરી દીધો. અલબતાં, આ યુકતીની ખુબી એ હતી કે, યાહુ-દીને ટેલીફોનની હસ્તી વીશે કાંઇ પણ ખ્યાલ નહી હતો.

**૨૬૭૪ હીંદુસતાનનો એક નવો નકશો**—હીંદુસતા-નની રેલવેઓના સંબંધમાં બેઠેલી ઇંગ્લંડ વાલી કમીટીએ પોતાને માટે એક નવો મોટાં કદનો હીંદુસતાનનો નકસો પડાવ્યો છે. તેમાં હંમેશની માફક રેલવેની સઘલી સડકોની લીટીઓ આપેલી છે; પણ તેમાં સુધારો એ દાખલ કીધોછે, કે જે જે પ્રગણાઓમાંથી જુદી જુદી સડકો પસાર થાયછે, તેમની વસતીનાં પ્રમાણો દેખાડવાને માટે વધતા ઓછા ઘેરા રંગની લીટીઓ તેમાં દોરાવી છે.

**૨૬૭૫ કાલેરાના ઉપાય તરીકે કપુરનો ઉપયોગ**—૧૮૩૧નાં વરસમાં નામાંકીત વીદવાન હાનેમને યુરોપ ખંડમાં એક ચોપાનયું કાલેરાના દરદના સંબંધમાં બહાર પાડયું હતું. તેમાં તે એવું સુચવેછે કે, કાલેરાના ચેપમાં ચોકસ ઘણાજ બારીક જીવડાઓ રહેછે, અને તેમને મારી નાખ-વાથી કાલેરાના દરદો સાજાં થાયછે. યુરોપમાં કાલેરા ફાટી નીકલવાના દરેક પ્રસંગ ઊપર, આ જીવડાને મારી નાખ-વાનો પોતાનો ઉપાય હાનેમને ઘણી ફતેહમંદી સાથે વાપરયો

હતો. તે ઉપાય કપુર છે, જેને હાનેમન આ જીવડાનો શતરૂ ગણેછે. દરદીને દર પાંચપાંચ મીનીટે કપુરના અરકનું એક ટીપું આપવું; તેની ચામડીમાં કપુરનો અરક સારીપેઠે મસલવો; બે ચમચા કપુરનો અરક અને અરધી પેંટ ગરમ પાણીનું મીશ્ર તેને પાવું; અને એક ગરમ લોઢાંના સલીઆ ઊપર કપુરના ગાંગડા મુકીને તેમનો ધુમાડો ઓરડામાં કરવો;—એ ઊપાયો હાનેમન ઘણાજ અસરકારક કહેછે. ઊપર કહ્યા પ્રમાણેના બારીક જીવડા કોલેરાનાં ચેપમાં હોય છે એવું હાનેમનનું મત હાલ ખરૂં પડયું છે, તે જાણીતા જરમન ડાકટર કાકની શોધ પરથી આપણે જાણયે છીયે. ચેપમાં બાસીલી નામના ઝીણા જીવડા છે, અને તેટલા માટે કોલેરાના રોગનું કારણ લગભગ ચોકસ જણાયું છે. ડાકટર કોકે હજી તેના ઉપાય ઉપર પોતાનું ધ્યાન પોંહચાડયું નથી, પણ ઉપર જણાવેલા હાનેમનના કપુરના ઉપાયની શોધ થઈ ચુકીછે, અને આપણને તેની અસર વીશે શક રહેતો નથી. કારણ કે યુરોપમાં ફાટી નીકલેલા દરેક કોલેરાના પ્રસંગ ઉપર તે ફતેહમંદ નીવડયો હતો, એવા પુરાવા ત્યાંના રીપોરટમાં મોજુદ છે.

**૨૯૭૬ સલામ કરવાની જુદી જુદી રીત—અસલી** ગ્રીક લોકો એકમેકને સામા મલે, તે વેલા સલામ કરતાં તેઓ પુછતા કે, "તમો ખુશી છો?" રોમનોની સલામ કરવાની રીત વલી જુદીજ હતી. તેઓ પુછતા કે, "તમો તંદરોસ્તી તથા સલામતી ભરી હાલતમાં છો?"

તેમના પોતપોતાના સ્વભાવ અને હાલતને અનુસરતી તેમની એ સલામ કરવાની રીત હતી. ગ્રીક લોકો રંગીલા સ્વભાવના હતા, એટલે તેઓ એકમેકને સામે મલતાં, તેમના સ્વભાવ અને ખુશ મીજાજની વાત પુછતાં. તેમની

સલામ કરવાની એ રીત તેમના રંગીલા સવભાવને ખરનીજ હતી.

બીજા હાથ પર, રોમનો ઘણી સરદ અને ઘેરાયલી હવામાં રેહતા, એટલે તેઓ પેહેલો વીચાર તંદરોસતીનો કરી તે વીશે પુછતા. વલી તેઓ લડાઇની જંજાલમાં રોકાયલા અને વારંવાર તેમની શાહાન શાહાતપર એક યા બીજા દુશમનનો ધસારો આવવાની વકીમાં રહેતા, એટલે તંદરોસ્તી ભેગો સલામતીનો બી વીચાર તેમને કરવો પડતો.

ચીનાઓની સલામ બચીત રમુજી છે. તેઓ પુછેછે, "તમો ભાત જમયા, અને તમારી હોજરી સારી હાલતમાં છે?" આ સવાલ જો કે રમુજી છે, તોપણ તેની મતલબ તંદરોસતીની એરઆફીયત પુછવા માટે ઘણી બંધબેશતી છે. હોજરીની સારી હાલત પર તંદરોસતીનો મોટો આધાર છે; એટલે હોજરીની સારી હાલત વીશે પુછવું તે તંદરોસ્તી માટે પુછવા બરાબરજ છે.

**૨૬૭૭ ચુલાપર મેલવા વીના પાણી ગરમ કરવાની એક નવી યુકતી**—ચુલાપર મેલવા વીના પાણી ગરમ કરવાની એક નવી યુકતી હાલ શોધી કાહાડવામાં આવીછે. એક ધાતુનું વાસણ બનાવવામાં આવયું છે, અને તેમાં પેટરોલીયમ અથવા કેરોસીન તેલનો એક નાનો ડબો મુકવામાં આવે છે. એ ડબામાંનું તેલ સલગાવીને જે પાણી ગરમ કરવાનું હોય તે પેલા વાસણમાં મુકી દેવાથી ઘણીજ જહડપથી તે ગરમ થાય છે. એ વાસણ તદન બંધબસત હોય છે, અને તેમાંનો ધુમાડો બાહાર જવા તથા બાહારની હવા તેમાં લાવવા માટે કેટલીક નલીઓ તેની સાથે જોડવામાં આવી છે.

**૨૬૭૮ વાદલાંને સફેદ બનાવવાની રીત**–વાદલાં અથવા સપંજને સફેદ રંગ આપવા માટે નીચલી રીત ઘણી સેહલી છે.

વાદલાંને પેહેલાં ગરમ પાણીથી સારી પેઠે ધોઇ નાખવું. તે પછી એક ભાગ "પરમેંગનેટ આફ પોટાશને" (Permanganate of Potash) એકસો ભાગ પાણીમાં પીગલાવીને તેમાં તે સપંજને ધોવું. એવી રીતે ધોવા પછી સોજાં પાણી વતે તેને ફરીથી ધોઇ નાખવું; અને નુછીને સાફ તથા સુકું કરવું. તે પછી આઠ આંઉસ "હાઇપોસલફાઇટ આફ સોડીયમ" (Hyposulphite of sodium) અને એક આઊસ "ઓક્ષાલીક આસીડ" (Oxalic acid) ને એક ગાલન ગરમ પાણીમાં પીગલાવીને એ મેલવણીમાં પંદરથી વીસ મીનીટ સુધી સપંજને બોલી રાખવું. એ મેલવણીમાંથી બાહાર કાહાડવા પછી તેને સોજાં પાણી વતે સારી પેઠે ધોઇ નાખવું; એટલે તેનો રંગ તદન સફેદ થઈ ગયલો માલમ પડશે.

**૨૬૭૯ ગાયની જીભ વીશે સકાટલંડના લોકોનો એક વેહમ**–ગાયની જીભ વીશે સકાટલંડનાં લોકોમાં એક નવાઇ સરખો વેહમ ચાલેછે. તેઓ ગાયની જીભની અનીને ઘણા સારા ભાગ્યની નીશાની ગણે છે, અને જમતી વેલા કોઇના ભાણામાં તે આવી ગઇ હોય, તો તે પોતાને ભાગ્યશાળી માને છે. એક અંગરેજ ગ્રહસ્થ કહે છે કે, મારો એક સારો કેલવણી પામેલો સકાચ મીત્ર એક દીવસે મારે તયાં જમવા આવ્યો હતો. જમતાં જમતાં તેનાં ભાણામાં ગાયની જીભની અનીનો કકડો આવી જવાથી, તે તેણે લાગલી ભાણામાંથી ઊચકી લેઇ સાફ કરીને પોતાના ગજવામાં મેલી દીધી. એમ કરવાનું મેં કારણ પુછતાં, તેણે પોતાનાં ગજ-

વામાંથી બીજા તેવા ત્રણ ચાર કકડા કાહડી બતાવયા, અને તે રાખવાનું કારણ જણાવયું.

**૨૬૮૦ પનીરના ઊદયોગને સવીટઝરલાંડમાં મલતું માન**-પનીર બનાવવાના ધંધાને સવીટઝરલાંડમાં બહુ માન મલે છે. એ દેશના કેટલાક ભાગમાં તો પનીરપરથી એક માણસની દોલતની ગણતરી થાય છે. જેમ એક જણ પાસે ઘણાં પનીર હોય, તેમ તે ઘણો માતબર ગણાય છે. વલી તેઓમાં એવો ધારો છે કે, દરેક માણસ જનમે તે વેલા તેનાં મા બાપ એક પનીર બનાવીને ઘરમાં રાખી મેલે છે. એ પનીર તે મરણ પામે તયાં સુધી રાખી મેલવામાં આવે છે, પછી ગમે તો તે એકસોથીબી વધુ વરસ જીવે. તે માણસ મરણ પામે તે પછીજ પનીર કાપીને, તેની મરણ કીરયામાં સામેલ થનારાઓ ખાય છે. આથી સવીટઝરલાંડમાં એક માણસની જીંદગી જેટલા લાંબા વખતનાં અને જુના પનીર સાધારણ રીતે મલી આવે છે.

**૨૬૮૧ સવીટઝરલાંડમાં મરણ ટાકણે થતી નવાઈ સરખી કીરયા**-સવીટઝરલાંડમાં એક માણસ મરણ પામે તો તે વેલા તેની લાશને બાહાર કાહાડવા આગમજ તેના મીતરો તથા સગાવાહલાંને જયાફત આપવામાં આવે છે. એ જયાફતમાં માત્ર પનીર અને વાઇન દારૂ હોય છે. દરેક માતબર માણસ, પોતાના દરજજાને શોભા લગાડવા માટે પોતાથી બની શકે એવાં સરસ પનીર તથા દારૂ પોતાની હઇયાતીમાં લેઇ રાખે છે. એ દારૂને "મુએલો દારૂ" અને પનીરને "મુએલું પનીર" કરી કહે છે. દારૂ હમેશાં મરનારના કફનપર મેલવામાં આવે છે. મરનારનાં મીત્રો તથા સગાંવાહલાં, એકેક પછી એકેક કફન આગલ આ-

વીને તે દારૂમાંથી થોડો થોડો પીએ છે. એ દારૂ પીવા આગમજ તેઓ દારૂનું ગલાસ કફન સાથે અડકાવે છે, અને તેને સલામ કરે છે. તેમ કરવાની મતલબ એવી છે કે, તેઓ મરનારથી છુટા પડતી વખતે તેને સલામ કરીને એવી કબુલાત આપે છે કે, અમો તને પેલી દુનયામાં આવી મલશું.

જયારે સવીઝરલાંડમાં એક બાલક મરણ પામે છે, તયારે તેની લાશને બાલકોજ અવલ મંજલ પોંહચાડે છે. એ લાશને અવલ મંજલ લેઇ જતી વેલા હંમેશાં ખુલ્લાં કફનમાં મેલવામાં આવે છે. મરણ પામેલાં બાલકનાં કપડાં હમેશાં ગરીબ વરગનાં બાલકોને વેંહચી આપવામાં આવે છે.

૨૬૮૨ **એક નવાઈ સરખું પ્રદરશન**–વીયેના ખાતે એક નવાઇ સરખું પ્રદરશન ઊઘાડવામાં આવયું છે. તેમાં કાંઇજ નહી, પણ આસ્ત્રીયાની એક જાણીતી નાટકકાર જે થોડા વખતપર મરણ પામી છે, તેનો તરેહવાર સરસામન જોવા માટે મેલ્યો છે. તેણીના જુદા જુદા કીમતી પોશાકો, ઘરેણાં, મોટા માણસો તરફથાં તેણીને મલેલાં ઇનામો, જુદા જુદા ભાગો બજાવતી વેલા તેણીએ પેહેરેલા પોશાકો, વગેરે તેમાં જોવા માટે મેલયા છે. તેણીથી કલાથી ખુશ થઇને લોકોએ તેણી પર જુદે જુદે પ્રસંગે નાખેલાં હસત કરત ફુલો પણ તેમાં દેખાડવામાં આવે છે. જુદા જુદા અમેરીકન વરતમાન પત્રોએ તેણીની ખેલાડી તરીકેની શકતીપર કરેલા ટીકાની કાપલીઓ તે વરતમાન પત્રોમાંથી કાપી લેઇને તે તેણીએ એક સુંદર અને નકશીદાર આલબમમાં વલગાવી હતી, તેબી આ પ્રદરશનમાં જોવામાં આવે છે. તેણીનું ઝવેરાત ઘણું કીમતી છે, અને તેમાં સરવેથી સરસ એક હીર

જડેલી બાંગડી છે, જે આસ્ત્રીયાના શાહનશાહ જોસફે તેણીને ભેટ આપી હતી. સઘલી મલી ૧,૩૮૭ ચીજોનો સંગ્રહ એ પ્રરદરશનમાં છે. એ સઘલી વસતુઓ જાહેર લીલાઉથી વેચી નાખવામાં આવશે, પણ તેટલાં થોડીક મુદત સુધી તેમને આ પ્રદરશનના આકારમાં ખોલી મેલવામાં આવી છે.

**૨૬૮૩ નાટકકારોના પોશાક તથા ઘરેણામાં વીજલીક રોશનીનો ઉપયોગ**–એક ફરેંચ નાટક કંપનીવાલાએ પોતાના ખેલો તરફ લોકોને ખેંચવા માટે ઘણી સરસ યુકતી શોધી કહાડી છે. પોતાની કંપનીની સ્ત્રી ખેલાડીઓના પોશાક તથા ઘરેણાઓમાં વીજલીક રોશનીના સંખયાબંધ નાનાં ફાણસો તેણે ગોઠવયાં છે; અને તે નવાઇને લીધે તેને ઘણી સરસ કમાણી થાય છે. વીજલીક પોશાકવાલી ખેલાડીઓ તખતાપર આવવા આગમજ તે તદન અંધારૂં કરે છે, અને તેવાં અંધારામાં તખતાની સઘલી બાજુએથી સંખયાબંધ વીજલીક પોશાકમાં સીનગારાયલી ગાનારી તથા નાચનારીઓ નીકલી આવવાથી, ઘણો મનહરણ દેખાવ થઇ રહે છે. એ નાટકવાલો થોડીક મુદતપર પોતાના વીજલીક પોશાક તથા તેમાં રોશની ઉતપન કરવાને લગતા સંચાઓ લેઇ ઇંગલંડ આવ્યો હતો. એ વેલા પોલીસે અજાણપણામાં તેને ડીનેમાઇટના યંત્રો લેઇ આવેલા એક ફીતુરી તરીકે સમજીને, તેને ચેરીંગ કરાસના સટેશન પર પકડી પરહેજ કર્યો હતો. પાછલથી તેના ઓલખાણવાલાઓએ આવીને તેને છોડવયો હતો.

**૨૬૮૪ બાલકોનું પ્રદરશન**–પારીસના કેટલાક તબીબોએ, આવતા જુલાઇ માસમાં બાલકોનું એક પ્રદરશન ભરવાનો વીચાર રાખયો છે. પ્રખયાત ફરેંચ કવી વીકટર હયુગો, જે બાલકો તરફના પોતાના શોકને માટે જાણીતો છે, તેને

આ પ્રદરશનની કમીટીનો પ્રમુખ નેમવામાં આવનાર છે. સરવેથી ત'દરોસત બાલકોને માટે ચાનો તથા ઇનામો આપવામાં આવનાર છે.

**૨૬૮૫ અમેરીકાના પરેસીડંટ આરથરનો બાલકો તરફ અતી પયાર**—અમેરીકાનો પ્રેસીડંટ આરથર બાલકો તરફ અતી ઘણો પ્રેમ ધરાવે છે. તેની એક નેલી નામે નાની બેટી છે, તે તેની અતીયંત માનીતી છે. તેણીને પોતાનાં બાલક મીત્રોની મુલાકાત લેવા માટે એક ખાસ ઓરડો મી૰ આરથરે આપયો છે, અને તે ઓરડો સીનગારવા તથા નેલી અને તેણીની સહીઓ અને દોસતોને માટે તેમને ગમતો બનાવવાને મી૰ આરથર બહુ મેહેનત લેય છે. બાલકોની ગમતનાં બની શકે એટલાં સાધનો તેણે એ ઓરડામાં ભેગાં કરયાં છે. રાજદવારી કામકાજોના કંટાલાની થાક ઉતારવા માટે પરેસીડંટ આરથર હમેશ આ ઓરડામાં આવે છે. જ-શબી કંટાલો અથવા બેચેની ઉપજે એટલે આ બાલકો આગલ આવી, તેમની રમત ગમતમાં તે મજાહ મેલવે છે. નેલી એ ઓરડામાં દરબાર ભરવાની રમત રમે છે, અને પોતે પ્રેસીડંટ થઇને પોતાના મીત્રોને દરબારીઓ બનાવે છે. પ્રેસીડંટ આરથર તે ઓરડામાં આવે ત્યારે બાલકો બહુ મઘન થાય છે, કેમકે તે તેમની રમતને ઉતેજન આપે છે, તથા નવી રમતો શીખવે છે. તરેહવાર નાની વારતાઓ જોડી કાહડીને તે તેઓને રીઝવે છે. વારતા જોડી કાહાડવાની પરેસીડંટ આરથરમાં ઘણી શકતી છે; અને કહે છે કે, રાજદવારી જીંદગીથી જો તે એકાંતવાસ થાય તો વારતા લખનાર તરીકેથી તે ઘણી સારી દોલત મેલવી શકે. તેની વારતાઓથી તેનાં નાનકડાં સનેહીઓ બહુજ ગમત મેલવે છે, અને તે તેમના ઓરડામાં આવે એટલે તેઓ તેની આ-

સપાસ ભેગા થઇને એકાદ વારતા કહી સંભળાવવાને તેને અરજ કરે છે.

**૨૬૮૬ માખણની કુપ બનાવનારૂં હથીયાર**—અમેરીકાનાં ન્યુ યોર્કમાં શેહેરમાં ઊપલું હથીઆર બનાવવામાં આવયું છે. તે વડે ઘણી સેહેલાઇ સાથે વાસણમાંથી માખણ જેટલાં જોઇયે તેટલાં કદની કુપમાં કાહડી શકાય છે. સારૂ નરસું માખણ તપાસવા તથા વધેલું માખણ વાસણમાં પાછું નાખવામાં પણ તે હથીયાર ઊપયોગી છે.

**૨૬૮૭ લાકડાં ઈત્યાદી પાલીસ કરવાનું હથીઆર**—લાકડું, પથર, ઈત્યાદી વસતુઓ ઘણી સારી રીતે પાલીસ કરવાનું એક હથઆર અમેરીકનોએ શોધી કાહાડયું છે તે હથીઆરમાં એક પડાંના ઘશારાથી કામ થાય છે. આ પૈડાંને જેવી જોઇએ તેવી રીતે ગોઠવી મકાય એટલુંજ નહી, પણ વલી તેનાં કામનું પણ માપ લઇ શકાય છે. આ પૈડું ચોકસ કમાનની મદદથી પાલીસ થતી વસતુ પર દબાય છે, અને એક પૈડું ઘસાઇ ગયું, કે બીજું તેની જગયાએ લેવામાં આવે છે.

**૨૬૮૮ જયોરજન લોકોમાં છાકટપણું**-જયોરજયન લોકો જેમ સીપાહ તરીકે પોતાની બાહાદુરીને માટે, તેમજ અતીશય છાકટપણાંની ટેવ ધરાવવાને વાસતે પંકાયલા છે. ટીફ્લીસની પુરવનાં એક પ્રગણામાં વાઇન દારૂ બનાવવામાં આવે છે તે એટલા ઘેરા લાલ રંગનો હોય છે, કે જાણે તેને ચોકસ પદારથી રંગવામાં આવ્યો હોય એવો દેખાય છે. આ દારૂ જયારે જયોરજયન લોકો પીવા માંડે છે, તયારે માત્ર એકજ કલાક અથવા એકજ દીવસ નહી, પણ લાગત કેટલાએક દીવસો અને શત્રો સુધી પીયા જાય છે. તે પીવાનાં વાસણ તરીકે, એક ઘણું લાબું ગાયનું સીંગડું વપરાય છે અને એકજ દમે તે પ્યાલો કરવામાં માન ગણાય છે.

**૨૬૮૯ તપકીર સુંઘનારાઓ માટે કેટલીક ગણત્રી**–એક ઉમરાવે ગણતરી કરીને તપકીર સુંઘનારના સંબંધમાં કેટલીક જાણવાજોગ હકીકતો શોધી કાહાડી છે. તે કહે છે કે, સાદી ગણતરી ઊપરથી માલમ પડશે કે, જે માણસને તપકીર સુંઘવાની આદત જનમ સુધીની માથે પડી હોય તેને દશ દશ મીનીટે એકેક ચપટી તપકીર સુંઘવી પડે છે. દરેક ચપતી લેતી વેલા નાક નુછવાની અને બીજી કીરયાઓ કરતાં દોહોડ મીનીટ થાય છે. જો દીવસના સોલ કલાક તપકીર લેવાતી હોય અને દર દશ મીનીટે દોહોડ મીનોટ એકેક ચપટી લેવામાં જાય, તો આખા દીવસમાં બે કલાક અને ચોવીસ મીનીટ જાય અથવા દશ દીવસોમાં એક દીવસ તપકીર લેવા પર ગુજરે. દશ દીવશમાં એક, તો વરસમાં સાડી છત્રીસ દોવસો તેવા થાય. તેટલા માટે એમ સમજાયે કે ચાલીસ વરસ સુધી આ ટેવ ચાલુ રહે તો બધાં મલીને એક માણસનાં ચાર વરસ તપકીર સુંઘવામાંજ ખોહવાય. વલી તપકીર, દાબડી, અને રૂમાલનો ખરચ અને તેમના પર ગુજરતા વખતની નોંધ લઇયે તો માલમ પડશે કે, તેટલા ખરચ અને તેટલા વખતમાં બીજાં ઘણાં સારાં કામો થઇ શકે.

**૨૬૯૦ ધાસતીથી દુર રહેવું એ દુખ દુર રાખવાનો ઈલાજ છે.**–દક્ષીણ અમેરીકાના બયુનોસએરોસ શેહેરમાં થોડા વખતપર મરકી ફાટી નીકલી હતી, તે વેલા ત્રણસો માંણસો ઘોર ખોદુનુ કામ કરતા હતા, અને તો પણ તેમનામાંનો એક પણ તે રોગથી મરણ પામયો ન હતો. એજ પ્રમાણે વારંવાર રોગો ફાટી નીકલતી વેલાએ, ડાકટરો, ખાંધીઆઓ, ઘોરખોદુઓ, અને જે સઘલાઓને પોતાના કામના સબબથી રોગના અતલગના સમાગમમાં આવવું પ-

ડોકે તેઓમાંના ઘણુાજ થોડા માણસો મરકીને શરણ થાયછે. આ બનાવનું મોટું અને ઘણુંજ અગત્યનું કારણ એ કે, તેઓ ધાસતી રાખતા નથી. ધાસતી મોતનો જબરો મીત્ર છે. જેઓ રોગની બીકમાં હમેશાં ફરે છે, તેઓ તેને હાથે કરીને તેડું કરે છે. બીહીબોહીને તેઓ નહી ભોગનો રોગ કરે છે. એવી રીતે હીચકારા માણસો હજાર મોતે મરે છે, પણ બહાદુરો એકજ મોતે મરે છે. ખરૂં છે કે, સરવ જણ રોગ અને મોતને આધીન છે, તો પણ જો હીમત પકડીને મન શાંત રાખ્યું હોય, તો શરીર અને મનનાં દરદોથી આપણે બી હવાનો અગત નથી.

**૨૬૯૨ રાતે સુવા આગમજ ખોરાક લેવાની અગત**-મોડી રાત સુધી જેમને જાગવું પડતું હોય તેઓએ સુવા આગમજ કાંઇઓ "મોહડામાં મુકવું"જ જોઇએ, એ તંદરૂસતીના બાબમાં, અને ખુબ કરીને નાજુક બાંધાનાં માણસોની તંદરૂસ્તીના બાબમાં, ઘણું અગતનું છે. પેહલી નજરે આ બોના કઢંગી લાગશે, પણ તેનાં કારણ જણાવાથી તે વીચાર ફેરવાશે. માણસ જમવા પછી ઊંઘરેતું થાયછે, એ સાધારણ રીતે જણાયલું છે. એમ થવાનું કારણ શું? કારણ એજ કે, ખોરાક હજમ થતી વખતે હોજરીને પોતાનાં કામમાં લોહીની મદદ ઘણી લેવી પડેછે; તેટલાં માટે ભેજાંને બીજા વખત કરતાં ઓછું લોહી મલેછે, અને તેથી તેની કામ કરવાની શકતી સુસ્ત થઇ જાય છે. તેમ થઇને ઉંઘ આવે છે. જાગરૂત હાલતનું કારણ ભુખછે, તે હાજત પુરી પાડો, એટલે તમને ઊંઘ આવશે. તયારે ઊંઘ લાવવા માટે ખોરાકની મદદ આપોઆપ સાબેત થાય છે. જો નબલું માણસ સુવા અગાઊ ખોરાક લેશે, તો તેને સવારમાં તેનાં અંગમાં કઊઅત વધેલું માલમ પડશે. બચાંઓ રાતના જાગે

તયારે તેમને ખોરાક આપવાથી તેઓ પાછાં ઉંઘાય છે. સરવ કરતાં વધતી જરૂર બીમાર માણસોએ રાતે ખાવાની છે. તેઓના સંબંધમાં રાતનો ખોરાક તદન અવશયનો છે. એ લખતાં, સરવ ચીજમાં અંદાજો હોય છે, તે ધયાનમાં રાખવું.

**૨૬૯૨ અનાજ સરખા રોપનારૂં યંત્ર**-અનાજ બરાબર રોપવા માટેનું એક હથયાર હાલ શોધવામાં આવયું છે. તે સાદી બનાવતનું, હલકુ, અને ટકાઊ છે. તેવડે જોઇતા તફાવતે અનાજ નાખી શકાય છે, અને અનાજ કેણીગમ નખાયું તે દેખાડવાને માટે ચોકસ જાતની ગોઠવણ તેમાં કરવામાં આવી છે. આથી કરીને અનાજને સીધી હારમાં રોપવાનું, ઇતયાદી, ઘણું સેહલ થઇ પડેછે. આ હથીઆર અમેરીકામાં હાલ બનાવવામાં આવયું છે.

**૨૬૯૩ શરીર રંગવાની આબીસીનયામાં ચાલતી રીત**-શરીરને એક હથયાર વતે તરેહવાર નકશીથી આબીસીનયાના લોક રંગે છે. પુરૂષો ખભાંની નજદીક એક ઘરેણાંનો આકાર પડાવ્યા સીવાય વધારે કરતા નથી; પણ સ્ત્રીઓ લગભગ આખાં શરીર ઊપર સેતારા, લીટીઓ ઈત્યાદીના છાપો મરાવે છે, અને વારે ઘડીએ તેમની રચનામાં સારી શોભા હોય છે. ગરદન, ખભાં, છાતી, અને હાથ ઉપર છેક આંગલીઓ સુધી, ચીત્રો પાડવામાં આવેછે. આંગલીઓ ઊપર લીટીઓ પાડીને તેમને વીંતીનો આકાર આપવામાં આવે છે, અને વલી દાંતના પારાને પણ બલુ રંગના કરવામાં આવે છે. તેમની એ રીત વીશે એક મુસાફર નીચે પ્રમાણે લખે છે:—હું એક વેલા એક ઘરડી સ્ત્રી, જે શરીર રંગવાનો ધંધો કરતી હતી, તેણી પાસે મારો હાથ રંગાવા ગયો હતો. તેણીનાં હથયારોમાં એક મોટી ટાંચની, એક બે

પોકલ નેતરના કકડાઓ, અને એક પીછી હતી. રંગ દાખલ ભાજીપાલામાંથી બનાવેલો ચોકસ કાલો પદારથ હતો. ચકરડાં પાડવાં હોય ત્યારે જોઇતાં કદની ઉપલી એક નેતર લઇને, તેને રંગમાં તેણી બોળતી અને પછી ચામડી ઉપર તેનો છાપ મારતી હતી. બીજા આકારો પાડવાને માટે તેણી પીછી વાપરતી હતી. આ પ્રમાણે રંગથી પેહલાં આકાર પાડીને, તે ઉપર ટાંચનીએ ભોક પાડવામાં આવતા હતા. એવા બે ત્રણ હાથ મારવા સાથે પુરતો રંગ વાપડયો, એટલે કામ પુરૂં થયું. પેહલી વાર બેસતાં આ કામથી માણસને તાવ ચઢી આવે છે. તેમાં મુખ્યકરીને સ્ત્રીઓને તો જરૂરજ. તાવ અટકાવવાને માટે ભાજીપાલાની એક જાતની પોલટીસ થોડા દીવસો સુધી બાંધવી પડેછે. રંગયા પછી, ચામડી ઉપર પોપડી બંધાય છે, તેને પોતાની મેલે ખરીને પડવા દેવી જોઇએ. એ પછી નકશી બરાબર દીપી નીકલે છે.

**૨૬૯૪ કુતરા અને બીલાડીની આંખ પર થતી રોશનીની અસર**–ચોકસ હદ સુધી કુતરા અને બીલાડીનો બાંધો લગભગ સરખો છે. બંને જંગલી હાલતમાં માંસનો આહાર કરેછે, અને બંને પોતાનો શીકાર જાતી કોશેશથી મેલવેછે..પણ જે રીતે તેઓ શીકાર કરે છે, તે રીત તદનજ જુદી જુદી પ્રકારની છે. કુતરો દીવસમાં પોતાના શીકારની પુંઠ પકડે છે, અને બીલાડીઓ ઘણુંકરીને રાતે બાહેર નીકલે છે. આ કારણોને માટે તેઓની આંખો પણ જુદી જુદી જાતની છે. દીવસમાં જોઇશું તો કુતરાની આંખનો ડોલો માણસના જેવો તદન ગોલ પણ નાનો દેખાશે, અને અંધારૂં થયા પછી મલમ પડશે કે, તે દીવસમાં દેખાતો હતો તેના કરતાં ઘણો વધારે મોટો, પણ હજી ગોલાકારજ છે. બીલાડીની આંખનો

ડોળો દીવસમાં માત્ર એક જીણા ચીરા જેવો દેખાય છે, અંધારૂં પડવા આવતાં તે ચીરો ઘણો પોહોળો થઈ જાય છે, અને મધરાતે કુતરાના ડોળાની માફક ગોળાકાર થાય છે, પણ તેના શરીરનાં કદના પ્રમાણમાં ઘણો વધારે મોટો હોય છે. ઉપલા ફેરફારનું કારણ તેમની જુદી જુદી બનાવટની આંખો પર પડતી રોશનીછે. ઊપલી વીગતો સરવ બીલાડીઓને લાગુ પડેછે, અને વાંચનાર ચાહશે તો તેઓની સચાઇ વીશે પોતાની ખાતરી કરી શકશે.

**૨૬૯૫ મેકસીકોમાં મલી આવેલો પીરેમીડ**–ઊતર અમેરીકાના મેકસીકો દેશમાં આજ સુધી ઘણી વસતુઓ હાથ લાગી છે, જે ઊપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે, ત્યાં અસલના વખતમાં કોઇ સુધરેલું રાજય થઇ ગયલું હશે. હમણાંજ ત્યાંના એક જંગલમાં ઇજીપટના જેવો એક પીરેમીડ હાથ લાગો છે. તેનાં તલીઆંનો ઘેરાવો ૪,૩૫૦ ફીટનો અને તેની ઊંચાઇ ૭૫૦ ફીટની છે. તેને તલીએથી તે ટોંચ સુધી એક સરપના આકારની સડક કરવામાં આવેલી છે, કે જે ઊપરથી ગાડીઓ પીરેમીડની આખી ઊંચાઇએ મુસાફરી કરી શકે છે.

**૨૬૯૬ કપડાં બનાવવાની** ઝડપ–મેંઢાના શરીરપરથી ઊન ઊતારવું અને તેને વણીને કપડાં કરવાં, એ કામ ઇંગલંડ અને અમેરીકામાં કેટલી બધી ઝડપથી થઇ શકે છે, તેના નીચલા દાખલાઓ જાણવા જોગ છેઃ–એક ઇંગ્રેજ પેહેડી તેર કલાક અને વીસ મીનીટના અરસામાં મેંઢાનું ઉન ઊતારી, તેનું કપડું વણી, અને તે કપડાંનો ડગલો બનાવી શકી હતી. આ સાહસનો હેવાલ વાંચીને, અમેરીકાનો એક પેહડીએ તે કામ તેરથી પણ ઓછા કલાકમાં કરવાનું બીડું ઝડપ્યું. તેઓએ પાંચસો ડાલરની

સરત મારી, કે તેઓએ તે કામ બાર કલાકમાં કરવું. ઊનને તેની ખુદરતી હાલતમાં લઇને, તે પેહેડીએ બરાબર નવ કલાક અને પંદર મીનીટમાં એક દગલો તઇયાર કીધો. કપડું કાંઇ ઘણી ઝીણી વણતનું નહી હતું, પણ ઘણું શોભઇતું હતું, અને જે શખસે પેહડયું તેને ઘણી સારી રીતે બેસતું હતું.

**૨૬૯૭ બરીટીશ સરકારના આશરા હેટલ પલાતી શારક માછલી**-સીલોનમાં આવેલાં ત્રીંકોમાલી શેહરનાં બંદરમાં જબરી મોટી શારક માછલીઓ ફરતી ફરેછે, અને અ જાયબ જેવું છે કે, તેઓ ઇંગરેજ સરકારના આશરાતલે છે; અને જો કોઇબી માણસ તેમને હરકત કરતો માલમ પડેછે, તો તેને રૂ. ૧૦૦ના દંડની અથવાં બંદીખાનાંની સજા થાય છે! આ હસવા જેવી રસમ કેમ ઉતપન થઇ, તેનું કારણ નીચે પ્રમાણે જણાવવામાં આવે છેઃ-જયારે ઇંગરેજો હીંદુસતાન જીતવા પેહલવેહલા આવયા, તયારે તેમનાં વહાણોના ખલાસીઓ ચાકરી છોડી નાહસી જતા હતા; અને જયારે સીલોનનાં બારાં સાથે વેપાર કરવાને બીજી પ્રજાઓનાં વહાણો આવવાં લાગયાં, તયારે ત્રીંકોમાલી ખાતે રાખેલા સીપાઇઓ વારે ઘડીએ દરીઆમાં તરીને અમેરીકન અથવા બીજાં પારકી પ્રજાનાં વહાણો ઉપર ચહડી બેસતા; અને તે એવી મતલબથી કે તેઓ પોતાનાં વહાણો અને લશકરમાં ચાલતી સખતાઇથી છુટકારો મેલવે. આવી રીતે ખલાસીઓ અને સીપાઇઓને નાહસી જતા અટકાવવા માટે શારક માછલીઓ રાખવામાં આવીછે, કે તેમના ડરથી દરીયા તરો નાહસી જતાં માણસો અટકે.

**૨૬૯૮ સાંચાકામથી ચાલતી બંદગી**-મી૦ મુરાફટ નામે એક મુસાફર કહે છે કે, ટીબેટના ઊંડેઝ નામના એક પ્રગણામાં લોકો બંદગી કરવાની એક આશચરયકારક રીત

વાપરે છે. એક પરઘમનાં જેવાં મોટાં ગોલાકાર વાસણમાં ગમે તેટલાં લોકો કાગજ ઊપર લખેલી બંદગીઓ નાખે છે. અને પછી તે વાસણને બાફ, હવા, અથવા પાણીના જોરે ફેરવે છે. આવી યુકતીથી મોહડાંને તસદી આપવાની અગત રેહતી નથી.

**૨૬૯૮ સકારૂં કેમ ઊઠવું ?**–જયારે ઊંઘ પુરી થાય છે, ત્યારે ઊઠવાનો વખત આવે છે. જાગવા પછી ઝુંકવું, એ અકલ અને તંદરૂસતી બેઉના સંબંધમાં નાપસંદ કરવા જોગ છે. કારણકે, જયારે આપણી ઝુંકવાની ઇછા થાય છે, ત્યારે માત્ર મેજુંજ ઊંઘવાની હાલતમાં હોય છે, અને બાકીના શરીરના અવયવો સર્વ તેવી હાલતમાં હોતા નથી. ખરેખરી ઊંઘ, જુદી જુદી જાતની ઉંઘોનો સમુદાય છે. બીજા બોલોમાં કહીએ તો ઊંઘ એક એવી હાલત છે, કે જેથી આપણા શરીરનો દરેક છુટો ભાગ ઊંઘ-યાને આસાએસ મેલવે છે. જો એવું બને કે શરીરના એક ભાગ ઊપર ઘણુંજ થોડું કામ પડયું હોય, અને બીજાએ ઘણું થાકવી નાખતું કામ કીધું હોય, તો તેમને દરેક જોઇતી ઊંઘ યાને આસાએસનું પ્રમાણ એકેકથી ઘણુ-જુંદું રેહવું જોઇયે; યાને એક ભાગ ઘણો જલદી જાંગરૂત થવો જોઇએ અને બીજા ભાગને સજાગરૂ કરતાં બહુ વાર લાગવો જોઇયે. તેટલા માટે સારી ઊંઘ લાવવાને માટે એટલુંજ કરવું જોઇએ કે, શરીરના દરેક ભાગ ઉપર એવી રીતે કામ નાખવું, કે તેમની આસાએસનો વખત અને પ્રમાણ એક સરખાં રહે. મનની ઇંદ્રી, લાગણીની ઇંદ્રીઓ, જ્ઞાન તંતુઓ, અને આંતરડાં, એ સરવ ઉપર બને ત્યાં સુધી સરખાં પ્રમાણમાં કામ પડવું જોઇએ, કે જેથી તેઓ એકજ વેલા સાથે ઊંઘાવાને અને સાથેજ

જાગરૂત થવાને તઇયાર થાય. આ ચેતવણી ઉપર અમલ કરવા પછી કોઈ પણ માણસ સફારૂં ઊઠયા વગર રહે શે નહી.

**૨૬૯૯ એક કુતરાની સમયસુચકતા**-ગયા જાનેવારી માસમાં અમેરીકાના માસાચુસેટસ શેહેરમાં, એક દસ વરષની ઉમરનો છોકરો પઇડાંવાલા જોડા પેહેડીને એક બરફથી બંધાયલા તલાવ ઊપરથી સરકી જવાની રમત કરતો હતો. ઘણી હીંમત કરવા જતાં તે બરફની પટલી પોપરી ઉપર આવી જઇને તેમાંથી તલાવના જોરાવર ધોધમાં પડી ગયો. એક નયુફાઉનલંડ કુતરો, જે તે છોકરાની પાછલ ગયો હતો, તે તેની ધાસતી ચેતી જઇને તરત મદદે દોડયો. તેટલા વખતમાં છોકરો બરફ તલે ઘસડાઇ ગયો હતો. કુતરાએ જલદીથી બરફની પટલી પોપરી ઓડી કાહાડી, અને તાબડતોબ ડુબકી મારીને છોકરાને સપાટી ઉપર લાવયો, અને તયાંથી તેને ઘસડતો ઘસડતો કીનારે લઇ ગયો. થોડાં માણસોએ આ અકસમાત થતો જોયો હતો. પણ બરફ ઘણું પટલું હોવાથી તેની તરફ જવાને તેઓ અશકત હતા. તે કુતરો નધણીયાતો હોવાથી, પેલા છોકરાનાજ ઘરમાં તેને રાખવામાં આવયો છે.

**૨૭૦૦ કાન ઊપર દબાણ થવાથી નીપજતું બેહરાપણું**-બેહરાપણાંનું સાધારણ રીતે અપાતું કારણ એ છે કે, ચોકસ સબબોથી કાનની બહારની ભુંગલી સાંકડી થઇ જાય છે, અને તેથી અવાજ બરાબર આવજાવ કરી શકતો નથી. ઉપલાજ ચોકસ સબબોને લીધે કાનમાં મેલ એકઠો થવાનો પણ સંભવ રહે છે. હાલ એવી વાત બહાર આવી છે કે, કાન ઉપર રૂમાલ અથવા પાટો મજબુત બાંધવાથી જે દબાણ થાય છે, તેથી કરીને પણ કાનની

ભુંગલી સાંકડી થાય છે. અને તે કારણથી ઘણા માણસો બેહરાં થવાના દાખલાઓ જણાયલા છે.

**૨૭૦૧ કાચી કાલુ માછલી ખાવાની ભલામણ**–એવું કહેછે કે, સરવ ખોરાકને લાયકની ચીજોમાં કાચી કાલુ–તદનજ તાજી અને કોઇબી રીતે પકાવયા વગરની–ખાવી ઘણી પુષટીકારક છે. વગર પકાવેલી કાલુમાં એવો એક ગુણ છે, કે જે હજમયતને ઘણી મદદ કરે છે. તોપણ આ માછલી કેટલી હદ સુધી કાચીજ ખોરાક દાખલ વાપડવી તંદરૂસતીને અનુસરતી છે, એ એક સવાલ છે. નીચલા એક ફરેનચ તબીબના આપેલા દાખલા ઊપરથી, આ સવાલનો જવાબ સેહજે જણાશે. તે કહેછે કે, વરસાલસ શેહેરમાં તેને કોઇ મો૦ લાપરટ નામના પુરૂષ સાથે ઓલખાણ પડી. તે કાલુનો અતીશય શોકીન હતો, અને હંમેશ ફરીયાદ કરતો, કે કદી તેને પોતાની મરજી પુરતો, તે માછલીનો જથો મલતો નહી હતો. આ શોક તદન પુરો પાડવાની મતલબથી, તે તબીબે લાપરટને પોતાને તયાં જમવા તેડયો. "એક કલાક સુધી તે તબીબ કહેછે, "તેણે કાલુનો આહાર કીધો, અને તેટલા વખતમાં તેણે બત્રીસ દજન કાલુનો જથો ખપાવયો તે હજીબી વધારે ખપાવતે, પણ તેની ઇછા પુરી પાડવાને મારી પાસે વધુ કાલુ રહી નહતી. તે પછી લાપરટે મારી સાથે જમવા માંડયું, અને જે ભુખ સાથે તેણે ખાનાંને ઇનસાફ આપયો, તે ઊપરથી કોઇ તરાહેત ઘણી એવુંજ વીચારતે, કે તેણે લાંબા વખતનો અપવાસ કરયો છે."

**૨૭૦૨ લોભ વગરની જીંદગી નકામી**–જીંદગીમાં ફતેહ મેલવવી, એ લોભ વગર–એટલે, દરેક કામમાં સારો દેખાવ કરવાની ઇચ્છા વગર–તદન અશકય છે, એવું દરેક

જવાન પુરૂશે ખાતરીથી માનવું. માણસ શા માટે ઉંચા પરવત ઊપર મેહનત લઇને ચઢે, જયારે તેને આશા નહી હોય કે પોતાની મેહનતનાં પરીણામમાં રલીઆમણા ખુદરતી દેખાવોની તે મઝા ભોગવશે, અને શીતલ હવાની લેહેકોથી પોતાનું ગરમ મગજ તર કરશે ? લોભ-થીજ તેને આગલ વધવાનું શુર આવે છે. ગમે તેવા શંકો તેના મારગમાં આડા પડે, તે સરવને વટાવીને, લોભ આગલ વધવાના રસ્તા ઉપર રોશની ફેંકે છે. અને લોભે રસ્તો કોણ કોણને દેખાડયો છે, તે જણાવવાની જરૂર નથી. આપણી આસપાસના હજારો પુરૂશો લોભથી કીરતી અને મોટાઇએ પોંહચ્યા છે. માત્ર લડાઇનીજ કીરતી નહી, પણ તન અને મનની હજારો શકતીઓની, કે જેમાંની એક પણ દરેક માણસના સ્વાધીનમાં છેજ.

**૨૭૦૩ બેરોજગાર હાલત**-મેહેનતનું પરીણામ ઉંઘ અને ભુખ, અને તેટલાં માટે તંદરૂસ્તી અને સુખ છે. ખુદરતે માણસની સરવ જરૂરીઆતો તેના પોતાના તઇયાર કરવા ઉપર રાખી છે, અને તેમ કરવાથી તેની ખુદરતી આલસાઇ ભાંગીને મેહનત કરવાની તેના ઉપર ફરજ નાખી છે. આખી દુનયામાં સેહજ પણ કાંટો કચરો એવો નથી, કે જે વગર ખુદરત પોતાનું કામ ચલાવી શકતે. ઊજડ જમીનો પુરૂથવીપર એટલાજ વાસતે મુકાઇ છે, કે તે ઊપર માણસને મેહેનત કરવી પડે, અને મેહેનતનાં સુખો જોઇને આપણે વીચારી શકયે છીયે, કે જો સરવે દેશો સરવ રીતે આબાદ અને ફલદરૂપ હતે તો, આજ માણસ હાલ જેટલો સુખી હતે નહી. જે મેહેનતથી તન અને મન ઘસાય છે, તેજ મેહેનતથી તેઓ સુધરે પણ છે, અને તેજ મેહેનતથી આપણને હજારગણી મોજ મલે છે,

કે જે કોઇપણ દોલતથી ખરીદાય નહી, અને કોઇ પણ આલસાઇથી ચખાય નહી. તે માત્ર મેહેનતનુંજ ફલ છે, અને મેહેનતુનેજ મલેછે.

**૨૭૦૪ સકાઈનાં ટાપુનાં લોકમાં થતી લગન વખતની પેહરામણી**–સકાટલાંડની પશ્ચીમે આવેલા આ ટાપુમાં, લગનનો અવસર ઘણો ધામધુમનો હોય છે. તેઓમાં એવો રેવાજછે કે, વરરાજાએ કનયાને કપડાં કરવાં જોઇએ, તેમજ કનયાએ બરાબર તેવાંજ કપડાં વરરાજાને કરવાં જોઇએ; અને તે સાથે સામસામા કુટુંબના બીજાં માણસોનેબી ભેટ સોગાદો આપવી પડેછે. બંધે બાજુઓએ વીહુસકી દારૂનો મોટો જથો પુરો પાડવો જોઇએ, અને તેમ નહી કરવું એ આબરૂને ઝાંખ લગાડવા જેવું છે. તેઓમાં પરણેલાં માણસો હંમેશ બચ્ચાંના સંબંધમાં ઘણાં સુખી હોય છે. એક જણને આઠ અને દશ છોકરાંની સંખયા તો તયાં સાધારણ છે, અને કોઇને તો છેક પંદર જેટલાં હોયછે. તંદરૂસતીના બાબમાં બચાંઓ ઘણાં સુખી હોય છે, અને તેમનામાં મોત ઘણાં થોડાંજ થાય છે. તેમનાંમાનાં ઘણાંખરાંઓ આસુદાં અને રૂવાંનીવાલા હોય છે. અને ચઊદ વરસ પછી તેમની વધ ઘણી ઝડપવાલી થાયછે, જેથી કરીને જવાનીમાં તેઓ ઘણાં સુખીઆરાં દેખાયછે. કુટુંબની જંજાલ માથે લીધા પછી, સ્ત્રીઓની ખુબસુરતી ઝાંખ મારી જાયછે, તોપણ સારા પોષાકમાં તેઓ ઘણી દીપી નીકલે છે.

**૨૭૦૫ એક હાસ્યરસ નાટકકારની ખાપરી**–આસરે ત્રણ સદોની વાત ઉપર આયરલાંડમાં કલેપસેનસ નામે એક હાસ્યરસ નાટકકાર થઇ ગયો હતો. તેનો ચેહરો ખુદરતી રીતેજ એટલો હસવા જેવો અને રમુજી હતો, કે ગમે તેવી દલગીરી અથવા દુખની અસર તલે દબાયલો

શખ્સ તેની તરફ પેહેલીજ નજર નાખતાં હસ્યા વગર રહે નહી. તેનાં મરણ પછી કેટલીક મુદતે, તેની દતાવાની જગયા ઉપર એક વેલા એક ઘોરઓડુને બીજાં મડદાંની જગયા કરવા માટે ઘોર ઓડતાં તેની ઓપરી હાથ લાગી. તેણે તે બેદરકારીથી એક પથર ઊપર નાખી. તેટલાં કોઇ ભલતા રાહદારીઓ તે પથર આગલ આવ્યા, અને ઘોરઓડુની અજાયબી વચે બેઅખતયાર રીતે હસવા લાગયા. તેઓની હસાહસનું કારણ શોધતાં તેને માલમ પડયું કે તે કલેપસેનસની ઓપરી હતી, અને તે જાણતાંજ તેને પણ હસવાનું શુર છુટયું, અને ઓડવાનું કામ ઠેકાણે રહયું. થોડા વારમાં, જે મડદાંને માટે ઘોર ઓડાતી હતી તે ઘંભીર દેખાવ સાથે આસપાસનાઓની કલાપીત વચે આવી લાગયું. મડદું એક આઇરીશમેનનું હતું, અને આઇરીશ લોકોની કલાપીતમાં ચોકસ જાતના શોકકારક પોકારોનું તતવ ભલેલું હોય છે કે જે આજ સુધી ચાલુ છે. ઠેડવેલી જગયાએ આવી પુગતાં, જેવી શોક કરનારાઓની નજર કલેપસેનસની ઓપરી ઉપર પડી, તેવાજ તેઓના રડવાના પોકારો બદલાઇને જબરી હસાહસ થઈ રહી. આ પ્રમાણે કલેપસેનસની હાસ્યરસ શકતી તેની જીંદગીમાંજ રમુજ ઉપજાવનાર થઇ નહી, પણ તેના મુવા પછી તેની ઓપરીએ પણ ઉપલા હાસ્યરસ દેખાવને કારણ આપયું.

**૨૭૦૬ દરીઆમાં થતી જાનની ખુહારી**–દરયામાં થતી જાનની ખુહારીનો પારલામેંટનો દશ વરસનો હીસાબ બહાર પડયો છે. તેમાં ઇંગ્રેજી વહાણો અને તેમના માણસોની ખુહારીના આંકડા દુખદાયક રીતે મોટા માલમ પડે છે. મી૦ ચેમબરલેન કહે છે, કે આ આંકડા વધતા જાય છે, અને હજીબી વધશે એવું સંભવે છે, હીસાબમાં

જણાવ્યા પ્રમાણે, ૧૮૭૪માં ૨૪૪ વહાણો, અને ૨,૦૨૭ માણસોની ખુવારી થઇ હતી; ૧૮૮૨માં ૨૪૨ વહાણો અને ૧,૮૩૪ માણસો, અને ૧૮૮૩માં ૧૯૭ વહાણો અને ૧,૩૦૯ માણસો નાશ પામયાં.

**૨૭૦૭ ધરતીકંપનો વખત નોધનારૂં યંત્ર**-સકાટલાંડનાં ગલાસગો શેહેરમાં, આ યંત્ર, મો૦ જેમસ વાહીટ નામના જાણીતા કારીગરે બનાવ્યું છે. જેપાન દેશમાં જે વારંવારના ધરતીકંપો થાય છે, તેમનાં સંબંધમાં શોધ બોલ ચલાવવાને માટે તયાંની રાજધાની ટોકીઓમાં એક ઈંગ્રેજી મંડલી નેમાઇ છે, અને તેના ઊપયોગને માટે આ યંત્ર બનાવવામાં આવ્યું છે. જે વખતે ધરતીકંપ શરૂ થાય તે વખત, જયાં સુધી તે ટકે તે વખત, અને તેના આંચકાના કારણ અને અસર, એ સરવ આ યંત્રથી નોધવાને બની આવશે. સાધારણ રીતે ધરતીકંપના આંચકા પૃથ્વીની સપાટીના થોડા ભાગ ઊપરજ લાગે છે, અને તેનો દરેક આંચકો એકદમ ચાલુ હોતો નથી, પણ સેજસેજ અંતરે એકેક પછી હીલચાલો થયા કરે છે. આ અંતરો પણ સરાંખા લાંબા હોતા નથી, અને જુદા જુદા ધરતીકંપોમા આંચકાં લાગવાનો અને તેમનો ટકવાનો વખત તથા તેમની અસર જુદી જુદી હોય છે.

**૨૭૦૮ અમેરીકાની સ્ત્રી શોધકરતાઓ**-અમેરીકખંડ, આખી પૃથવીમાં વીદયા હુનરની બાબદમાં સરવથી આગલ પડેલો કબુલ કરવામાં આવે છે. માત્ર પુરૂશોએજ નહી, પણ સ્ત્રીઓએ પણ તેમને લગતી અગતની શોધો કરીને નામ કાહાડયું છે. અમેરીકામાં થોડા વખત ઊપર પ્રગટ થયલાં ચોપાનીઆમાં તયાંની સ્ત્રીઓએ કરેલી શોધો અને મેલવેલાં પેટંટોની લાંબી નોંધ આપી છે. તેમાં-

થી માત્ર એકજ અહીંઆ આપેલી પુરતી થશે. તે એ છે કે, મોસીસ મેથરસ નામે એક અમેરીકન ઓરત અને તેની છોકરીએ સાથે મલીને એક અગતનું દુરબીન બનાવયું છે, જેથી કરીને વાહાણોને કીનારા ઉપર લાવયા વગર તેમનાં તલીઆની ચીજો ઘણી સ્પષ્ટ રીતે દેખાઇ શકાય છે. વલી તેની મદદથી ખરાબાપર ભાગેલાં વાહાણોની તપાસ થઇ શકે છે, વાહાણ હંકારતાં નડતી દરીઆની અડચણો દુર કરાય છે, વાહાણો ડુબાડી નાખનારી નાશકારક ટારપીડો બોટ ચોકસાઇથી પકડી કહાડાય છે, અને તે પ્રમાણે દરીઆવરથી ધંધાદારીઓના લખો રૂપીઆ વરશો વરશ બંચે છે.

**૨૭૦૯ એક ચોકસ ગયાસની અવાજ ઉપર થતી અસર**—ગલાસગો શેહેરમાં, થોડો વખત ઉપર, મોફાટ નામના ઇંગ્રેજ વીદવાને ભાષણ આપતાં, એવું જણાવયુ હતું કે, રસાયન શાસ્ત્રના સાંધનોથી અવાજ ખીલવી શકાય છે. તેણે જણાવયું કે ઇટાલીઅન લોકોનો ગાયનનો અવાજ મધુર હોવાનું કારણ એ છે કે, તેમના દેશની હવામાં ચોકસ જાતની ગયાસ, જેને "પરઓકસાઇડ આવ હાઇડરોજન" (Peroxide of Hydrogen) કહે છે, તે ભલેલી હોય છે. પોતાના વીચારની શાહેદતમાં તેણે ઉપલી ગયાસ રસાયન સંજોગોથી બનાવીને, તે ચોકસ ગ્રહસથોને દમમાં લેવા કહી, અને તેનાં પરીણામમાં તેમના અવાજો ઘણા સાફ, ઊંચાં શુરના, અને મધુર થયલા જણાયા હતા. હાજર રહેલા ઘણા પુરૂશોએ ડાકટર મોફાટની એ શોધની તરફેણમાં બીચાર આપયા છે. જો આ શોધ પુરતી રીતે ખીલવવામાં આવે તો, ઘણી ઉપયોગી થઇ પડશે, એમાં કશો શક નથી.

**૨૭૧૦ અવાજ સુધારનારૂં યંત્ર**—જાહેર ભાષણ કરતાઓ, ગાનારાઓ અને નાટકકારો વગેરેને ઘણું ઉપયોગી થઇ પડે એવું એક યંત્ર, ડાકટર કારટર મોફાટ નામે યુરોપયન તબીબે શોધી કાહાડયું છે. તે યંત્રમાં માણસનો અવાજ ખુલો અને મધુર કરવાની શકતી છે. ડાકટર કારટર મોફાટ જણાવે છે કે, ઈટાલીયન લોકોના અવાજ ઘણા મધુર હોય છે; અને તેનું કારણ એકે, તેમના દેશની હવામાં "આમોનીયા" અને "પરઆક્ષાઇડ આફ હાઇડરોજન નામનાં તતવોનો ભેલ ઘણો હોય છે, જે તતવો અવાજપર ઘણી સારી અસર કરે છે. આ ઉપરથી તે તતવો ઉતપન કરનારૂં એક યંત્ર તેણે બનાવયું છે, અને તેને "આમોનીયાફોન" કરી નામ આપયું છે. એ યંત્રની અજમાયશ લેવામાં આવી છે, અને તે ધારેલી અસર કરવામાં ફતેહમંદ ઉતરેલું કેહવાય છે.

**૨૭૧૧ ચીત્રો છાપવાનું યંત્ર**—ચીત્રો છાપવાનો એક નાનો સંચો હાલમાં શોધી કાહાડવામાં આવયો છે. તેની મદદથી, રંગેલાં ચીત્રો, ફોટોગ્રાફો, તથા કોતરકામોની નકલ ચોપડીઓ તથા વરતમાન પત્રો માટે છાપી શકાય છે. એટલુંજ નહી, પણ એક અસલ ચીજનું ચીત્ર પણ તેની મદદથી લઈ શકાય છે.

**૨૭૧૨ તોફાની સમુદ્રમાં તરનારને કામે લાગી શકે એવી એક ટોપી તથા પટાની શોધ**—ગમે એવો સુનંદો તરનાર બી, તોફાની સમુદરમાં મોજાઓની છોલ પોતાનાં મોહડાં સાથે ચાલુ અથડતી રેહવાથી ગુંગલાઇને ડુબી જવાના ભયમાં રહે છે. આવા અકસમાતનો અટકાવ કરી શકે એવી એક કીમતી સોધ, મી૦ વીલયમ વીલકીનસ નામે ઈંગરેજે કરી છે. તેણે તોફાની સમુદરમાં કામે લાગી શકે

એવી એક ટોપી તથા પટો શોધી કાહડયાં છે. એ ટોપી પેહરવા પછી પાણીમાં માથું રાખવા છતાં, વગર હરકતે બાહાર જોઇ તથા દમ લેવાઇ શકાય છે. તે ટોપી તથા પટો બંનેને બબે ભાગમાં વેંહચી નાખયાં છે, અને તે અકેકો ભાગ ગમે એવા તોફાની મોજાઓ વચ્ચે માણસને તરતો રાખી શકે છે. એવી ગણતરી કરવામાં આવે છે કે, સઘલાં કપડાં સુધાં તરતાં એક માણસનું વજન પાણીપર ઘણામાં ઘણું છ રતલ પડે છે; અને આ ટોપી તથા પટો બંને સાથે મલી તેથી દશ ગણું યાને સાહાઠ રતલ વજન ખમી શકે છે. પટામાં ચાલીશ રતલ અને ટોપીમાં વીશ રતલ જેટલો બોજો ખમવાની શકતી છે. બરાહટન ખાતેના દરયામાં એક જબરાં તોફાન વેલા એ પટા અને ટોપીની અજમાયશ લેવામાં આવી હતી, અને તે તદન મનમાનતી ઊતરી હતી.

**૨૭૧૩ ગજવાંમાં રાખવા લાયક શમેદાની**-મીનબતી મુકવાની ગજવામાં રાખવા લાયક એક નાની શમેદાની હાલ અમેરીકા ખાતે શોધી કાહાડવામાં આવી છે. અમેરીકનો સાધારણ ઉપયોગને બરની તરેહવાર શોધો હાલ કરયાજ જાય છે, અને તેમાં આ એક નવો વધારો છે. અંધારા ઓરડામાં તથા ખાણોમાં કામ કરતા મજુરોને માટે આ શોધ ઘણી ઊપયોગી થઈ પડશે.

**૨૭૧૪ વીજલીક રોશનીનાં ઘરેણાં પેહરનારાંઓના ઊપયોગ માટે એક નાની વીજલીક બેટરી**-વીજલીક રોશનીનાં ઘરેણાં પેહનારાંઓની સગવડ માટે એક નાની વીજલીક બેટરી બનાવવામાં આવી છે. એ બેટરી ગજવામાં અથવા પોશાકના કોઇબી સગવડ ભરેલા ભાગમાં રાખી શકાય છે, અને બે ત્રણ નાનાં વીજલીક ફાનુસો થોડાક કલાક ચાલુ રાખવાની તેનામાં શકતી છે. એક ના-

ની અબનૂસનાં લાકડાંની દાબડીમાં એ બેટરી ગોઠવેલી હોય છે, અને તે દાબડી ગજવામાં અથવા પોશાકના બીજા કોઇ ભાગમાં મેલવામાં આવે છે. કમરે બાંધવાના પટાનાં બકલમાં તે ઠીક રીતે ગોઠવી શકાય છે. એક નાટકશાલામાં થોડીક મુદ્દતપર થયલા એક બેલ વેલા તે અજમાયશ કરવામાં આવી હતી. એક નાટકકારે માથાંપર વીજલીક રોશનીનો એક મુગટ પેહરી તે સાથ સંબંધ રાખતી બેટરી પોતાની કમરના પટાના બકલમાં છુપાવી હતી. બકલની બાહાર નીકલી આવેલી તેની એક ચાંપ દાબતાં, મુગટમાંની રોશની વધતી ઓછી કરી શકાતી હતી.

**૨૭૧૫ સેહલથી જમીનપર લાવી શકાય એવી એક સટીમર**—સેહલથી જમીનપર લાવી શકાય એવી એક સટીમર, આફ્રીકામાં કાંગો નદી તરફ શોધ કરવા ગયલા મુસાફર મી૦ સટાનલીના ખાસ ઉપયોગ માટે બનાવવામાં આવી છે. તેને મી૦ સટાનલીનુંજ નામ આપવામાં આવયું છે. આફ્રીકા અને એવાજ બીજા મુલકો, જયાં મુસાફરોને શોધ કરવાને અરથે જવું પડે છે, અને પાણી તેમજ જમીનના મારગની મુસાફરીઓ થોડે થોડે વખતે ચાલુ કરવી પડે છે, તેવા મુલકોમાં ફરતા મુસાફરો માટે આ સટીમર ઘણી ઉપયોગી છે. તેને દરયામાં ને દરયામાં ઘણાક નાના કકડાઓમાં છુટી પાડી શકાય છે, જેથી તેને જમીન પર લાવવામાં કસી અગવડ પડતી નથી. વલી જયારે તે દરયામાં ઊતારવી હોય તયારેબી એજ રીતે પાછી જોડી શકાય છે.

**૨૭૧૬ નવી જાતના ટરામવેના પાટા**—ટરામવેની લાઇનો માટે હાલ જે પાટા વપરાય છે, તે જુના થઇ જતાં સાંધામાંથી ઘણા ઢીલા થઇ જમીનમાંથી ઉપર નીકલી

આવે છે. આથી ગાડીઓને ઘણા આચકા આવે છે, તેમનાં પઈડાં ભાગી જાય છે, તથા ઘોડાઓનેબી ઘણી ઇજા થાય છે. એ અગવડ મટાડવા માટે હમણાં નવી જાતના પાટા બનાવવામાં આવયા છે. એ પાટાઓ જરાબી અલગા થાય તયારે તેમને ઊખેડવા વીના ટાઈટ કરી શકાય છે. વલી ઘણા જલદીથી જમીનમાં ગોઠવી પણ શકાય છે.

**૨૯૨૭ લોખંડની વસતુઓની લોહચુંબક શકતી તપાસનારૂં યંત્ર**–લોખંડ અને પોલાદની બનેલી વસતુઓની વધતી ઓછી શકતી તપાસનારૂં એક ત્રાજવાંને મલતું યંત્ર હાલ બનાવવામાં આવયું છે. એ યંત્ર, પોલાદના તારના બે વીંટાઓની લોહચુંબક શકતીથી પોતાનું કામ બજાવે છે. તેની મદદથી એવું શોધી કાહાડવામાં આવયું છે કે, જેમ એક લોખંડ અથવા પોલાદનો કકડો વધારે ભારી, તેમ તેની લોહચુંબક શકતી વધારે હોય છે. પ્રોફેસર હ્યુઝ નામે વીદવાને એ યંત્ર શોધી કાહાડયું છે, અને તેણે સાહઠ જાતના લોખંડ તથા પોલાદના કકડા તપાસી જોયા છે, અને એ ધાતુઓના સંબંધમાં ઘણીક જાણવા જોગ હકીકતો તેણે શોધી કાહડી છે.

**૨૭૧૮ યાંત્રીક ટેલીફોન**–હાલમાં જે ટેલીફોન વપરાય છે, તે વીજલીની મદદથી ચાલેછે, પણ થોડો વખત થયો અમેરીકામાં એક જાતનું ટેલીફોન શોધી કાહાડવામાં આવયું છે, જે વીજલીને બદલે યાંત્રીક શકતીની મદદથી ચાલેછે. એ ટેલીફોનબી ઘણા લાંબા તફાવત સુધી કામે લાગેછે.

**૨૭૧૯ દરયાના મોજા શાંત કરનાર તોપનો ગોલો**–દરયાના મોજા શાંત કરવા માટે તેલ આતરી ભરેલા ઈલાજ માલમ પડવાથી, તેનો ઊપયોગ હવે છુટથી થવા

લાગો છે. તેનો લાભ લેઇ મી૦ ગારડન નામે ઇંગ્રેજે તેલથી ભરેલા તોપના ગોલાઓ બનાવયા છે, જે એક નાની તોપમાં મેલીને ઊરાડવાથી પાણીમાં જઇને ફુટે છે, અને તેમાંનું તેલ બાહાર નીકલીને મોજા શાંત કરે છે. એ ગોલાઓ, દરેક સટીમરોએ પોતા સાથે રાખી ફરવાની ભલામણ કરવામાં આવેછે, અને તે ભલામણ વાજબી છે. દરયામાં થોડે થોડે છેટે પડેલાં બે વાહણો વચે એક બોટને આવજાવ કરવાની સગવડ કરી આપવા માટે એ અખતરો અજમાવી જોવામાં આવ્યો હતો. તે બેમાંનાં એક વાહાણ ઊપર એ ગોલા રાખવામાં આવયા હતા, અને એક નાની તોપમાં એક ગોલો મેલી તે ફોડતાંજ, થોડા વારમાં દરયાના મોજા શાંત થઇ ગયા હતા; અને બોટ પસાર થઇ શકી હતી.

**૨૭૨૦ હાથચાલાકીનો એક નવાઈ સરખો ખેલ**—ડાકટર લીન નામે એક જાણીતો ખેલાડી, થોડાં વરસપર અતરે આવી નવાઇ સરખા હાથચાલાકીના ખેલો બતાવતો હતો, તે ઘણાકોને યાદ હશે. તે ઇંગલંડમાં હાલ એક નવાઇ સરખો ખેલ કરી બતાવેછે, જેનો કશો ખોલાસો મલી શકતો નથી. તે એક સ્ત્રીનું માથાંથી કમર સુધીનું અરધું શરીર તખતા ઉપર અતરંગ લટકતું દેખાડે છે. આ શરીર તદન જીવતાં માણસ જેવું લાગેછે. તે પોતાનાં અરધાં શરીરથી બની શકે એટલી હીલચાલ કરેછે, હસેછે અને વાતચીત કરેછે. નાટકશાલાનાં છાપરાંમાંથી લટકતી બે સાંકલોપર એક પાટીયું ગોઠવી તેપર આ ધડ મુકેલું દીશેછે. તેની સાથે નીચેથી લટકાવેલી એક નાગી તલવાર આસપાસ ફરીને જોનારની ખાતરી કરેછે કે, તે અડધાં ધડની નીચે કાંઇબી ચીજ હીકમતથી છુપાવેલી નથી. ની-

શાની થતાંજ, આ વીચીત્ર શરીર પોતાની નીચેનાં પાટીયાંથી અતરંગ થઇને સાંકલો પકડી ઊંચે ચહડી બેસેછે. તે પછી તે પાટીયું સાંકલોમાંથી થોડોવાર કાહડી લેવામાં આવેછે, અને જયારે તે પાછું મેલવામાં આવે, તયારે તે શરીર નીચે ઊતરી આવેછે. જોનારને તદન એમજ લાગે છે. કે એક જીવતાં માણસનું અરધું શરીરજ આ સઘ ખેલ કરી બતાવેછે. તેમાં સાંચાકામ અથવા બીજી કોઇ હીકમત વપરાતી હશે, પણ તેની કશી નીશાની નજરે પડતી નથી.

**૨૭૨૧ બટનોનું સંગ્રહસ્થાન**–એક અમેરીકન ગ્રહસ્થને જાત જાતનાં બટનો ભેગાં કરવાનો શોખ લાગો છે. આજ કેટલીક મુદત થઇ તે પઇસા આપીને લોકો પાસેથી નવી નવી તરેહનાં બટનો ખરીદે છે. જુદી જુદી પચાસસો જાતનાં બટનના નમુના, જે કોઇ તેને લાવી આપે તેને તે પચાસ ડાલરનું ઇનામ આપેછે. એવી રીતનાં ઇનામમાં તે એક હજાર ડાલર ખરચી ચુકોછે, અને બીજા સંખયાબંદ નમુનાઓ તેનાપર આવતાજ જાયછે. એ બટનો તેણે એક ખાસ ઓરડામાં લોકોને જોવા માટે ખુલાં મેલયાં છે. તે નવાઇ સરખું સંગરહસ્થાન ખચીત જોવા લાયક માલમ પડેછે. તરેહવાર આકાર, રંગ, અને કદનાં બટનો તેમાં નજરે પડેછે. સેંકડો નવી જાતનાં તેમજ અસલી બટનો તેમાં ભેગાં થયાંછે. ગમે એવાં જુનાં અને ઘસાઇ ગયલાં બટનોના નમુના માટેબી તે ઇનામ આપે છે. માત્ર તે એટલીજ શરત કરે છે કે, દરેક બટનનો નમુનો ખુલો દેખાઇ આવવો જોઇયે. એ સંગરહસ્થાનની ભેટ લેવાને પુષ્કલ લોકો આવે છે. તેમની નજરે, તે ઓલું મેલનાર ધણી બટનોની ગણતરી કરતો બેઠેલો દીસે છે. તે પોતા ઊપર આવતા સઘલા નમુનાની જાતે તપાસ લેછે;

અને તપાસી જોય છે કે, નમુના મોકલનાર ધણીએ બરાબર પચીસસો નમુના મોકલયા છે, તથા ઈનામની સઘલી શરતો બજાવી છે કે નહી. આ કામમાં તેને ઘણું રોકાણ નીકલતું રહે છે. કદાચ પાસે પુરતાં નાણાં હશે, અને કાંઈ ચાકરી ધંધાની ચીંતા નહી હશે, તેથી પોતાનો વખત પસાર કરવાને તેણે આ કામ શોધી કાહડયું હશે.

**૨૭૨૨ ગુમડાંના ઈલાજો**-ગુમડાં બચાંને તેમજ મોટાં માણસોને ગરમીની મોહસમમાં ઘણુંકરીને ઘણાં થાય છે, અને તેથી બહુ ઈજા વેઠવી પડે છે. ગુમડાં થવા માંડે કે તુરત હલકો જુલાબ આપી પેટ સાફ લાવવાં, અને નીચે લખેલા ઈલાજો કરવા:-

**પેહલો**-સુંઠ અને મરી પાણીમાં ઘસીને ગુમડાં ઉપર લગાડવું, જેથી તે બેસી જશે.

**બીજો**-"કેમફરેટેડ આલકોહોલ" ગુમડાં નીકલતાં શરૂઆતમાજ જો લગાડીએ હોય તો, ગુમડાં બેસી જઈને ઘણો ગુણ કરશે.

**ત્રીજો**-શુખડ પાણીમાં ઘસીને તે, યા કાલી મટોડી પાણીમાં પીગલાવીને જો ગુમડાં ઊપર મુકે તો ઘણો ફાયદો થાય.

**ચોથો**-"એકસ્ટ્રેકટ આવ ઓપીઅમ" પાણીમાં દોહોવીને તે જાડું જાડું ગુમડાં ઊપર દર તરણ તરણ કલાકે લગાડે તો ગુમડાંનો સોજો ઊતરી જાય.

**પાંચમો**-પારો, અફીણ, અને સાબુ, એ તરણે સરખે બાગે મેલવીને તેની આગરી બનાવી ગુમડાં ઉપર મુકવી.

**છઠો**-"ટીંકચર આવ આઇઓડાઇન" ગુમડાં ઊંપર લગાડવું.

**સાતમો**-કાલા મલમની ઇઆ "બેજલીકન આઇન્ટમેન્ટ"ની આગરી બનાવીને તે ગુમડાં ઊપર મુકવી.

**આઠમો**-જો ગુમડું ઘણું મોટું થયું હોય ને ઘણો અકરસાટ અને દુખાવો થતો હોય, તો તે ઊપર જલો મુકાવવી; અને પછી પાંઊની, આંટાની, કે અલશીની પોલટીસ બનાવીને તે ઉપર મુકવી. એથી તે પાકશે, અને પછી તેને નસતરે ચીરાવીને તે ઊપર કાલા મલમની પટી મારવી, જેથી રૂઝી જશે.

**નવમો**-જો ગુમડાં અવારનવાર થયાજ કરે, તો "લાઈકર પોટાસી"નાં ૧૦ ટીપાં થોડાં દુધમાં નાખીને દહાડામાં બે વાર પાવું. અથવા ધાણા, સુખડનો વેહેર, હરડાં, બેહેડાં, ને આમરા એ સઘલાંને સરખે વજને લેઇ તેમાં તે દુખે તેટલું મીઠું પાણી નાખી ભીજવી મુકવું. કલાક તરણ ચાર પછી તેને ગાલી તે પાણીમાંથી પાશેર જેટલું દીવસમાં તરણ વાર પીવું. તેથી ગુમડાં નીકલતાં બંધ પડશે.

**૨૭૨૩ વીજલીક તારની શકતીનો એક અછો દાખલો**-લંડનથી તે ઇરાનની રાજધાની તેહરાન સુધીનો તફાવત ૩,૮૦૦ માઇલનો છે, અને તે આખે તફાવતે એક બીજલીક તાર ફરી વલયોછે. ગઇ તા૦ ૧૩મી એપ્રીલને દને રાતે સાત વાગે, આ તારનો મારફતે તરેહવાર દેશો સાથે અજમાયશને ખાતર વાતચીત કરવામાં આવી હતી. પેહેલાં જરમનીમાં આવેલાં એમડન શેહેર સાથે લંડનને વાત શરૂ થઇ. તે પછી ઓડેસા, જે કાલા સમુદ્ર ઊપર આવેલું રૂશયન બંદર છે, ત્યાંના તાર માસતર સાથે તેટલીજ સેહેલાઇથી વાત થઇ શકી. થોડી સેકંડ નહી થઇ તેટલાં તેહરાન સાથે સંધેસો ચાલયો. આ વખતે બીજા કોઇ અગતના સંધેસા ચાલતા નહીં હોવાથી, વખત ઘણો અનુકુલ હતો. જુદા જુદા દેશના આડતીઆઓ આ તારની શકતી તપાસવાને આતુર હતા. તેહરાને કરાંચીને લંડન સાથે મેલવી આપ્યું,

અને વાતચીત એટલી ઝડપથી ચાલતી હતી, કે દર મીનીટે પંદર શબ્દો જણાઇ રેહતા હતા. કરાંચીએ લંડન સાથે આગ્રાને મેલવી આપ્યું, અને થોડા વખત સુધી આગ્રાના આડતીઆ મી૰ માલકમખાન સાથે વાત ચાલી. આ ફતેહ સંપુર્ણ કરવા આગ્રાએ કલકતાને લડંન સાથે જોડયું, અને કલકતાનો દેશી આડતીઓ વાતે ઊતર્યો. પેહલાં તેણે માન્યું નહી, કે તે ખરેખર ઈંગ્રેજી પાયતખત સાથે વાત કરતો હશે, તેટલાં માટે તેણે પુછયું "ખરેખર તમે લંડનમાંજ છેઓ કે?" આવી રીતે કલકતાથી લંડન સુધી વાતચીત થાય, ૭૦૦૦ માઇલ લાંબા તારની મારફતે એક મીનીટમાં ચોદ શબ્દો જણાય, એ ખચીત વીજલીક તારની હેરત ભરેલી ફતેહ છે.

**૨૭૨૪ વગર ઊંઘે રહેવાની શકતી ધરાવનાર એક અમેરીકન**–યુનાઇટેડ સ્ટેટસનાં વરજીનીઆનાં રાજ્યમાં રેહનાર એક વહાણનો સુથાર, વગર ઊંઘે રહેવાની શકતીથી લોકોનું ધ્યાન ખેંચનાર થઇ પડયો છે. તેનું નામ જોસફ સાલસબરી છે. કહે છે કે, ગઇ પેહલી જાનેવારી પછીથી મારચની આખરી સુધીમાં તેણે સરવ મલીને દશ કલાક કરતાં વધારે વખત ઊંઘ કાહાડી નથી, અને તે છતાં કાંઇ જોર ખોહયા વગર તે પોતાનો ધંધો બેધડક ચલાવ્યો જાય છે. પેહેલાં એવું ધારવામાં આવયું હતું કે ફકત જાહેર ધ્યાન ખેંચવાની મકસદથી તે ઢોંગ માંડી બેઠો હશે. તેટલાં માટે દર રાતે તેનું કામ ખલાસ થયા પછી, બે માણસોએ તેની ઊપર જાતે તકેદારી રાખવાનું ઠરાવયું. તેઓના હેવાલ ઉપરથી ખાતરી પુરવક જણાય છે, કે તે ઊંઘવાની કાંઇ પણ ઇચ્છા દેખાડતો નથી; પણ આખી રાત વાંચવામાં તથા બીડી પીવામાં ગુજારે છે, અને જાણે કે રાતે કેવી

એક ભર ઊંઘે ઊંઘાયો હોય, તેવી રીતે સવારના પાછો હુશીઆર દેખાય છે. ઘણા તબીબોએ પણ જાતે વારા ફરતી જાગીને તેની હીલચાલ તપાસી, પણ એ સીવાએ કાંઈ બીજું પરીણામ જોયું નહીં. આ અજાયબ બનાવીનું કારણ તેઓ આપી શકતા નથી. સાલસબરી નેવું કરતાં વધારે દીવસ થયા ઊંઘાયો નથી. તે પોતે કહે છે કે તેને ઊંઘાવાની ઇચ્છા મુદલ થતી નથી, અને ઘણી સારી તંદુરસ્તી તે હાલ ભોગવે છે. આ અજાયબ દાખલા ઉપરથી આપણને વીચાર આવે છે કે, કદાચ એવો પણ વખત આવે, કે જયારે તબીબો આપણને કહે કે ઊંઘ માણસની જીંદગીને માટે ખસુસ કરીને જોઇતી નથી.

**૨૭૨૫ જેપાન દેશમાં કુતરાંને મલતું માન**—જે પ્રમાણે કોનસ્ટેનટીનોપલ અને ટરકીનાં બીજાં શેહેરોમાં કુતરાંઓ પીડાકારક હોય છે, તેજ પ્રમાણે જેપાન દેશમાં પણ છે. તેઓ અતીશે સંખ્યામાં વધી પડવાનું કારણ ત્યાંના એક વેહમી અને અજાયબ જેવાં શેહનશાહી ફરમાનથી મલયું છે. કહેછે કે, ગઇ સદીમાં તયાં થઇ ગયલો એક શેહનશાહ જે વેલા જન્મયો, તે વેલા સુરજ કુતરાની રાશીમાં દાખલ થયો હતો. જેપાનીસ લોકો રાસી ચકરની એક રાશીને કુતરાનું નામ આપે છે. આ કારણથી તે શેહનશાહને કુતરાને માટે ઘણું ઊંચું મત પેદા થયું, અને જયારે તે ગાડીએ બેઠો, ત્યારે તેણે એવો હુકમ કાહડયો કે કુતરાને એક પવીત્ર પ્રાણી તરીકે ગણવું. આ કારણથી જેપાનમાં જેટલી કુતરાંની વસ્તી છે, તેટલી ટરકી સીવાય બીજાં કોઇ દેશમાં ન હશે. આ કુતરાંઓ ઘણું કરીને ન ધણીઆતાં હોય છે, અને તેઓ સારો વખત મોહલાઓમાં ભટકતાં અને ભુંકતાં ફરે છે. પારકા મુસાફરો અથવા ખ્રીસ્તી

પોષાકવાલાઓને તેઓ ઘણીજ હેરાનગતી પુગાડે છે. જો તેઓ ટોલાંબંધ એકજણની આસપાસ એકઠાં થાય, અથવા તેની તરફ ભસે, અથવા કરડવા પણ આવે, તોપણ તેને કોઇબી રીતે આંગલી લગાડી શકાય નહીં. તેણે કાંઇબી ઈજા કરવા છતાં, તેને મારી નાખનાર સજાને પાત્ર થાય છે. જો તેની સામે કાંઇ ફરીઆદ હોય, તો તેમના નેમી આપેલા વાલીઓ આગલ જવું પડેછે, જેઓનેજ તે કુતરાંને શીક્ષા કરવાની સતા હોય છે. દેશમાં જગેજગ કુતરાંઓને માટે ઊભી કીધેલી હાસપીટલો હોય છે, જયાં તેઓને માંદગીના બનાવમાં લઇ જવામાં આવેછે. કુતરાંની લાશને માણસોની લાશની સાથે પહાડો અને ટેકડીઓ ઊપર દાટવામાં આવેછે.

**૨૭૨૬ ઉધાઈ, માકડ ઈત્યાદીનો નાશ કરવાને માટે વપડાતી ધમણો**–ઊપલાં અને બીજાં ઝીણાં જીવજંત મારી નાખનાર તરીકે કેરોસીન તેલ સઉથી સરસ ઉપાયછે; અને ગંધક તથા બીજી ઝેહરી ચીજો પણ ઘણી કીમતી માલમ પડીછે. પણ તેઓ સવને વાપડવાની રીતમાં એક જાતની ધમણો ઘણી સેહલાઈ કરી આપેછે. આ ધમણો ન્યુયાર્ક શેહેરમાં પેહલો વેહલી વાપરવાનો વીચાર સુઝયો હતો. તેઓ તરેહવાર કદની હોયછે, અને દેખાવમાં બલતું ફુંકવાની ધમણો જેવીજ હોયછે. તેઓની મુખ્યખુબી એ છે, કે જયાંબી તે ફુંકી હોય ત્યાંની દરેક ફાટ અને ખાંચામાં તેમની પીચકારી ફરી વલેછે, જેથી થોડું કેરોસીન ખપીને, કામ ઘણું ઊતાવલમાં અને અસરકારક રીતે થાયછે.

**૨૭૨૭ આગથી બચવા માટેની એક નીસરણી**–આગથી બચવાને કામે લાગે એવી સરસ એક નીસરણી હાલ શોધી કાહાડવામાં આવી છે. તેની ગોઠવણ નીચે મુ-

જબ છેઃ-મીનાગરાં ઊપર ફરતું એક લોખંડના સલીઆ-ઓનું જાલીદાર ચોકઠું ઓરડાઓની બારીની નીચે દેવાલ સાથે જડી લેવામાં આવેછે. આ ચોકઠું જયારે જોઇએ ત્યારે ઉતાર મેલ થઇ શકેછે. જ્યારે તે ઊતારવામાં આવેછે, ત્યારે દીવાલ સાથે જડેલી સાંકલો ઊપર તે અભરાઇની માફક ઝુલાયછે, અને તેની ઊપર ઊભા રહેનારની સલામતીને માટે તેની બાહેરની કોર ઉપર તેને વાલી લીધેલી હોયછે. આ ચોકઠાં સાથે સાંકલ અથવા દોરડાંની એક નીસરણી બાંધેલી હોયછે. જયારે ચોકઠું ચહડાવી મેલવામાં આવે, ત્યારે નીસરણી અંદરની અંદર ઘડી વલીને રહે છે, અને જેવું ચોકઠું ઉતરયું કે નીસરણી છુટી થઇને જમીન ઊપર જઈ પડેછે. જો ઘર એકથી વધારે માલનું હોયછે, તો સર્વ માલની બારીઓની નીચે આ ગોઠવણ રચવામાં આવેછે, જેથી દરેક ચોકઠાંની નીસરણી તેની નીચેનાં ચોકઠાંપર પડેછે, અને પેહેલે માલની નીસરણી ભોંય ઊપર ઊતરે છે. જે માણસ આગથી બચવા માગતું હોય, તે બારીમાંથી ચોકઠું ઊતારી, તેની ઉપર પગ મેલીને નીસરણી વટે જમીન ઉપર પુગેછે. આ ગોઠવણની શોધ યુનાઇટેડ સ્ટેટસનાં જેફરસન સીટી નામે શેહેરમાં કરવામાં આવીછે.

**૨૭૨૮ વીજલીક સુક્ષ્મ દરશક યંત્ર**-આ યંત્ર, સાધારણ સુક્ષ્મદરશક યંત્ર સાથે વીજલીક રોશની જોડવાથી બનેછે. તેમાંથી ઝીણી વસ્તુઓ દેખાડવાના અખત્રા લંડનમાં થોડો વખત ઉપર કરવામાં આવ્યા હતા. આ યંત્રની શકતી એટલી બધી છે, કે જે મોટાં દીવાનખાનાંમાં આ અખત્રા બજાવવામાં આવ્યા હતા, તેનો પડદો જોઇતાં કદ કરતાં ઘણો નાનો માલમ પડયો હતો. દાખલા તરીકે, એક પતંગીઆંની પાંખ એટલાં મોટાં પ્રમાણ ઊપર વધે છે, કે તે થોડે

થોડે ભાગેજ દેખાડી શકાય છે, અને પાણીનાં એક ટીપાંનાં જીવજંતો અને પનીરની ઝીણી કરચો એટલાં તો મોટાં કદની દેખાય છે, કે પોચી છાતીનો કોઇ પુરૂષ તેને જોઇને હેબતી જયા વગર રહે નહી. આ યંત્રની શકતીનો ખ્યાલ માત્ર એટલાંપરથીજ આવશે, કે એક માખની આંખ તેનાં કુદરતી કદ કરતાં ચાલીસ લાખ ગણી વધારે જણાયછે.

**૨૭૨૯ યુરોપની અસલી ઓરતોનો સંસારી દરજજો**—રોમનું શેહનશાહત ભાગી પડવાના વખતથી તે ૧૪મી કે ૧૫મી સદી સુધી યુરોપીઅન સ્ત્રીઓ પોતાનો હાલનો સંસારો દરજજો ભોગવતી નહી હતી. તેઓ પોતાનો વખત એકાંતમાંજ ગુજારતી હતી, એટલુંજ નહી પણ જયારે તેઓ બાહાર નીકલતી હતી, જેમ કદાચજ બનતું, તે વેલા લોકો તેઓની મજાક મશકેરી કરતા હતા. છેક સોલમી સદીમાં ફરાનસના રાજા પેહલા ફરાનસીસે જાહેર દીવસો ઊપર તેમને દરબારમાં બેસવા દેવાનો ચાલ પાડયો. તે વખત અગાઊ યુરોપની સઘલી દરબારોમાં બુઢા રાજદવારીઓ અને હથીઆરબંધ જોધ્ધાઓ સીવાય બીજું કોઇ પણ નજરે પડતું નહી હતું. તેરમી અને ચઊદમી સદીઓમાં પોષાકની શોભા જેવું કાંઇ હતું નહી, અને સુઘડાઇ રાખવી, એ કાંઈ વખાણ લાયક ગણાતું નહી હતું. તે વેલાએ સન કે સુતરનું કપડું જણાયલું ન હતું, અને નાજુકમાં નાજુક ઓરત પણ ઊનનાં કપડાં પેહરતી હતી. પારીસમાં સ્ત્રીઓથી અથવાડીઆંમાં ત્રણથી વધતા દીવસોપર ગોસ ખવાતું ન હતું. એક જવાન સ્ત્રી પચાસ રૂપીઆની રીત લાવે એ એક ઊકમાઇની વાત હતી. મીનબતી સલગાવવાનો ચાલ તે દીવસોમાં ન હતો. લાંકડાંની ઝીણી સલીઓને ચીથડાં વીંતાલીને

તેમને તેલ સાથે બાલવામાં આવતીહતી. વાઇન દારૂ માત્ર ગાંધીઓની દુકાનોપર દવા દાખલ વેચાતો હતો. તે વખતના કાદવવાળા, ખાડા ખબોચીઆવાળા રસ્તાઓ ઉપર બે પઇડાંની ગાડીઓમાં શેઠાણીઓ ફરતી, તો તેઓની અદેખાઇ કરવામાં આવતી હતી. ઇંગિલાંડના હેનરી આઠમાના રાજ્યમાં ઉમરાવો પોતાની સ્ત્રીઓને પોતાની પાછલ ઘોડા ઉપર બેસાડી લઈ જતા હતા, અને તે સ્ત્રીઓનો પોષાક પણ બહુ સાદો બલકે બેઢંગો જેવો હતો.

**૨૭૩૦ નાજુક કારીગોરીનો એક અછો નમુનો**—હાલના વખતનાં નાજુક સાંચાકામો કેટલી બારીક ચીજો બનાવી શકે છે, તે નોચલો દાખલો ઘણી સારી રીતે દેખાડે છે. થોડા વખત ઉપર જરમનીનાં એક મોટાં સોય બનાવવાનાં કારખાનાની તયાંનાં શેહેનશાહે ભેટ લીધી હતી તે વેલાએ ઉંચી જાતની સોયોનું એક પડીકું તેની આગલ મુકવામાં આવયું. આ સોયો એટલો બારીક હતી, કે તેવી હજારનું વજણ અરધા આંઉંસ કરતાં વધારે ન હતું. આવી બારીક ચીજોમાં છીદરો કેમ પાડી શકાયાં, તે વીશે શેહેનશાહે પોતાની અજાયબી જણાવયાથી, છીદર પાડનારાં ખાતાંના વડાએ તેની દહાડીનો એક બાલ માંગી લીધો, તેમાં એક આંધરૂં પાડયું, અને દોરો પોઇને, શેહનશાહને તેના બાલની સોય બનાવી આપી!

આ બનાવની ખબર અમેરીકાનાં નયુયારક શેહેરમાં એક કારીગરને પડયાથી, તેણે તે અખતરો અજમાવવાનો ઠેડાવ કીધો. પોતાનીજ દાહાડીનો એક બાલ લઇને, પેહેલીજ કોશેશે તેમાં છીદર પાડયું, અને તેમાં રેશમ પોઇને જે વરતમાન પત્રમાં તેણે ઉપલી ખબર વાંચી હતી, તેના અધોપતી ઉપર તે મોકલી આપયો.

**૨૭૩૧ ચીનાઓમાં માબાપની બચ્ચાંઓ ઊપર ચાલની સતા**–ઘણી ખરી સઘળી પ્રજાઓમાં બચ્ચાં તરફનો પ્યાર માબાપ તરફના પ્યારના કરતાં વધારે ઘાડો હોય છે. પણ ચીનમાં ખુદરતી પયારનો ઝરો માબાપની બાજુએ વધારે ધલે છે. તે એટલે સુધી કે, બાપને પોતાનાં બચ્ચાં ઉપર મરણ જીવનની સતા હોય છે. થોડાં વરષની વાત ઊપર, ચીનમાં એક પુરૂશે પોતાની સ્ત્રીને કહયું કે, "આપણે આપણા નાના છોકરાનું શું કરશે ? તે આપણો ચાક કરતો નથી, અને તેથી કરીને કોઇ દીવસે તે આપણાં નામને ખરાબ લગાડશે. આપણે તેની જીંદગીનો અંત લાવવો જોઇએ." આ વીચારને અનુસરીને, છોકરાની ગરદનની આસપાસ દોરડું બાંધીને, બાપે એક છેડો, અને માએ બીજો છેડો પકડયો, અને પોતાના દીકરાને ગુંગ લાવીને મારી નાખયો. નયાયધીસોએ આ બનાવ ઊપર કંઇ ધયાન આપયું નહી. એજ પ્રમાણે બીજા પુરૂશે પોતાની છોકરીને ભુખે મારી નાખી હતી. એક ત્રીજા દાખલામાં એક બાપે પોતાના એક દીકરાને દરીઆમાં ડુબાડી દીધો, અને તેના ભાઇને તેમાં મદદ કરવાની ફરજ પાડી હતી. આ સઘલું સતાવાલાઓને જણાયા છતાં, તે એક બનવા જોઇતા બનાવ તરીકે પસાર થયું.

**૨૭૩૨ સેતાનને લાંચ આપવાની ચીનાઓની રીત !**-ચીનમાં જયારે કોઇ તાલેવંત પુરૂષનું મરણ થાયછે, તયારે તેની પાયદસતની કીરયાપર અસાધારણ ભપકો કરવામાં આવે છે. જેટલા બને તેટલા દોસ્ત આસનાવોને તેડાવીને, તેઓ એક દબદબા ભરેલો વરઘોડો કાહાડે છે, અને તેઓ સરવના વીલાપના પોષાકો મરનારનાં કુટુંબને ખરચે પુરા પાડવામાં આવે છે. તેઓનેજ ખરચે મરનારને માન

આપનારા પરોણાઓને કેટલાક દીવસ સુધી ખાનાપીનાં આપવામાં આવે છે. સંખ્યાબંધ ભાડુતી વાજા વજાડનારાઓ અને રડન કુટણ કરનારાઓ હાજર થાય છે. સાધારણ રીતે ચીનાઓ આંસુ પાડવાના હુનરમાં ઠીક રીતે માહેર હોય છે, પણ ઊપલા ધંધાદારી રડન કુટણ કરનારાઓએ તેને સંપુરણ રીતે ખીલવેલો હોય છે, અને તેમના ડચકાં અને પોકારની નકલ કરવી, એ વીચારજ બેહુદો છે. તેમના વીલાપ સાથે વાજાં વાગે છે અને ફટાકા ઇત્યાદીના જેવા દારૂના ધડાકા થાય છે. તેમ કરવામાં ચીનાઓ માનેછે કે, દારૂનો વાસ અને તેના એકાએકના ધડાકા સેતાનને હાંકી કાહાડે છે, અને મરનારનો આતમા, જે તેના કફનની પુઠે પુઠ ચાલતો મનાય છે, તેને પકડતો અટકાવે છે. પણ ચીનાઇ સેતાનની નબલી બાજુ તેનો પઇસાનો લોભ છે. તેની આ નબલાઇનો લાભ લઇને, મરનારના એશીઓ બેંક નોટને મલતા કાગજના કકડા રસ્તામાં વેરતા વેરતા ચાલે છે; અને સમજે છે કે, સેતાન તેમના જેટલો પકો નહી હોવાથી, તે ઠગાઇને ખાલી કાગલના કટકા પાછલ પણ દોડે છે. તેટલા વારમાં મરનારનું રૂહ દેહેશત વગર પોતાના કફન પાછલ ચાલયું જાય છે.

**૨૭૩૩ નાના સીકાઓમાં મલી આવતાં ચેપીરોગનાં બી**–રાઇનિશ નામના એક વીદવાને લાંબી તપાસ પછી છ પેનસના પચાસ સીકા એકઠા કીધા છે, જેમની સપાતી ઊપર બાકટીરીઆ નામનાં ઘણાં બારીક જીવજંત અને ફંગસ નામે ભાજીપાલાનું ઝેર માલમ પડયાં છે. આ સીકાઓ ઘણા ફેલાયલા હોય એવું જણાયું છે, અને ઊપલા વીદવાનનું મત છે કે દરેક પ્રજામાં ચાલતા નાના સીકાઓ લાંબા વપડાસ અને ફેલાવાથી મજકુર ચેપનાં બી ધ

શવવાને લાયકના થાય છે. ડાકટર રાઇનશે અખત્રાને આ તર થોડાક નાના સીકાઓની સપાટી ઊપરથી મેલની પોપડી ઓખવી કાહાડી, અને તેનો ભુકો કરીને તે રસાયનની મદદથી સ્વચ્છ થયલાં પાણીમાં પીગલાવી નાખ્યો. તે પછી આ પાણીને ઘણાં ઊંચાં બલના શુક્ષમદરષકમાંથી જોતાં, તેમાં બાકટીરીઆ અને ફંગસ ઘણાં સ્પષ્ટ રીતે દેખાયાં હતાં. આ બાબદ તંદરૂસ્તીના સંબંધમાં જોતાં ઘણી અગતની છે. હાલ એટલું તો ખાતરી પુરવક નકી થયું છે, કે ઊડતા રોગનો ફેલાવો કરવામાં બાકટીરીઆ ઘણાં મોટાં સાધણો છે. અને તે સાથે ડાકટર રાઇનશની શોધ મેલતાં, આપણે એવાં અનુમાન ઊપર આવીએ છીએ, કે બાકટીરીઆ ચેપી રોગને ફેલાવવામાં મોટી મદદ કરે છે, અને તેમનું રહેથાણ ઘણા વપડાયલા અને ફેલાયલા નાના સીકાઓ ઊપર થવાનો ઘણો સંભવ રહે છે. તોપણ આવા સીકાઓની સામે એક ઊપાય દેખાડયામાં આવે છે. તે એ છે, કે કાસટીક પોતાશને ઊકલતાં પાણીમાં પીગલાવીને તેમાં જુનાં સીકાઓને સાફ કરવાથી, તેમની ઊપરની ઝેરી પોપડી નીકલી જશે.

**૨૭૩૪ એક હીચક્રારા પુરૂષની પોતાની સ્ત્રી સામેની નવાઇ સરખી ફરીયાદી**-યુનાઇટેડ સ્ટેટસના નોરથ કેરોલીના નામે પરગણામાં, એક પુરૂશે પોતાની સ્ત્રીથી છુટા છેડા કરવાને લગતી ફરીઆદી માંડી છે, અને તેના કારણમાં તે તેણીની પોતા તરફની ધાટકી અને હેવાનીઅત ભરેલી વરતણુક જણાવે છે. પોતાનાં ફરીઆદનામામાં તે મુખ્ય બાબદ એ લાવે છે કે, તેણીએ એક પ્રસંગ ઊપર પોતાના હાથમાં કુહાડી લઇને તેને એક ઝાડ ઊપર ચહડી જવાની ફરજ પાડી હતી. તે પછી તેણીએ તેને એવી

ધમકી આપી કે, "જો તું નીચે ઊતરશે, તો તારા પગ કાપી નાખીશ;" અને એવું કહીને તેણીએ ઝાડને, થડમાંથી કાપવા માંડયું. થોડા વખતમાં ઝાડ તુટી પડયું, અને ફરયાદીને ઘણી ઇજા થઇ. તેણીનાં આ કામનો પાયો લઇને, તેણે ઉપલી ફરીયાદી રચી છે. અમેરીકાનું એક પત્ર આ વાત આપતાં કહે છે કે, "પોતાનો બંચાવ પણ કરવાને અશકત દેખાતો આ પુરૂષ ખરેખર હીચકારો હોવો જોઇએ. જ્યારે તેની સ્ત્રીએ ઝાડ કાપવા માંડયું તયારે દેખીતોજ ઉપાય હતો કે, તેણે એકાએક તેણીના બરડા ઉપર નખાવી દેવું હતું. તેથી કરીને તેને ઇજા થતી અટકતે એટલુંજ નહી, પણ તેણી ઉપર એકાએક ભાર આવ્યાથી કુહાડી વાપડવાને તેણી અશકત થતે. પુરૂષજ એવો બીકણ, એટલે સ્ત્રી તેને ધીકારે તેમાં નવાઇ નથી; અને બધી બાબદ તરફ જોતાં તેણીને ઊલટી શાબાશી ઘટે છે!"

**૨૭૩૫ પક્ષીની માફક માણસે ઉડવાનો અખતરો !**—અમેરીકાનાં ફીલાદેલફીઆ શેહરમાં વસતા એક છોકરાને એવો વીચાર આવયો, કે જો જોઇતાં સાધણો વાપડયાં હોય તો માણસ પણ પક્ષીની માફક ઊડી શકે. તેણે પોતાની કલપનાઓ બાંધી હતી, અને તેમને અમલમાં મુકવાને પોતાની નાની બેહનને ઉરાડવાનો અખત્રો તેણે અજમાવયો. બેહનને પોતાના ભાઇની હુશયારી ઉપર વીશવાસ હતો, અને તેણીએ પોતાની પેહલી કોશેશ કરવાનું કબુલ કીધું. તેઓ ઘરને બીજે માળે ગયાં, જયાં ટરકી પક્ષીની બે પાંખ, એક જુની છત્રી, અને એક મજબુત દોરડું ઉડવાની સામગરી તરીકે તઇયાર રાખવામાં આવયાં હતાં. પેલાએ ટરકીની પાંખ પોતાની બેનના દરેક હાથ ઉપર બહારની બાજુએ બાંધી અને જુની છત્રી ઊંઘાડીને

તેણીના શરીર સાથે પાછલથી દોરડાં વતી સીકડી. જુની છત્રીની મતલબ છોકરીને એવી સમજાવવામાં આવી, કે તેથી ઉતરતાં સેહલાઇથી અને કાંઇબી ઝડપ વગર નીચે અવાય. આવી રીતે હથયારબંધ થયા પછી, તે છોકરા એ કહ્યું કે બસ, પાંખ પોહલી કરીને પક્ષીની માફક ઉડવાનુંજ રહ્યું છે. ભાઇની સલાહ પ્રમાણે બેહને ઉડવા માટે બારીએથી ઝોકાવયું અને પાંચ મીનીટમાં કુટુંબના ડાકટરને દોડાદોડ કરીને તેડાવવામાં આવયો, કારણ કે છોકરીનો પગ લચકાઇ ગયો હતો. તે છતાં છોકરાએ હઠ લીધી કે તેની બેહનને બરાબર ઊડતાં આવડયું નહી, બાકી તેણીને કશી ઇજા થતે નહી !

**૨૭૩૬ કાગજના તુવાલ**—જેપાનમાં એક જાતના કાગજના તુવાલ બનાવવામાં આવે છે. તેઓ જો કે સાધારણ તુવાલોનું કામ સેહલથી સારી શકે નહી, તોપણ જખમ ઉપરથી લોહી સાફ કરવાનાં કામ માટે તેઓ ઘણા સસતા અને ઊપયોગી માલમ પડયા છે. જખમો સાફ કરવાને માટે વાદલું અને સાધારણ રૂના અથવા સુતરાઊ તુવાલો વપડાય છે ખરા, પણ તેઓને વાપડવામાં હરકત અને ખરચ બેઉ ખમવાં પડે છે. વાડલું એકવાર વાપડયા પછી તેને સાફ કરવાની પીડા ઘણી હોય છે, અને જો મેલું વાડલુંજ વાપડયું, તો જખમને ઊલતું નુકસાન થવાની ધાસ્તી રહે છે. કાગજના ઊપલા તુવાલો એકવાર વાપડીને નાખી દીધા હોય, તોપણ મોંઘા પડે નહી. સાધારણ ઉપયોગને માટે આ તુવાલો એટલાં માટે કામના નથી કે, તેમાં પાણી જલદી સોસાયાથી ઘણા તુવાલો એકીવારે સાથે વાપડવા પડે છે. ઘા સાફ કરતો વખતે આ કાગજના તુવાલોના ડુચા કરીને તેમને ઘા ઉપર ફેરવયા હોય, તો લોહી ઘણું જલદીથી સુસાઇ જાય છે.

**૨૭૩૭ જમીનમાં દતાઈ રેહતાં પ્રાણીઓ**–શીઆળામાં કેટલીક જાતનાં જનાવરો જમીનમાં ખાડો ખોડીને આખી મોસમ ભુખ્યાં તરસીઆં પડી રેહ છે, તેનું કારણ જેમ સાધારણ રીતે ધારવામાં આવે છે તેમ, ઠંડી નથી, પણ શીઆળામાં પડતી ખોરાકની તાણ છે. ઘણાં જનાવરો ઠંડી રૂતુ બેસે તેની અગાઊ જમીનની અંદર જઈ રેહે છે. આ જાતનાં ઘણા ખરાં પ્રાણીઓ પોતાના શરીરમાં આગમચથી ચરબીનો જથો સંગરી રાખે છે, અને વસંત બેસે તયાં સુધી તે ચલાવે છે. એ પ્રાણીઓ જયારે પાછાં બાહાર આવે છે, તયારે ઘણી વખતે કદમાં સેંકડે ચાલીસ ટકા ઓસરી ગયલાં હોય છે. જમીનની અંદર જયારે તેઓ વસતાં હોય છે, તયારે તેમનો શવાસ તદન બંધ થઈ જાય છે અને તેમની લાગણીની શકતી સુમ મારી જાય છે, અને તેમની નસોનું લોહીજ માત્ર ફરતું હોય છે. વધારે નીચી પંકતીના જાનવરો, જેવા કે ઝીણાં જીવ જંતોની જમીનમાં દતાઇ રેહતી વખતની હાલત વધારે ભેદ ભરેલી છે. ઇંગલંડમાં જમોનમાં દતાઇ રેહતાં જાનવરોના દાખલાઓ સાધારણ છે. તયાં શીઆળામાં વાગલાંઓ ગુફાઓ અને જુના ખંડીઅરોમાં જઇને ટોંગાઇ રેહે છે, અને કોઇ કોઇ પોતાની પાંખો વડે એક બીજાની લગોલગ સાથે વલગી રેહે છે; સાંપો ગુછલું થઇને ટાઢથી પોતાનો બંચાવ કરે છે; અને દેડકાઓ તલાવો અને ખાહીઓના કાદવની નીચે જઇ બેસે છે, જેથી તેઓ દવથી પોતાનો બંચાવ કરી શકે છે.

**૨૭૩૮ વાદલાંનો જથો વધારીને તેને સસતું કરવાની ફ્રાનસમાં થનારી ગોઠવણ**–વાદલાંનાં સંબંધમાં ફરાનસ અને આલજીરીઆના કીનારા ઉપર ચોકસ અખ-

ત્રા કરવામાં આવનાર છે. આરચીપેલેગોના સમુદ્રમાં અને સીરીઆના કીનારા આગલ વાદલાં ઘણા જથામાં મલી આવે છે. આ વાદલાં ઘણી ઊંચી જાતનાં નથી, તેટલાં માટે તેમને ફરાનસના કીનારા આગલ લાવીને ફરાનસની હવા અને પાણીથી તેમની બાંધણીમાં સુધારો કરવાની ગોઠવણ થાય છે. વાદલાંનાં સંબંધમાં આ વાત જાણવી જોઇયે, કે જેમ આપણે ઊતર તરફ જઇએ, તેમ વધારે કુમાસદાર બાંધણીનાં વાદલાં મલે છે. તેટલાં માટે ઊપલાં વાદલાંઓ જો ફરાનસ અને આલજીરીઆના કીનારા આગલ મુકવામાં આવે, તો તેમની જાતમાં સુધારો થાય એવી વકી છે. મુશકેલી માત્ર એજ જણાય છે, કે સીરીઆનાં વાદલાં ફરાનસ આગલનાં પાણીમાં કેવી રીતે લાવવાં. પણ ડુબકી મારવાના ઘંટ અને દરીઆ નીચે ફરી શકે તેવો બનાવટની હોડીઓથી આ મુશકેલી સેહલાઇથી દુર કરી શકાશે. આ હોડીનાં માણસો પાણીમાં લાંબો વખત સુધી રહી જોઇતાં વાદલાં કાપી લેઇ શકશે. અથવા જે ખડકો ને વાદલાં વલગી રહે છે તે ખડકોજ ખસાડી લેશે. કાપેલાં વાદલાંને પેટીમાં મુકીને અને પેટીમાં છીદ્ર પાડીને તેને દોરડાં વતી જોઇતી જગાએ એંચી લઇ જવામાં આવશે. આવતે વરશથી આ કામ શરૂ થનાર છે, અને જો ફતેહ મલી તો ત્રણેક વરશના વખતમાં વાદલું ઘણું સસતું થઇ જશે.

**૨૭૩૯ માતેલાં માણસોને કસરતની જરૂર**—શરીરની અંદર જયારે જરૂર કરતાં વધારે ચરબી બંધાય છે, તયારે તે દુર કરવાનાં સાધનો જાણવાની ખાહેશ સરવ કોઇ રાખે છે. નકર ખોરાક કયા અને કેવી રીતે ખાવા જોઇએ તે વીશે પુરતું બોલાઇ ચુકું છે, અને તેમના સં

બંધમાં પહરેજી રાખનારા ઘણાં જણ મલશે. પ્રવાહી ખોરાક લેવામાં સંભાલ રાખવાની જરૂર થોડાઓજ સમજે છે. આપણા સાધારણ ઊપયોગમાં આવતાં પ્રવાહીઓ સીધી કે આડકતરી રીતે ચરબી બનાવવાને કામ લાગેછે. કોકો, કાફી, અને કેટલેક દરજ્જે ચાહ પણ ચરબી બનાવ નારાં તતવો ધરાવે છે. બીર, વાઇન, અને બીજા દારૂ સ-ઘલા ચરબી વધારનારા હોય છે, તેનું એક કારણ એ કે, તેઓમાં સાકર અને હારનાં તતવો હોય છે, અને બીજું એ કે ખોરાક જરપત થયા પછી જે ભાગ નીરૂપયોગી પદા-રથ તરીકે શરીરમાંથી દુર થવો જોઈએ તેને દુર થવાની હાલતમાં આવતાં તેઓ અટકાવે છે. લોકોનું સાધારણ અને ખરી રીતે બાંધેલું મત છે, કે જયારે નકર ખોરાક મ-ધયમ જથામાં અને જરપત થઇ શકે તેવો હોય છે, તયારે પાણી અને ચાહ જેવી ચરબી નહી ધરાવતી પ્રવાહી-ઓ ગમે તેવી છુટથી વાપરવા છતાં માણસનું શરીર વ-ધારી મુકતી નથી. અને તેજ રીત માતેલાં માણસોએ પણ પકડવી જોઇએ અને નહી કે નકર ખોરાકના ઘટાડાથી, કારણ કે તેથી ઊલટું શરીરને નુકસાન થાય છે. ચરબી ઓસારવાનો સરવથી સરસ ઇલાજ કસરત છે.

**૨૭૪૦ કાચ ઊપર કોતરકામ કરવા માટે વાપર વાની સાહી**-સાધારણ સ્ટીલપેનથી કાચ ઊપર લખવાને કામ લાગે એવી સાહી, ડાકટર મુલર નામના જરમન વી-દવાને બનાવી છે. તેમાં ફલુઓરાઇન (Fluorine) નામ નો એક તતવ પદારથ વપરાયો છે. આ પદારથ સાથે બીજાઓની રસાયણ મેલવણીથી સાહી બને છે, અને તે કાચને માટે એટલી તો જોરાવર છે, કે તેને રાખવાને માટે પલાટીનમ, સીસું, અથવા ગટા પરચાનું વાસણ લે-

વામાં આવે છે. વલી આ વાસણને બુચથી બંધ કરવું પડે છે અને તે ઉપર લાખનું ધાંકણ રાખવામાં આવે છે. સાહી વાપરતાં ચામડીને નહી લાગે તેની પણ ઘણી સંભાલ લેવામાં આવે છે, કેમકે નહીં તો ચામડી ઉપર અગન બલે છે અને કોઇ વાર ફોલ્લાઓ પણ ઉઠે છે. તે સાહીનું લખાણ કાચ ઉપર એટલું ઉંડું થાય છે, કે તેની લીટીઓ ઉપર કોઇ ધાતુનો કટકો ઘસડવામાં આવે છે તો તે ધાતુનો રંગ અને ચલકાટ કાચપર રહી જાય છે. દાખલા તરીકે, કાચ ઉપર ઉપલી સાહીએ લખીને તે લખાણ ઊપર જાડો પીતલનો તાર ઘસેડયો હોય, તો સોનેરી દસકતો પ્રગતી નીકલે છે. આ દસકતો ઊપર પાર દરશક રંગનું વારનીશ મારયું હોય તો તેઓ ઘણો વખત સુધી ટકી રહે છે.

**૨૭૪૨ પોતાનાં બચ્ચાંને ખાઇ જતી સાંપની માદા**–મી॰ રેટકલીફ નામનો એક અમેરીકન ગ્રહસ્થ કહે છે કે, સાંપની માદા પોતાનાં બચ્ચાંને ખાઇ જવાની વાત અસાધારણ નથી. તે એક અમેરીકન સાપનો દાખલો આપે છે. તે કહે છે કે, થોડાં વરસની વાત ઉપર શીકાર કરતાં મારા મારગમાં એક ત્રણ ફોટની લંબાઈની સાંપની માદા મેં જોઈ. તેનાં મોહડાંમાંથી બે નાના સાંપો બે ઇંચ જેટલા જુલાતા હતા. તે જેહરી જાતની નહી હતી, તેટલા માટે મેં આગલ જઇને જોયું, તો બીજા પાંચ સાંપો પાંચ પાંચ ફીટ લાંબા તેનાં માંથાં આગલ પડેલા જણાયા. હું વધારે નજદીક ગયો તયારે તેણી પોતાના મોહડાંમાંથી જુલાતા સાંપો ગલી ગઇ, અને બીજા પાંચ સાપો જે તેણીની આગલ પડેલા હતા, તેમને પણ લઇને ગલવા લાગી. દરેક વખતે તેણી બે ગલતી હતી. છેલા બે બ-

ચાંનાં માથાં આગલ મેં એક રોપો નાખવાથી તેઓએ ગુસાથી પોતાની નાની લાલ જીભો બાહેર કાહાડી, અને હલવે હલવે તેઓની માનાં ગલામાં ઊતરી ગયાં. તે માદાને મારયા પછી તેણીનાં ગલાં અને હોજરીમાં આસરે બાર બચ્ચાં જણાયાં હતાં.

**૨૭૪૨ રેલવે તરેન પકડવાને માટે દોડવાનો ગેરફાયદો**—એક વઇદક ચોપાનીઉં કહે છે કે, જેઓએ પોતાના જીવની સંભાલ લેવી હોય, તેઓએ આગગાડીપર વખતસર જવાને માટે દોડવું નહી. જે માણસને દોડવાની ટેવ નહીં હોય, તેનું દીલ ગમે એવું મજબુત હોય, તે છતા તેનાં દીલની નાજુક દોરીઓ અને ખાનાંઓને તે ઘણું નુકસાનકારક છે; અને જેવું દીલને કાંઇ નુકસાન થયું, કે તે ફનાકારક થઇ પડે છે. મજકુર લખનાર કહે છે કે, મારા પોતાના જાણવામાં કેટલાએક દાખલાઓ આવેલા છે, જેમાં મજબુત બાંધાના માણસો આગગાડીને માટે દોડયા હતા, અને જે બેઠક તેઓએ ગાડીમાં લીધી હતી તે ઉપરથી તેઓ કદી ફરીથી ઊઠવા પામયા ન હતા.

**૨૭૪૩ સંગેમરમર ઊપર ચીતરો પાડવાનો નવો હુનર**—કેટલાંક વરશ થયાં ડાકટર હેનડ સ્મીથ નામના એક કારીગરે સંગેમરમર, હાથીદાંત, અને એવી બીજી પદારથોમાં રહેલી ચોકસ જાતની રંગ બેરંગી રજકણોનો ખાસ અભયાસ કીધો છે. તેના પરીણામમાં તેણે સંગેમરમરની સપાટીની તલે ચીતરો પાડવાનો એક હુનર મેલવયો છે, કે જે રંગવાના અને કોતરકામના બે હુનરોનું એક મીશ્ર છે. ઓકસીજનની ચોકસ ખનીજ મેલવણીઓની મદદથી તે સંગેમરમરનો અંદર ઘણી ચોકસાઇવાલા ચીતરો પાડવાને શકતીવાન થયો છે. આ નવા હુનરના કેટલાક નમુનાઓ તેણે લંડનમાં ખુલા મુકયા છે.

**૨૭૪૪ પરણેલી જીંદગીનું પેહલું વરસ**—નવાં પરણીને સંસારમાં પડતાં જોડાંઓ, ઘણું કરી પેહલી જે ભુલ કરે છે, તે તેમનાં ઘરનો ખરચ ચલાવવાને લગતી હોય છે. પેહેલે વરશ જરા છુટે હાથ ખરચ કરવાનું તેમને મન થાય છે, અને કરકસરનો વીચાર તેઓ ભવીષય પર રાખે છે. પણ એ ભુલ બીજી ઘણી ભુલોનો પાયો નાખનાર થઇ પડે છે, માટે તેને પેહલેથીજ દુર કરવી જોઇયે. બનતાં સુધી બંને ધણી ધણીયાણીએ પરણેલી જીંદગીનાં પેહલાં વરશથીજ કરકસરનું મુહુરત કરવું જોઇયે. પેહેલે વરશે જે નાણું બચશે, તે તેમને વધુ કરકસર કરવાને ઉલટ આપશે, અને એ રીતે એક વાર તેનો પાયો પડતાં, વખતના જવા સાથ નહી ધારેલી રકમ તેઓ પોતાના પાછલવખતના ટેકા તરીકે તઇયાર કરી શકશે. વખત જતાં આવક વધશે ત્યારે કરકસર કરીશું એવો વીચાર રાખીને બેઠાં તો તે વખત કદાચજ આવશે. અલબતાં વખત જતાં આવક વધશે ખરી, પણ તે સાથે ખરચબી વધશે; અને કરકસરનો વીચાર મુલતવી રહયાજ કરશે.

**૨૭૪૫ તુરકી ઓરતો**—તુરકી ઓરતો નવ વરસની વયે પરણવા લાયક ઊમરની ગણાય છે. એ ઊમરે, એક તુરકી સ્ત્રી, જો પરણેલી હોય તો પોતાની ખાનગી મીલકતનો વહીવટ ચલાવી શકે છે; અને પોતાની સઘલી મીલકતનો એક ત્રતયાંઊશ ભાગ ગમે તેનાં નામપર ચહડાવી આપવાની વટીક તેને સતા હોય છે. જો તેણીને કાંઇ વાજબી કરણ મલે, તો તે પોતાના વરને છોડી જઇ શકે છે, અને કાયદાથી તેણીને તેમાં ટેકો મલે છે. તેણીનું ગુજરાણ કરવાની તેના ધણીને કાયદાથી ફરજ પડે છે. જો તે તેણી સાથે જરાબી ઘાતકીપણે વરતે અથવા તેણીને અપમાન કરે, તો

તેને કાયદાથી સજા કરાવી શકાય છે. જો તે તેણી સામે કંઇબી ફરયાદ કરે, અને તે વેલા તેણી અદાલતમાં કસમ લેઇ તે તોહમત ના પાડે, તો તેણીની વાત કબુલ કરવામાં આવે છે. જો તેણીનો ભરથાર તેણીને પુરતા પઇસા ન આપે, તો તેણી કરજ કરે છે, અને તે કરજ કરવાની તેણીને કાયદાથી સતા મલેલી હોય છે. તેણી કરજ કરીનેજ અટકતી નથી, પણ ચાહે તો તેની મીલકત વેચવાનીબી તેણીને સતા છે. તેણીની પોતાની મિલકતને તેના ભરથારથી જરા હાથ લગડાતો નથી.

**૨૭૪૬ ઝુની જાતના લોકોની સ્ત્રીઓનું છુટાપણું** અમેરીકાના ઝુનો નામે જંગલી જાતના લોકોની સ્ત્રીઓ જબરૂં છુટાપણું ભોગવે છે. તેઓ મરદો જેવા સઘલા હકો ભોગવે છે, બલકે મરદોપર હાકમી ચલાવે છે. તેઓમાં છોકરાઓ નહી, પણ છોકરીઓ પોતા માટે મનગમતુ. જોડું શોધવા નીકલે છે. એક કનયાને એક જવાન પસંદ પડે, એટલે તેણી પોતાનાં માબાપને તેના વીશે જણાવે છે. તેઓ તે છોકરાને પોતાને ઘેર તેડે છે. એ વેલા બંનેને એક મેકની મુલાકાત લેવા દીધામાં આવે છે. તેઓ બંને સમજ્યાં, એટલે પછી માબાપની પરવાનગીથી અદરાય છે. અદરાવા પછી, છોકરો છોકરીને માટે કેટલાંક કપડાં સીવીને તઇયાર કરે છે. તે કપડાં તે છોકરી પાસે લેઇ જાય છે. તેણીને તે પસંદ પડે, તો પછી તેઓનાં લગન થાય છે, અને છોકરીનો બાપ પોતાના જમાઇને પોતાનો દીકરો કરી લેઇ પોતાનાં ઘરમાંજ રાખે છે. સ્ત્રીઓને કદી સાસરે જવાની ધાસ્તી રેહતો નથી, પણ તેવી ચીંતા તો તેમના ધણીઓને માથે રહે છે. લગન પછી વાંધો પડતાં, છુટા છેડા કરવાની સતાબી છોકરીના હાથમાં હોય છે. પણ તે સતાનો લાભ

છોકરીઓ કદાચજ લેય છે. છુટા છેડા થવા પછી છોકરો અલબતાં પોતાને માહોરે જાય છે, અને છોકરી પોતાનાં બાપીકાં ઘરમાં સાહેબી ભોગવે છે. સ્ત્રીઓજ હમેશાં ઘરનું સઘલું વડપણ ભોગવે છે. જે કાંઇ કામકાજ તેઓ કરે, તે માત્ર તેમની પોતાની મરજીનુંજ હોય છે, અને તેમને તે કરવાની કદી ફરજ પાડવામાં આવતી નથી. એક કુટુંબની મીલકતની માલિકબી સ્ત્રીઓજ ગણાય છે; અને એક કુટુંબના વડા વારસોબી સ્ત્રીઓમાંથીજ ઠરાવવામાં આવે છે. એ રીતે ઝુની લોકોમાં સ્ત્રીઓનું રાજ છે.

**૨૭૪૭ વીજલીક રોશની સામે ફરયાદ**—વીજલીક રોશની આંખને થંડક બક્ષનારી છે એમ આપણે જાણતા હતા, પણ હાલ તેથી ઊલટીજ એક વાત બાહેર આવીછે. સટરટગાટ ખાતેની નાટકશાલામાં બેંડવાલાઓની બેઠક-આગલ, પેહલાં તેલની બતીઓ બલતી હતી તે કાહડી નાખી હાલ વીજલીક રોશની દાખલ કરવામાં આવી છે. પણ કહેછે કે, સરવ વાજાંવાલાઓએ નાટકના મેનેજરને અરજી કરી છે કે, એ રોશની કાહાડી નાખી તેને બદલે પાછી તેલની બતીઓ તયાં મેલવી. તેઓ તે અરજનાં કારણમાં જણાવે છે કે, વીજલીક રોશની તેમની આંખને માફક આવતી નથી, અને તેથી તેઓનાં મગજ પર ઘણીજ નાખુશ અસર થાયછે, અને તેઓ પોતાનાં વંજત્રો વજાડતાં એક સરખું સુર જાલવી શકતા નથી. આ ફરયાદનું કારણ બરાબર તપાસવા માટે, નાટકશાલાના સતાવાલાઓએ કેટલાક નેત્રવઇદો તથા અપક્ષપાત વજંત્રવાલાઓની એક કમીટી ઠરાવી છે.

**૨૭૪૮ નાયગરાના ધોધની મદદથી વીજલીક રોશનીનું એક ગંજાવર કારખાનું ચલાવવાની યોજના**—ના-

પગરાના ધોધનાં જોરને, એક વીજળીક રોશનીનું કારખાનું ચલાવવાનાં કામમાં વાપરવાની યોજના, એક અમેરીકન બતાવે છે. એ કામ માટે તે ચાર કરોડ રૂપયાને આશરેની થાપણ ઊભી કરવાની ભલામણ કરે છે. તે કહે છે કે, આ ધોધની મદદથી એટલું મોટું કારખાનું ચલાવી શકાશે, કે જે યુનાઇટેડ સ્ટેટ્સ અને કેનેડાનાં પાંસઠ શેહેરોને તેમાંની વીજળીક રોશની પુરી પાડશે. આ યોજના જો પાર પડે તો, અરવાચીન કારીગરીની તે એક માહજારત ફતેહ ગણાશે.

**૨૭૪૯ અમેરીકનોમાં લગન વેલા થતી ભેટ સોગાદ**-અમેરીકનો સરવ વાતે નવાઇ ભરેલા છે, તેમજ તેઓની લગનની ભેટ સોગાદબી નવાઇ સરખી છે. હમણાં તેઓમાં પરણતાં જોડાં અરસપરસ ઘણી વીચીત્ર તરેહની ભેટ સોગાદ કરે છે. દાખલા તરીકે, થોડા વખતપર થયલાં એક લગન વેલા વરરાજાએ પોતાની કનયાને રૂપાંના તારની બનાવેલી એક સાવરણી ભેટ આપી હતી, જેનો હાથો હીરા જડીત હતો. કનયાએ તેના બદલામાં જે ભેટ આપી તેબી તેવીજ વીચીત્ર હતી. તે એક મોટી સોનાની ચાવી હતી. એ ચાવીપર વરરાજાનું નામ કોતરી તે જવાહેરોથી જડી લીધું હતું.

**૨૭૫૦ રેલવેની સીગનલ દેખાડવાનું કામ બજાવનાર એક વાંદરો**-દક્ષીણ આફ્રીકાની એક રેલવે લાઇન પર એક વાંદરો સીગનલ દેખાડવાનું કામ બજાવે છે. તે વાંદરો રેલવે કંપનીના એક સીગનલરે પાલેલો છે. સીગનલર બંને પગે લંગડો હોવાથી, તેણે પોતાના પાલેલા એક બબુન જાતના વાંદરાને પોતાનું કામ શીખવયું છે. પોતાના શેઠને તે એક ગાડીમાં ઘસડીને રોજ સીગનલવાલી

જગાપર લાવે છે, અને તેની દેખરેખ હેઠલ જુદી જુદી સીગનલો બરાબર સફાઇથી ચહડાવ ઊતાર કરે છે. સીગનલનું હથયાર દાબવા પછી ગંભીર દેખાવે તે સીગનલ તરફ જોય છે કે તે બરાબર પડી છે કે નહી. જો તેનાથી ભુલચુક થાય, તો તેનો શેઠ તે તરત સુધારે છે. માણસ જેવી ગંભીર ડપછપથી તેને આ કામ બજાવતો જોઇ લોકોને બહુ રમુજ ઊપજે છે.

**૨૭૫૧ એક ગણીતશાસ્ત્રીની રમુજી ભુલ**-પ્રોફેસર ફેલપસ નામે એક વીદવાન, પોતાના એક ગણીતશાસ્ત્રી શીક્ષકની એક રમુજી ભુલ વીશે નીચલી વાત કહી જાય છે;-હું જે વેલા કાલેજમાં હતો, તયારે એક દીને અમારા ગણીતના શીક્ષાગુરૂ મી૦ નયુટન સાથે હું ફરવા નીકલયો હતો. મી૦ નયુટનનું ધયાન સદા ગણીતમાં ને ગણીતમાં રમતું હતું, અને બીજી ચીજો પાછલ તે કદાચજ ધયાન આપતો હતો. મારી સાથે ફરતાંબી તે ગણીતને લગતીજ વાતચીત કરવા લાગો અને એક ગુચવણ ભરયો હીસાબ મોહડેથી કરવા મંડી ગયો. ગણીતનો મી૦ નયુટનને જેટલો ચાહ હતો તેટલો મને કંટાલો હતો, તેથી તેના હીસાબ પર બીલકુલ ધયાન ન રાખતાં હું આસપાસની રચના નીહાલતો ફરતો હતો. મી૦ નયુટને પોતાનો હીસાબ પુરો કરી તેના ખરાપણાં વીશે મારૂં મત પુછયું. મારૂં તો તે પર બીલકુલ ધયાન ન હતું, પણ તેમ કહું તો મી૦ નયુટન પોતાના મનમાં મારી બેદરકારીથી અપમાન માની લે તેથી મેં અટકલે જવાબ દેઇ દીધો કે, એ હીસાબનાં ખરપણાં વીશે મને શક છે. તુરતજ મી૦ નયુટને નવેસરથી તે હીસાબ કરવા માંડયો. ધીરજથી તેમ કરતાં તેને પોતાની ભુલ માલમ પડી. ગણીતમાં તે પકો ઉસ્તાદ હતો, અને

તેની ભુલ કોઇથીજ નીકળતી નહી હતી, પણ મારો અટકલે લગાવી દીધેલો ટોલો ખરો પડી જઇ તેને પોતાની ભુલ માલમ પડી, તેથી તે દીવસથી તેને મારાં ગણીતનાં જ્ઞાન વીશે બહુ ઊંચું મત બેઠું. એ રીતે જે ચીજ તરફ મારી બીલકુલ વલણ નહી, તેજ ચીજમાં કુશલ ગણાવાનું અંચીતું માન મને મલ્યું; અને દુનયામાં એવી રીતે અકસમાતથી ઘણાઓ ખોટું માન મેલવી જાય છે.

**૨૭૫૨ બીડોઇન આરબો**-બીડોઇન આરબો લડાઇ અને મારામારીજ મરદોને લાયકનું કામ સમજે છે. સ્વારી અને નીશાનબાજી એ તેમની મુખ્ય કેલવણી છે. ઘોડાપર બેશીને તથા હાથમાં ભાલો પકડીને લડાઇપર જતી વેલા એક આરબનું મન ખુશીમાં હોય છે. એવી હાલત વીના તેને ચેન પડતું નથી, અને શાંતી તથા નચીંતાઇ ભરી હાલત તે મરદને લાયકની ગણતો નથી. લુટારાનો ધંધો તેઓ માન ભરેલો ગણે છે. એક માણસ એ કામમાં મારયો જાય, તે બેગો શુરવીર ગણાય છે. બીડોઇનો ઘોડેસ્વારીમાં એકકા છે, પણ નીશાનબાજીમાં કાંઇ તેઓ સારો દેખાવ કરતા નથી.

**૨૭૫૩ તુરકોમાન લોકોની કેહવતો**-દરેક પ્રજાની વરતણુકનું તોલ તેમની કેહવતો પરથી સારી રીતે થઇ શકે છે. દાખલા તરીકે, તુરકોમાન લોકો જબરા લડાયક છે. અને તેમની ઘણીખરી કેહવતોમાં તેમની તે ખાશીયત જાહેર થાય છે. તેઓમાં એક કેહવત છે, "તલવારની મુઠપર હાથ નાંખ્યો, એટલે કાંઇ બાહનાં માટે થોભવાનું કામ નહી." બીજી કેહવત એવી છે કે, "એક તુરકોમાને હથયાર સજયાં એટલે તે માબાપનેબી ઓલખતો નથી." ત્રીજી, કેહવતમાં જણાવે છે, "જ્યાં તુરકોમાનો હોય ત્યાં સુલેહનું નામ નહી." તુરકોમાનો ઇરાનીઓના જબરા દુશમન છે,

અને તે બનાવની સાબેતીઓ તેમની કેટલીક કેહવતોમાં મલી આવે છે. તેમાંની એકજ અતરે આપેલી બસ થશે, જેમાં જણાવે છે કે, "પોતાનાં ગલાંમાં ફાંસો નાખ્યા વીનાં કોઇ ઇરાની તુરકોમાનોના મુલકમાં પગ મેલવાનો વીચાર કરશે નહી."

**૨૭૫૪ તમાકુમાં શાકરનું તતવ**–તમાકુની બીડીઓની બનાવટમાં ગોલ અથવા મધ નાખીને તેને મીઠા બનાવવામાં આવે છે તે ઘણાઓ જાણતા હશે, પણ ખુદ તમાકુની અંદર મોઠાસ અને શાકરનું તત્વ હોય છે, તે વાત માનવાને કોઇજ તઇયાર થશે. પ્રોફેસર આરટફોલ્ડ નામે તબીબે હાલ એવી શોધ કીધી છે કે, તમાકુમાં સેંકડે છથી બાર ટકા સુધી શાકરનું તતવ રહે છે. તેણે જાત જાતના તમાકુના નમુનાઓનું પૃથક્કરણ કરોને આ વાત જાહેર કીધી છે. જેમ વધારે સારી જમીનમાં પાકેલો તમાકુ હોય તેમ તેમાં મીઠાસ વધારે હોય છે.

**૨૭૫૫ બંદુકની નીશાન તાંકતી વેલા બંને આંખ ખુલી રાખવાની જરૂર**–મી॰ ડુગાલ નામે એક જાણીતો બંદુક બનાવનાર, જે એક અછા શીકારી તરીકેબી જણાયલો છે, તે લંડન ટાઇમસની મારફતે લશકરી સતાવાલાઓને ભલામણ કરે છે કે, લશકરનાં માણસોને બંદુક મારતી વેલા બંને આંખ ખોલી રાખીને નેમ તાંકવાની ફરજ પાડવી. તે જણાવે છે કે, નેમ તાંકતી વેલા ડાબી આંખ બંધ કરીને જમણી આંખે નેમ લેવામાં આવે છે તે રીત ખોટી છે; કેમકે તેથી ઘણીવાર નેમ લેવા પછી બંદુકની ચાંપ દાબવામાં આવે તેટલાં નેમ બેમાલમ રીતે છટકી જાય છે. જો ડાબી આંખ ખુલી રાખીનેજ ટાંકો હોય, તો જરાબી નેમ છટકેલી માલમ પડી આવે છે. આથી જમણી

આંખે લીધેલી નેમ ટકાવી રાખવા માટે ડાબી આંખની મદદ અવશ્યનીજ છે. અકસર કરી ઊડતાં પક્ષીઓ, અને એવીજ બીજી હીલતી ચીજો સામે નેમ ટાંકતી વેલા બંને આંખ ઉઘાડી રાખવાથી ઘણી સરસ નેમ લેવાય છે. મી૰ કુગલની ભલામણ ઘણા વીદવાનો વાજબી વીચારે છે.

**૨૭૫૬ એક નવાઈ સરખું ઝાડ**–બાઓબાબ નામે એક જાતનું ઝાડ થાય છે તેને માટે જણાવવામાં આવે છે કે, તે હજારો વરસની મુદત સુધી ટકી રહે છે. તેની ઊંચાઈ ચાલીસ ફીટની હોય છે, પણ પોહલાઇ બહુ જબરી હોય છે. તેનો વયાસ ઓછાંમાં ઓછો ત્રીસ ફીટ જેટલો હોય છે, અને ત્રીસ માણસો સારી સગવડથી સમાઇ શકે એવો મોટો એક ઓરડો તેનાં થડમાં બનાવી શકાય છે. તેનું ફુલ એક કુવતમંદ ખોરાક તરીકે કામે લાગે છે. તે આશરે એક ફુટ જેટલું લાંબું હોય છે. તેનો ઉધરભાવ અતીઅંત ધીમો હોય છે. ઇંગલંડના એક બાગમાં તેનું એક ઝાડ છે, જે એંસી વરસમાં માત્ર દોહડ ફુટ જેટલું વધયું છે. એ જાતનાં કેટલાંક જુનાં ઝાડો પાંચ હજાર વરસની વયનાં જણાવવામાં આવે છે.

**૨૭૫૭ નીમક તથા રાઈના વઇદક ગુણ**–નીમક અને રાઇ જેવી ઘર સંસારનાં કામકાજમાં આવતી સાધારણ ચીજોમાં ઘણીક વઇદક ખુબીઓ સમાયલી છે. અરધી ચમચી જેટલું નીમક થોડાંક થંડાં પાણીમાં પીગલાવીને પીવાથી છાતીમાં બલતી ગમે એવી સખત દાહે નરમ પડી જાય છે. બદહજમી માટે પણ તે અકસીર છે. જેઓનો કોઠો ખરાબ હોય, તેઓએ થોડા દીવસ સુધી રોજ અરધી ચમચી નીમક એક ટંબલર ભરી થંડા પાણીમાં નાસતો કરવા આગમજ પીવું. નીમકનો જથો સેજ સેજ

વધારીને અરધી ચમચી પરથી એક ચમચી પર લાવી મેલવો. ઘણા ટુંક અરસામાં એ ઇલાજથી કોઠો સુધરશે. પેટ સાફ આવતાં ન હોય તેમને માટેબી એ સારો ઇલાજ છે. ગલું સુજી આવેલું હોય તે વેલા એ પાણીનાં કોગલા કરવાથી બહુ ફાયદો થાય છે. કોગલા કરતી વેલા સેજ સેજ પાણી ગલી જયા કરવું. તેમ કરવાથી દરદ ઘણું નરમ પડશે. ફુકાં પાણીમાં નીમક એકથી ચાર ચમચી સુધી નાંખીને પીવાથી, વામીત લાવવામાં તે ઘણું ઉપયોગી થઇ પડશે. અકસર કરી ઝેર ઊતારતી વેલા વામીટ કરાવવામાં તે ઘણું કામ લાગશે. જાનવરો અને જીવડાઓના ડંખના ઇલાજ તરીકે પણ નીમક ઉપયોગી છે. જખમોમાંથી લોહી વેહતું અટકાવવાનોબી તે એક સરસ ઇલાજ છે. દાંત તોડી પાડયા પછી લોહી જતું અટકાવામાં તે બહુ કામ લાગશે.

રાઇ પણ એવીજ એક ઉપયોગી વસતુ છે. દરેક ઘરમાં તે હમેશ તઇયાર રહેવી જોઇયે. અરધી પૈંટ પાણીમાં નાખેલી બેથી ત્રણ ચમચી દલેલી રાઇ, વામીટ લાવવાનો એક અછો ઇલાજ છે. પેટમાં ચુકો થતો હોય તે વેલા રાઇ અને આટો મેલવીને તેનું એક પલાસટર દુંટી ઉપર મુકી દેવાથી તરત આરામ થશે. શરીરના અંદરખાનેના ભાગોમાં થતા સોજા અને દુખારા વખતે રાઇનું પલાસટર ઘણું ફાયદાકારક છે, લોહીને શરીરની સપાટીપર ખેંચીને તે દરદ નરમ પાડે છે. માથું દુખતું નરમ પાડવા માટે તથા આંકરાં માટેબી રાઇ ઘણી સરસ છે.

**૨૭૫૮ દાહજેલાંના ઇલાજ તરીકે સોડાખાર**–દાહજેલાં અથવા બલેલાંના ઇલાજ તરીકે સોડાખાર અકસીર છે, જે જગા દાજી હોય તયાં તુરત એ ખારની સુકી અથ-

વા પાણીમાં પીગલાવેલી મુકી લગાડવાથી ચમતકારીક અસર થયલી માલમ પડશે. તે ગરમીને બાહાર ખેંચી કાહાડે છે અને તે સાથ દરદ પણ નરમ પડી જાય છે. જાનવરોના ડંખની અસરથી બલતી અગન નરમ પાડવાનેબી સોડા સારી રીતે કામ લાગે છે.

**૨૭૫૯ રમકડાંથી થતો ઊડતા રોગનો ફેલાવો**-નહી ધારેલી ચીજો, એક ઊડતો રોગ ફેલાવાનાં સાધન થઇ પડે છે. બાલકોનાં રમવાનાં રમકડાં એ સાધણ પુરાં પાડે છે, એમ કોણને ખયાલ આવશે? થોડા દીવસ પર નયુયારક ખાતે એક નાની છોડીની ઢીંગલી "ડીપથીરયા" નામનો એક જાતનો ઉડતો રોગ ફેલાવવાનું સાધણ થઈ પડી હતી. ડીપથીરયાથી પીડાઇને મરણ પામેલી એક બાલકીની ઢીંગલી બીજી બાલકીના હાથમાં જવાથી તેણીનેબી તે લાગુ પડયો અને તેણી મરણ પામી. ત્રીજાં એક બાલકના હાથમાં તે જવા પછી તેનેબી તે રોગ લાગુ પડયો પણ સારા ભાયગે તે સાજું થવા પામયું.

**૨૭૬૦ ગરમ કરેલાં દુધમાં થાક ઊતારવાની ખુબી**-બલબલતું ગરમ કરેલું દુધ સેજ થંડું પાડીને પીવાથી, તે શરીરની તેમજ મગજની થાક ઊતારવામાં અકસીર થઇ પડે છે. અલબતાં તેવી હાલતમાં તે ઘણાકોને સવાદ આપનાર થઇ પડશે નહી, પણ પીવા પછીજ તેની ખુબી માલમ પડશે. કેટલાકો થાક ઉતારવા માટે દારૂ પીયે છે, પણ તેઓ દુધ અજમાવી જોશે તો તેમને જણાશે કે, દારૂ કરતાં દુધ વધારે સારી રીતે થાક ઊતારશે, અને વલી શરીરને પુશટી આપશે તે જુદી.

**૨૭૬૧ શરીર વીદયાની એક અજાયબી**-માણસનું અંતકરણ યાને દીલ ગુરદો હમેશાં છાતીની ડાબી બાજુ-

એ હોય છે, પણ ફીલાડેલફીયામાં હાલ એક માણસ છે, જેનો દીલ ગુરદો છાતીની જમણી બાજુમાં માલમ પડયો છે. એ નવાઇ સરખા ફેરફારથી તેની જીંદગીને કશી હરકત પુગવાનો સંભવ નથી, તેમજ તેને અતયાર સુધીમાં કાંઇ રીતનું નુકશાનબી ખમવું પડયું નથી. માત્ર તેને ભુખ ઘણી લાગે છે, અને તેના દીલના ધપકારાનું જોર સેજ વધારે રહે છે. છેલાં પાંચ વરસમાં આખી દુનયામાં એવા નવ માણસો માલમ પડયા છે.

**૨૭૬૨ બુટ સાફ કરવામાં કેરોસીન તેલનો ઉપયોગ**—બુટ પાણીથી ભીંજાઇને કઠણ થઇ ગયાં હોય, તેને કેરોસીન તેલ લગાડવાથી તે પાછાં નરમ થઇને અસલ જેવાં બને છે.

**૨૭૬૩ ગરમ પાણીમાં બાલી મારવાની સજા**—ઇંગલંડમાં એક વેલા એવો વખત હતો, જયારે અપરાધીઓને ગરમ પાણીમાં બાલી મારવાની સજા કાયદાસરની ગણાતી હતી. એ સજાનો કાયદો ૧૫૪૧માં સાલમાં પેહલો અમલમાં આવ્યો હતો. રાચેસટરના બીશપનાં કુટુંબને સેરવામાં ઝેર આપવાની કોશેશ કરવાનો વાંક, એ કુટુંબને લગતા એક નોકર પર ૧૫૩૧ નાં સાલમાં મેલવામાં આવ્યો હતો. એવા મોટા અપરાધ માટે તરાસ બેસાડે એવી મોટી સજા કરવાની જરૂર જણાવાથી, તેને ગરમ પાણીમાં બાલી મારવાનો હુકમ થયો, અને તે વખતથી એ સજા ચાલુ કરવામાં આવી હતી, જે પાછલથી બીજાં જંગલીપણાંઓ સાથ નાબુદ થઇ હતી.

**૨૭૬૪ માણસોને ચાર પગે ચાલવાની ભલામણ!**—એક અમેરીકન જાહેર ભાષણકરતા કહે છે કે, માણસો જાનવરો માફક ચાલે તો, તેઓ ઘણી સુખાકારી ભરી જીં

દગી ભોગવે. તે કહે છે કે, આપણી હાલની ચાલવાની ઢપ આપણાં શરીરનાં લોહીનાં ફરવાને નુકસાન કરે છે, અને તેથી વારંવાર આપણે તરેહવાર દરદોનાં ભોગ થઇ પડયે છીયે.

**૨૭૬૫ ટોકરના ઘેરા વેલા એક અંગરેજ અમલદારે બતાવેલી બહાદુરી**-ટોકરનો ઘેરો છોડવવા જતાં મારગમાં જેનરલ ગરેહામને આરબ લશકર સાથે ટેબ ખાતે જે લડાઇ થઇ હતી, તેમાં કેપટન હીવીટ નામે બરીટીશ અમલદારે નવાઇ સરખું શુરાતન બતાવયું હતું. એ લડાઇ વેલા બરીટીશ લશકર ચોરસ આકારમાં ભેગું થઇને લડતું હતું. આરબો પોતાના લાંબા ભાલાની મદદથી એ ચોરસમાં ભંગાણ પાડવાને તપતા હતા, તેવામાં ચોરસમાં એક ઠેકાણેથી કેટલાક માણસો ખસી જવાથી નાનુ ગાબડું પડયું. એ ગાબડાં તરફ કેટલાક આરબોનું ધયાન ખેંચાતાંજ તેઓ તે તરફ ધસ્યા. જો એ ગાબડાંમાં આરબો દાખલ થઇ શકયા હોત, તો બરીટીશ લશકરનો ઘણો ઘાણ નીકલી જતે, પણ કેપટન હીવીટની બાહદુરીથી તે મોઠો બનાવ અટકયો. આરબોને તે ગાબડાં તરફ ધસ્તા જોઇને, તે એકલો તેમની સામે આવી ઉભો. જે પેહલો આરબ તયાં આવી લાગો, તે તરતજ કેપટન હીવટની તલવારનો જરબ ખાઇ ભોંયે પડયો. પણ તેનું માથું એટલું સખત હતું, કે તેમાં પેસ્તાંજ તલવાર ભાગી ગઇ. કેપટન હીવીટ હથીયાર વીનાનો થઇ પડયો, અને તેવામાં બીજા છ આરબો તેની ઉપર ધસી આવયા. વીના હથીયારે છ દુશમનો સામે લડીને પોતાનો જીવ બચાવવા તથા બરીટીશ લશકરમાં ભંગાણ પડતું અટકાવવાની બેવડી ફરજ તેના પર આવી પડી, પણ તે તેણે તારીફ લાયક રીતે બજાવી. છ

કદાવર આરબો પર તેણે એકલાએ ધસારો કીધો, અને લાત મુકીથી તેમના લાંબા ભાલાઓના હુમલા છટકાવી તેણે તેઓને જમીન દોસત કીધા. એટલામાં લશકરમાં પડેલું ગાબડું પુરાયું અને સઘલી ધાસતી મટી ગઇ.

કેપટન હીવીટને તેની આ બાહાદુરીના બદલામાં વીકટોરયા કરાસનો ખેતાબ અને ચાન મલયા છે.

**૨૭૬૬ એક સલામતી ભરેલી "બાઈસીકલ"**–"બાઇસીકલ" નામની બે પઇડાંની પગે ચલાવવાની ગાડી, ઝાઝી સલામતી ભરેલી હોતી નથી, અને તે ચલાવનાર અંચાતો તુટી પડવાનો બહુ સંભવ રહે છે. તે ગાડીમાં કેટલોક સુધારો કરીને, તેવીજ એક તદન સલામતી ભરી બાઇસીકલ હાલમાં બનાવવામાં આવી છે. તેને બાઇસીકલ જેવુંજ એક મોટું પઇડું રહે છે, પણ તેની સાથે બીજાં નાનાં નાનાં ચાર પઇડાં જોડેલાં હોવાથી, મોટાં પઇડાંને બહુ ટેકો મલે છે. એ ચાર પઇડાંમાંનાં બે આગલ અને બે પાછલ રહે છે. મરજી પડે ત્યારે વલી આ નવી બાઇસીકલને સાધારણ બાઇસીકલનું રૂપ પણ આપી શકાય છે. એ ગાડીને "સેનટર સાઇકલ" નું નામ આપવામાં આવયું છે.

**૨૭૬૭ અમેરીકામાં અંગરેજ નાટકકારોને પડતો તડાકો**–અંગ્રેજ નાટકકારોને પોતાના વતન કરતાં અમેરીકામાં જબરો તડાકો પડે છે. ગયા વરસમાં અમેરીકા જઇ આવેલાં કેટલાંક વખણાયલાં સ્ત્રી તથા પુરૂષ નાટકકારોને ઘણી સારી રકમ તેમની મેહનતના બદલામાં મલી છે. મેડમ નીકલસન નામે ગાનારીએ, માત્ર બેજ રાત ફીલાડેલફીયામાં ખેલ કરીને ત્રીશ હજાર રૂપયાથીબી વધુ રકમ મેલવી છે. મી૦ હેનરી આઇરવીંગ નામે ખેલાડી પણ તેવોજ ભાગ્યશાલી નીવડયો હતો. તેણે બાર રાતમાં લગભગ પોણો લાખ-

ની રકમ એકઠી કરી છે. મી૦ ચારલસ વીનડહામ નામે નાટકકારબી તેવીજ ફતેહ સાથે અમેરીકાની ભેટ લેઇ આવ્યો છે. એ રીતે, અમેરીકા બધા ધંધાવાલાઓ ભેગા નાટકકારોનેબી પોતાનાં સોનાથી નવાજે છે.

**૨૭૬૮ મગરૂરીનો વાજબી શીક્ષા**–મીનીકરેટીસ નામે એક ગરીક તબીબ માટે કહે છે કે, તે પોતાના ધંધામાં એટલો તો કુશલ હતો, કે કોઇજ દરદો એવાં હતાં, જે તે સારાં કરવામાં નીશફલ થાય. તેની આ કુશલતાને લીધે યુનાનીઓ તેને પોતાના મોટા દેવતા જુપીટર સરખો માની તેજ નામે તેને બોલાવતા હતા. આ વખાણથી અંતે ફુલણજી બનીને, તે પોતે પણ બહુ અભીમાન સાથે પોતાને જુપીટરનાંજ નામથી બોલાવવા લાગો. રાજા એગીસીલસપર એકવાર કાગજ લખતાં તેણે અંદર લખ્યું, "જુપીટર દેવતા રાજા એગીસીલસને તંદરોસતી પુછેછે." રાજાએ તેના જવાબમાં ભરમમાંજ તાનો મારી લખ્યું, "રાજા એગીસીલિસ મીનીકરેટીસને મગજની સારી હાલત પુછેછે."

મીનીકરેટીસનો ગરૂરીને મેસીડોનયાના રાજા ફીલીપે અછો ફટકો મારયો હતો. રાજાએ તેને એક દીવસ પોતાને તયાં જમવા બોલાવયો. એ વેલા તેણે સરવ મેહમાનો માટે બીછાવેલી મોટી ટેબલ આગલ એક માચરો ઊભો કરી ત્યાં એક ઊંચી ટેબલ અને ખુરશી ગોઠવયાં. તે બેઠકપર મીનીકરેટીસને બેશાડયો. એ પછી જમતી વેલા સરવેની ટેબલપર જયારે તરેહવાર લહેજતદાર વાણીઓ આવતી ગઇ, ત્યારે મીનીકરેટીસની ટેબલપર આતશનું એક વાસણ ગોઠવી તેમાં જાત જાતની ખુશબોઇઓ માત્ર બાલવામાં આવી. તે દેવતા હોવાનો દાવો કરતો હતો, એટલે રાજા ફીલીપે તેને લાયકનોજ આવકાર તેને આપ્યો. સરવ લોકો

આ બનાવ જોઇ હસવા લાગા; અને મીનીકરેટીસ ફફડતો ચટકતો ભુખે પેટે ચાલી ગયો.

**૨૭૬૯ પરાઇ ભાષાઓ સમજવા વીના તેમની નોધ લેવાનો અખતરો**—"ફોનોગ્રાફ" નામે યંત્ર, જેની મદદથી એક માણસ બોલતો હોય તેના સઘલા બોલો નોધી લેઇ શકાય છે, તેનો એક નવાઇ સરખો ઉપયોગ કરવાને બે જરમન વીદવાનો બાહાર પડયા છે. તેઓ કાંગો નદીના મુલક તરફ મુસાફરી કરવા જનાર છે, અને તે વેલા તયાં વસતી જંગલી જાતોના લોકોની ભાષાની બની શકે એટલી નોધ આ યંત્રની મદદથી લેઇને તેઓ જરમની મોકલતા જશે, જયાં વીદવાનો તેના સંબંધમાં અવલોકનો કરવાને શક તીવાન થશે.

**૨૬૭૦ વીજલીક રેશનીના દીવા સલગાવા માટે એક નાનું વરાલયંત્ર**—વીજલીક રેશનીના દીવા સલગાવા માટે ઘરમાં કામે લાગે એવું એક નાનું વરાલયંત્ર હાલમાં શોધી કાહાડવામાં આવયું છે.

**૨૭૭૧ કમલાના ઈલાજો**—કલેજાંનાં તરેહવાર દરદોથી કમલો થાયછે. તેથી માણસનું આખું શરીર પીલું થઈ જાય છે. તેના ઈલાજો નીચે પ્રમાણેછે:—

૧—સોકોતેરી એલીઓ તોલા ૨, હીરાબોલ તોલો ૧, કેસર તોલો ૦।, અને વેલાતી સાબુ તોલો ૧, એ સઘલાંને છુંડી મેલવીને તેની વટાણા જેવી ગોલીઓ બનાવીને તેમાંથી સહવાર સાંજ બે માશાને વજને ગલાવવી.

૨—કપુરનું તેલ તોલા ૭, તરપીટન તેલ તોલા ૨।।, અને તલનું મીઠું તેલ તોલા ૫, એ સઘલાંને મેલવી, તે કપડાંને લગાડી મોટી આગરી કરીને કલેજાં ઊપર મુકવી.

૩—કરીઆતુ તોલો ૦।।, સાકર તોલો ૦।।, બેહુને છુંડી ભુકો કરી રોજ ફકાડવું.

૪-હરડાંનો ભુકો તોલો ૦।।, તથા કાલી દરાખ ઠલીયા કાહાડેલી તોલા ૨, એહુને મેલવી રોજ ખાય તો કમલો જાય.

૫-કુવારનો રસ તોલો ૧, ગાયનું ઘી તોલો ૧, સાકર તોલો ૧, એ તરણે મેલવીને પાએ તો કમલો જાય.

૬-કાલો મુસલી, હરડાં, બેરાં, આમરા એ સરવેને છુંડી ભુકો કરી રોજ તોલો ૧, પાણી સાથે ફાકે તો સારૂ થાય.

૭-ટંકણ ખાર ફુલવેલો માશો ૧, ચોલાઈની ભાજીનો રસ તોલા ૨, સાકર તોલો ૦।।, તરણે મેલવી રોજ દીવસમાં બે વાર પીવાથી કમલો જશે.

૮-સાથરા દરાંમ ૪, હરડે દરાંમ ૫, કાસની દરંમ ૩, ઉનાબ નંગ ૨૦, શુપીસતાંન નંગ ૨૦, અફતીમુનનો પાલો દરાંમ ૫, બનફશાનો પાલો દરાંમ ૩, પાણી આંઊશ ૨૮ આ સઘલાંનો જીનો ભુકો કરીને તેને પાણીમાં આસરે ૫। કલાક ઊકાલવો અને તે થંડુ પડે કે તેમાંથી ૧થી ૨ આંઉશ જેટલું દીવસમાં તરણવાર પીવું.

૯-નવશાગર દરાંમ ૧, અને અજાતામલનો ભુકો આંઊશ ૧માં, ખખલતું પાણી આંઊશ ૬ નાખી આશરે એક કલાક સુધી ધાંકી રાખવું અને તે થંડુ પડે કે તેમાંથી ૧થી ૨ આંઊશ જેટલું દીવસમાં તરણવાર પીવું.

૧૦-જડવેરાનાં મુલીઆંનો ભુકો દરાંમ ૧।।, ગાવાજુબાન દરાંમ ૦।। માં, ખખલતું પાણી આંઉશ ૬ નાખી ધાંકી મુકવું. તે થંડુ પડે કે તેના તરણ ભાગો કરી અકેકો ભાગ દહાડામાં તરણવાર પીવો.

૧૧-સાથરા દરાંમ ૧।।, અનીશુન દરાંમ ૩, બાદીઆંન દરાંમ ૩, પાણી આંઊશ ૧૬, આ સઘલાંનો બારીક ભુકો કરીને તે પાણીમાં ઊકાલવો અને આશરે ૬ આંઊશ જેટલું રહે કે થંડુ પાડી, તેમાંથી એક આંઉશ જેટલું દહાડામાં તરણવાર પીવું.

૧૨–પીચોરીનાં બીજ, કાસની, વરીઆલી, એ તોલો અરધો અરધો લેવું, તેને પાણી શેર ૦ાામાં એક કલાક ભીણવી મેલવું. પછી તેમાંનું નીતરૂં પાણી નીતારી લેઈ તેમાં તોલો ૦ાા શાકર નાખી પીવું. એજ પ્રમાણે સાંજે પણ બનાવી થોડા દીવસ સુધી પીવું.

૧૩–ગુલેગાફેજ, અફ્સનતીન, પરેસીઆવશાંન, દરેક તોલો અરધો અરધો લેવાં તથા રૂબારબ ગરેન ૨૦ લેવું. એ સઘલાંને પાણી શેર ૦ાામાં એક કલાક ભીણવી મેલવું. પછી તેમાંનું નીતરૂં પાણી ગાલી લેઈ તેમાં શાકર તોલો ૧ નાખી તે પાણી પીવું. એજ પ્રમાણે સાંજેબી બનાવી સારૂ થાય ત્યાં સુધી પીવું. જો એથી પેટ વધારે આવે તો રૂબારબ કાહાડી નાખીને પીઆ કરવું.

આ દવાઓ લેવા છતાં જો જાહાડો કબજ રેહેતો હોય તો પાંચ સાત દીવસે હલકો જોલાબ લેઆ કરવો ને પેટ સાફ લાવવું.

**૨૭૭૨ ટેલીફોન વીશે જંગલીઓનો વીચાર**–મેકસીકોના કેટલાક જંગલી સરદારોને થોડા વખતની વાતપર ટેલીફોનમાંથી કેટલીક વાતચીત સંભલાવવામાં આવી હતી. તે બનાવ જોઇ તેમની અજાયબીનો પાર રહયો નહી. કેટલોક વખત સુધી વારા ફરતી ટેલીફોનપર કાન લગાડીને તેમાં આવતો અવાજ સાંભલવા પછી, એ અજાયબ જેવી ચીજ શું હશે, તે વીશે તેઓ તરેહવાર તરક કરવા પડયા. શેવટે તેઓ તેને કાંઇ દેવસ્તાન સમજયા, અને કેહવા લાગા કે, ગોરા માણસોનો દેવતા આપણી સાથે વાત કરે છે. એ નવાઇ પોતાના બાલકોને દેખાડવાની ઇછાથી, તેઓએ અરજ કરી કે, તેમને એક ટેલીફોન પોતા સાથે લેઇ જવા દેવું.

**૨૭૭૩ છુટા છેડા કરી આપવાનો ઢોંગ લઇ બેઠેલો એક અમેરીકન ધુતારો**–બ્રુકલીન ખાતે મનરો નામે એક શ-

ખસ થોડા વખતપર વસ્તો હતો, જે લોકોને તલાક આપવાની સતા ધરાવવાનો ઢોંગ લઇ બેઠો હતો. તેના કેટલાક મસલતીઆઓ હતા, જે અજ્ઞાન વરગનાં છુટાછેડાનો એરાદો રાખતાં ધણીધણીઆણીને એવું સમજાવીને મનરો પાસે લેઇ આવતા, કે સરકાર તરફથી તલાક આપવાની સતા તેને મલી છે. એવી રીતે ઘણા અજ્ઞાન લોકો ઠગાયાં હતાં, અને મનરો તથા તેના સાથીઓએ ઠીક પુંજી ભેગી કરી હતી. તલાક આપતી વખતે એકેક માણસ પાસેથી તેઓ સોથી બસો રૂપયા સુધી લેતા હતા. એક અકસમાતથી આ તરકટની ખબર સતાવાલાઓને પડી, અને તેથી મનરોને પકડવાનું વારંટ નીકલયું; પણ તે કેથે નાસી ગયો છે. લોકોપર પુરેપુરી અસર કરવા માટે, તે કોરટની ઢપ પ્રમાણેનું છુટા છેડાનું હુકમનામું લખી આપતો હતો. વલી તે એકદમ હુકમનામું લખી આપતો ન હતો, પણ પેહલાં સઘલી કેફીયત સાંભલી લેઇને કોરટની માફક થોડા દાહાડાનો વીલંબ લગાડીને ચુકાદો આપતો. બે વરસ સુધી વગર હરકતે તેણે આ ધંધો ચલાવયો હતો, અને તે અરસામાં તેણે બસો જોડાંઓને તલાક આપ્યા છે.

**૨૭૭૪ આંધલાપણાંનો ઈંગલાંડમાં થયલો ઘટાડો**—છેલાં ત્રીસ વરશો થયાં ઈંગલાંડમાં આંધલાં માણસોની સંખ્યામાં ચાલુ ઘટાડો થતો આવ્યો છે. તેનાં કારણમાં એવું જણાવયામાં આવે છે કે, આંખના વઇદોએ પોતાના જ્ઞાનમાં ઘણો વધારો કીધો છે, અને બીજું એકે બચાંઓમાં શીતલાનો રોગ ચાલુ હતો તે લગભગ તદનજ બંધ પડયો છે.

**૨૭૭૫ અસલી રોમન લોકોનો મોતીનો સોખ**—અસલી રોમન લોકો શોભા અને ભપકાની સરવ ચીજોમાં મોતીને ઘણીજ કીમતી ગણતા હતા. તેઓ પોતાના પોષાકના દરેક

ભાગ ઉપર મોતી પેહરતા, અને કદ, નીરમલપણું, અને કીંમતના જુદાં જુદાં પ્રમાણો ધરાવતાં મોતીઓની એટલી તો મોટી સંખ્યા રોમમાં હતી, કે સઊથી હલકે વાંધેનાંથી તે સઊથી ઊંચી પંકતીનાં લોકો સુધી તેમનો ઊપયોગ કરતાં હતાં. ઈજીપટની વખાણાયલી રાણી કલીઓપેટરાના કાનનાં મોતીઓની કીમત સોલ લાખ રૂપીઆની કહેવાય છે, અને જુલ્યસ સીઝરે બરૂતસની મા સરવીલ્યાને રૂપીઆ ચાર લાખ હેંસી હજારનું એક મોતી ભેટ કીધું હતું. આ રકમો સહરાગાત ભરેલી છે એમ માનવાનું કાંઇ પણ કારણ દેખાડવામાં આવયું નથી. વલી કહે છે કે જુલ્યસ સીઝરે અસલ ઈંગલંડ ઊપર ચહડાઇ કરી હતી, તેપણ ત્યાંથી મોતીઓ મેલવવાની મુખ્ય મકસદથી હતું. પણ તેને સંતોષ મલે તેવાં મોતીઓ ઈંગલંડથી તેને મલયાં ન હતાં. હીરા અને મોતીથી ઊતરતું જવાહેર પાનું ગણાતું હતું.

**૨૭૭૬ જેપાનીસ લોકોમાં ગણાતું સુખી મોત**–પોતાનાં પેટમાં કરૂસના આકારના બે ઘા પાડીને આપઘાત કરવો, એ જેપાનીસ લોકોને મનસે સુખી મોત ગણાય છે. તેઓ તેવાં મોતને "હરી-કરી" કહે છે. જ્યારે મોટા ઓધેદારોએ કાંઈ વાંક કીધો હોય અને તેની સજા મલશે એવી તેઓ બીક ધરાવતા હોય છે, ત્યારે આ જાતનો આપઘાત ઘણો સગવડ ભરેલો થઇ પડે છે, કારણકે તેથી તેમનો અપરાધ ઢંકાઇ જાય છે એટલુંજ નહી, પણ તેથી તેમને માન મલે છે, અને વલી તેઓ બહાદુરમાં ખપે છે. ઓધેદારોજ નહી પણ સાધારણ ગુનેહગારો પણ મેહરબાની દાખલ પોતાનું પેટ ચીરવા દેવાની બક્ષેશ સરકાર પાસે માગી લે છે.

**૨૭૭૭ એક સ્ત્રી નાટકકારે બજાવેલો અસરકારક ભાગ**–મીસીસ મોનટફરડ નામે ગઇ સદીમાં એક વખાણાયલી

ંગિરેજ નાટકકાર હતી. નાટકનો ધંધો મુકી દીધા પછી થોડે વખતે તેણી પોતાના એક આશકની બેવફાઇથી ઘેલી થઇ ગઇ. એક દીવસે સાંજનાં સેજ સુધીમાં હોવાથી તેણીએ પોતાના રખેવાલને પુછયું કે, તે સાંજે કીઓ નાટક થવાનો છે? શેકસપીઅરનો "હેમલેટ" નામનો કરૂણારસ નાટક થવાનો હતો, એવું તેણીને જણાવવામાં આવયું. આ નાટકમાં તેણીએ અગાઊ વારંવાર "ઓફીલીઆ" નો ભાગ બજાવયો હતો, અને તેમાં તેણીએ ઘણું લોકમાન મેલવ્યુ હતું. "ઓફીલીઆ," ઉપલા નાટકમાં જણાવ્યા પ્રમાણે, પોતાના બાપના મરણથી ઘેલી થઇ જાયછે, અને તેણીની મનની સ્થીતી ઘણી દયા આણવા જોગ થઈ પડેછે, જે દીવાનપણનો ભાગ મીસીસ મોનટફરડ સરસ રીતે બજાવતી હતી. હેમલેટના નાટકનું નામ સાંભલતાં, મીસીસ મોન્ટફરડને પોતાની આગલી કીરતી યાદ આવી, અને ફરીથી એકવાર પોતાનું બલ અજમાવવા, તેણી રખેવાલની નજર ચુકાવીને નાટકશાલામાં દોડી ગઈ. જે અંકમાં "ઓફીલીઆ" ઘેલી થઇને દાખલ થાયછે, તે આવી પોંહચવાની વાર જોતી તે નાટક તખતા આગલ સંતાઇ ઉભી. જેવી ટક આવી, તેવીજ તેણી તખતા ઊપર ધસી ગઈ, અને દેવાની હાલતનો ચીતાર તેણીએ ખરેખર ઘણી અસરકારક રીતે આપયો. લોકોની અને ખેલાડીઓની અજાયબી વચ્ચે એક ખરેખરી "ઓફીલીઆ", મીસીસ મોન્ટફરડે ભજી બતાવી. પણ આ ફતેહ તેણીની છેલીજ હતી. તખતો છોડો જતાં તેણી બોલી, "બસ, થઈ ચુકયું!" પાછી તેણીને દીવાનશાલામાં લઈ જવામાં આવી, જયાં તેણી થોડાજ દીવસમાં ઝુરીને મરણ પામી.

**૨૭૭૮ રૂશીઅન લોકો થોડા વખત ઉપર કેટલા વેહમી હતા તેના દાખલા—ચીક ચરચ નામે ખ્રીસ્તી ધ-**

રમના એક પંથના લોકો સુધારામાં ઘણા પાછલ છે. આ ધરમના લોકોમાં રૂશીયન લોકો મુખ્ય છે. તેઓ થોડા વખત ઊપર એટલા તો અજ્ઞાન તથા અપટ હતા, કે વીદયા હુનર-માં સેજપણ કુશલતા જો કોઇ બતાવતું, તો તેને સેતાન સાથે સંબંધ છે એવું માનવામાં આવતું હતું. થોડા વખ-તની વાત ઉપર મોસકો ખાતેના ઇરાની એલચીનાં એક માણસે ચંદ્ર ગ્રહણ થવા વીશેની થોડા દીવસ આગમજથી લોકોને ખબર આપી. લોકોને શક ગયો કે જયાં છે તયાં પેલા ઇરાની પાસે એવી શકતી છે કે જેથી તે ફીના કપટથી ચંદ્રની રૂપેરી રોશનીને ઝાંખી પાડવા માંગેછે. અંતે ગ્રહ-ણ થયું. આથી લોકો એટલાં તો ખુનપર ચહડયાં, કે ઇરા-ની એલચીને પોતાના માણસની જીંદગી બંચાવતાં બારે મુશકેલી ખમવી પડી.

બીજો એક દાખલો ઊપલાંજ શેહેરમાં એક ફરેનચ તબીબના બાબમાં બન્યો. તેણે પોતાના ધંધામાં ઘણી ચ-બરાકી દેખાડીને તયાં ફીરતી મેલવી હતી, પણ માઠાં ભાગ્યે તે વાહડકાપના હુનરમાં ઘણો કુશલ હતો. તેણે એક લાશ મેલવી, અને તેને વાહડકાપ કરીને તથા તેનાં હાડકાં સાફ કરીને પાછાં બેરાબર ગોઠવયાં, અને આખું હાડપીંજર પો-તાના ઓરડામાં ખુલું મુકયું. પવન ઘણો જોરાવર હોવાથી હાડપીંજર ડોલા ખાવા લાગયું. આ દેખાવ એક દાહડ અકલના રૂશીઅનના જોવામાં આવતાં, તેણે તે તબીબને પોલીસમાં ઘસડયો, જયાં તેની ઉપર જાદુ કરવાનું તોહમત મેલવામાં આવ્યું; અને મહા મેહનતે તે તેમાંથી નીરદોષ ઠરીને છુટી શકયો.

**૨૭૭૯ રૂશીઆના શેહનશાહ પીટર ધી ગરેટનો ભમરા તરફનો અભાવ**–રૂશીઆમાં ચોકસ જાતના કાલા

ભમરા થાયછે. તેઓનું મુકામ ફુવડ ઘરોમાં વધારે રહેછે. આ ભમરા તરફ પીટર ધી ગ્રેટ નામના રૂશીઆના મહાત મા શેહનશાહને ઘણો વાંધો હતો. જ્યારે તે કોઈ શેહેર અથવા ગામડાંની મુલાકાતે જાય, ત્યારે જે ઘરમાં તે ઉતરવાનો હોય તે ઘરમાં ભમરા નહીં હોય તેની તે ઘણી સંભાલ રાખતો હતો. એક વેલા તે પોતાના કોઇ માનીતા અમલદારને ત્યાં જમવા ગયો. ત્યાં તેની સારી પરોણાગત થતી જોઇને, અમલદાર ઊપર તે ઘણો ખુશી થઈ ગયો. થોડી વાતચીત પછી શેહનશાહ અમલદાર સાથે જમવા બેઠો. વાત કરતાં તેણે અમલદારને પુછયું કે, ઘરમાં ભમરા ફરેછે કે ? અમલદારે જણાવ્યું કે ઘણા નહી, અને તેઓને દુરના દુર રાખવાને માટે મેં એક જીવતો ભમરો પકડીને દીવાલ ઉપર ખીલા સાથે ઠોકી મેલ્યો છે. શેહનશાહે દીવાલ તરફ જોયું. કમનસીબે તે રાજાની બરાબર નજર સામે હતો, અને આવી રીતે પોતાના ધીકારની વસ્તુને એકાએક જોયાથી તે એટલો ગુસે થઈ ગયો, કે તે તેજ પલ મેજપરથી ઉઠયો, અમલદારને એક સખત મુકી લગાવી, અને આખા રસાલા સાથે બાહેર નીકલી ચાલ્યો.

**૨૭૮૦ પુનર જનમ વીશે ચીનાઓમાં બેઠેલો મજબુત વીશવાસ**—ચીનાઓના દેવનું નામ ફો છે, અને તેમના ધરમગુરૂઓ બોનઝીસનાં નામથી ઓલખાય છે. આ ધરમગુરૂઓ ભોલા ચીનાઓને એવું સમજાવે છે કે, માણસનો આતમા પુનરજનમ લેછે. ચીનાઓનો વીશવાસ આ બનાવ વીશે કેટલો મજબુત છે, તે વીશે ફાધર કોમ્ટ નામનો એક ફ્રેન્ચ પાદરી નીચલો દાખલો આપે છે:—એક ઘરડો ચીનો ગરહસથ જે રાજા તરફથી મલતાં જવાજમ ઊપર ગુજરાણ કરતો હતો, તે મરવા સુતો. તેણે મને ઘણો

ઓજરખાણીથી તેડાવી મંગાવ્યો, અને કહ્યું કે "સાહેબ એક ગરીબ કંગાલ ઉપર રેહમ કરો! તમો જાણોછો કે હું રાજાની બખશીશ ઉપર જીવું છું, અને અમારા બોનઝીસો (ધરમગુરૂઓ) મને એમ કહેછે કે પુનરજન્મમાં હું રાજાના ઘોડા તરીકે પાછો અવતરીશ, અને દૂરનાં પ્રગણાઓમાં હું વર્ણાતરૂ કરવા જઇશ. તેઓ મને કહે છે કે જ્યારે હું મારો નવો અવતાર લઊં, ત્યારે મારે ડોકડ ખાવી નહી, કોઈને લાત મારવી, કરડવું કે ઇજા કરવી નહી, સારી રીતે દોડવું, અને થોડું ખાવું. વલી તેઓ કહેછે કે જો હું આવી રીતે વરતું, તો ત્રીજા ભવમાં દેવતાઓ મારી ઉપર દયા કરીને મને માનડરીન બનાવી નાખશે. ખરૂં કહુંછું, સાહેબ, કે આ વીચાર મને દેવાનો બનાવે છે; રાત અને દીસ તે મારી આગલને આગલ ભમ્યા કરે છે. સ્વપનામાં પણ હું પોતાને ઘોડાની હાલતમાં હારનીસમાં જોડાયલો અને હાંકનારના ચાબુકથી પીડાતો જોઉ છું, હું ધબરાટથી જાગી ઊઠું છું, અને હજી માણસજ કે ઘોડો છેઊ તે વીશે ગુચવાઊં છું."

**૨૭૮૧ એક સુખડપેન બનાવનાર લક્ષાપતી**-પારીસમાં થોડાજ વખતની વાત ઉપર માંજાં નામનો એક ફ્રેન્ચ લક્ષાપતી મરણ પામ્યો છે. આખી જીંદગી સુધી તેણે સુખડપેન વેચવાનો ધંધો કીધો હતો, અને તેમાં તેણે લખોની પુજી મેલવી હતી. પણ તેના આ સાહસ કરતાં તેનો એક નવાઈ જેવો ફાંટો વધારે જાણવા જોગ છે. તે દરરોજ સાંજના ખુલી ગાડીમાં બેસીને મોહોલાઓમાં ફરવા નીકલતો હતો. સાથે તેનો ચાકર પછવાડે ઊભો રહેતો હતો. જેવી ગાડી ભર વસતીમાં આવી, કે ચાકર તેને પછવાડેથી એક પેટી આપતો, તેમાંથી માંજાં પોતાના મોટા ફોટો અને પોતાની સુખડપેનોને માટે મલેલા ચાંનો અને તેમને લગતાં

કાગળમાંઓ બાહેર કાડ્ડી પોતાની બંને બાજુએ ઓલવતો. તે પછી પોતાની સાદી ટોપી બાજુએ મુકીને એક ઘણી ભપકાદાર, ચલકતી, અને પીછાં ઓસેલી લડાયક ટોપી માંથા ઊપર મુકતો. પોતાનો સાદો દગલો કાડ્ડી નાખીને એક કીમતી મખમલનો કસબની ઝાલર સાથનો ઝભો ઓલવતો. તે પછી તે હાથપર ચલકતાં લોખંડનાં મોજાં પેહ્ડતો, છાતીએ ભપકાદાર બખતર બાંધતો, અને બાજુએ એક કીમતી તલવાર લટકાવતો. તેમ થયા પછી તેનો ચાકર એક મખમલનો દગલો અને કોલાડ્ડ પેહરતો, અને સોનાનાં ઘોર ચડ્ડાવેલાં એક પરગમ ઊપર એક રાગ વજાડતો હતો. આ કીરયાથી જ્યારે લોકોનું ટોલું આસપાસ ભેગું થાય, ત્યારે માંજાં નીચે પ્રમાણે બોલતોઃ-"હું ફરાનસનો કરોડ પતી માંજાં છઊ. એક વખત એવો હતો કે મને એક નાની ગલીમાં એક ગરીબડી દુકાન ભાડે રાખવી પડી હતી, અને તેનું ભાડું વટીક આપી શકું તેટલી મારી સુખડપેન વેચવાથી કમાઇ થતી ન હતી. હવે મારી કોલાડ્ડ મારાં ઊીલતાં પીછ, મારા ભપકા અને સપકાથી લોભાઇને કરોડો લોકો મારી સુખડપેનો ખરીદ કરે છે."

**૨૭૮૨ તન ઊપર મનની અસર**-વીનસેનટ નામે એક નવાઇ જેવી કલ્પના ધરાવનાર રોમન વીશે કહેછે કે, તે એમ માનતો હતો કે, હું એટલાંતો ગંજાવર શરીરનો માણસ છું કે મારાં ઘરનાં બારણામાં મારાથી દાખલ થવાય નહી. તેના તબીબે આસપાસનાઓને હુકમ કીધો કે તેને જબરીથી બારણમાંથી લઇ જાઓ. જેવું તેમ કરવામાં આવયું, તેવોજ તેણે બુમો પાડીકે મારૂં માસ હાડકાંથી છુટું પડેછે, અને મારો હાથ પગો ભાગી જાયછે. આ વોચારની અસર એટલી તો મજબુત તેના ઊપર થઈ કે, તે થોડા દીવસમાં મરણ પામયો. મરતાં મરતાં તેણે પોતાને બારણામાંથો જુલમથી લઇ જનારાઓ ઉપર ખુનનું તોહમત મુકયું હતું.

**૨૭૮૩ કરમના ઇલાજો**–કરમ સરવેને જાણીતા છે. તેઓ બચ્ચાંને તેમજ મોટી ઊમરનાંને સાધારણ હોય છે. તે મુખ્ય કરી તરણ જાતના હોય છેઃ એક અલસીઆંના જેવા; બીજા પાતલા દોરા જેવા, જેને સેવરી કહે છે; અને ત્રીજા દોધીનાં બીજ જેવા ચપટા. એ તરણેના ઇલાજો નીચે પ્રમાણે છે:—

૧–કપાલો તોલો ॰। થી ०॥ લેઇ તેને ખાટાં દહીં ઇઆ દહીનાં પાણીમાં મેલવી દીન ત્રણ સુધી ખાવો.

૨–દાડમનાં ઝાડની છાલ પઇસા બે ભાર, પાંણી શેર ત્રણમાં ઉકાલી, તેનું પાણી સેર ०॥ રહે તારે તેને ગાલી તેના બે ભાગ કરી સહવાર સાંજ દીન તરણ સુધી પીવુ.

૩–બકાંમલીમનાં પાંદડાં તથા ખાખરનાં અને સનનાં બી, એ તરણે તોલો ૧ લેવાં, ને તેને છુંદી ભુકો કરી તેના ૬ ભાગ કરો એક એક ભાગ સહવાર સાંજ પાંણી સાથે ફાકવો.

૪–કરમાંની, અજમો તથા ખાખરનાં બીજ તોલો અરધો લેઇ, તેને છુંદી ભુકો કરી બે ભાગ કરવા, ને એક એક ભાગ સહવાર સાંજ પાંણી સાથે દીન સાત સુધી ફાકવો.

૫–ત્રણ માસા જેટલી મુરદારસીંગનો ભુકો કરી, તે તેલ સાથે ખાવાથી કરમનો નાશ થશે.

૬–પીતપાપડો, કરમાની, ઇંદ્રિજવ, એ સરવે સરખે વજને લેઇ છુદીં ભુકે કરી, તેમાંથી રોજ સહવારે ભુખે પેટે પોણા તોલા જેટલું સાત દીવશ સુધી ફાકવું.

૭–"કેઆલોમેલ" ગરેન ૧, "ઇસકેમોની" ગરેન ૧, "જાલપ પાઉડર" ગરેન ૩. એ સઘલાંને મેલવી તેના તરણ ભાગ કરી તેમાંથી એક એક ભાગ સાકરના સીરામાં મેલવી ભુખે પેટે પાવું, ને અગત પડે બીજા ભાગો એક દીવશને આંતરે પાવા. મોટાં માણસને તેનાં પ્રમાંણમાં વધુ આપવું.

૮-વાયવડંગનો મગજ ગરેન ૧૦, નીસોતરની ભુકી ગરેન ૪, કપીલો ગરેન ૫, એ સરવેને એક આંઉસ ઉકળતાં પાણીમાં ના કલાક ભીજવી રાખી, તેમાંનું નીતરૂં પાણી ગાલી લેવું, અને તેમાંથી બચાંને બે ચમચી ભરો પાવું. દીવસમાં તરણ વાર. મોટાં માંણસને તેનાં પ્રમાણમાં વધુ પાવું. એથી પેટબી આવશે ને કરમબી પડશે.

૯-જો કરમ શાથે જોરમાં તાવબી હોય તો આ દવા પાવી:-કાસની ગરેન ૧૫, કુલફાનાં બી ગરેન ૧૦, દાડમની જડની છાલ અથવા દાડમની છાલ ગરેન ૫, ધાણાનું મગજ ગરેન ૧૫,-એ સઘલાં પાંણી આંઉસ ૧માં ઘુંટી ને તેનું પાણી કરવું. તે થરે ને ઊપરથી નીતરૂં પાણી ગાલી લેવું અને તેમાંથી બચાંને બે નાની ચમચી જેટલું દીવસમાં તરણવાર પાવું.

૧૦-ગંધકનાં ફુલ ૫ થી ૧૦ ગરેન દહડામાં તરણવાર મધમાં ચટાડવાં. અથવા ફરાસપાપરો પાણીમાં ઘસીને તે પાવો.

૧૧-કરમાની દરામ ૧, વાયવડંગ દરામ ૧, સાકરનો ભુકો દરામ ૩. આ સઘલાંને મેલવીને ૨થી ૩ દરામ જેટલું મોટી ઊમરવાલા માંણસને દર તરણ કલાકે ફકાડવું. બચાંને ૫ થી ૧૦ ગરેન જેટલું આપવું.

૧૨-" કીટીંગસ એનટેલમેન્ટીકા બોન બોન " ૧ થી ૩ ખવાડવાં, અને તેની બીજે દીવશે એરંડીઆનો જુલાબ આપવો.

૧૩-"સેનટોનાઇન" ગરેન ૬, "કેલોમેલ" ગરેન ૩, "પાઉડર આવ સ્કેમની" ગરેન ૪, જેલેપ પાઊડર ગરેન ૧૫, આ સઘલાંને મેલવીને તેનાં ચાર પડીકા કરી એકેકું પડીકું દહાડામાં ચાર વાર સાકરના સીરામાં મેલવીને ચ-

ટાડવું. અને તે એથી ચાર દહાડા સુધી ચાલુ રાખયાથી સઘલા કરમો મરી જશે, અથવા બહાર નીકલી પડશે. જો બચ્ચું દુરબલ હોય તો કેલોમેલ નાખવું નહી, તેમજ પડીકાંથી ઝાડો ઘણો થતો હોય તો ફકત સેનટોનાઇનનાંજ પડીકાં આપવાં.

૧૪. ટરપીનટાઇન ટીપાં ૩૦ થી ૬૦, ગુંદરનો ભુકો ગરેન ૨૦ થી ૨ દરામ, પાંણી આંઊશ ૨, આ સઘલાંને મેલવીને તેમાંથી ચમચીથી એક ચમચો સુધી દર તરણ કલાકે ઊમર પ્રમાણે પાવું.

૧૫–જો કીરમી થઇ હોય તો નીચલી દવાઓની પીચકારી સફરામાં મારવાથી સાફ થશે, કારણ તેનું રેહેઠાંણ સફરામાં છેઃ–ખાવાનું નીમખ ના થી, એક દરામ લેઇ તેને તરણ ચાર આંઊશ પાંણીમાં પીગલાવી તેની પીચકારી મારવી. અથવા ચુનાનું પાંણી ૩ થી ૪ આંઊશ લેઇ તેની પીચકારી મારવી જો. તેથી તફાવત નપડે તો તેમાં "ટીંક્ચર આવ ઇસટીલ"નાં ૩૦ થી ૬૦ ટીપાં નાખી પીચકારી મારવી.

**૨૭૮૪ કેટલાક કવીઓના ફાંટા**–હેડન નામે કવી, જયારે એક કવીતા લખવા બેસવાનો હોય. તયારે જાણે બાહાર જતો હોય તેવી રીતે સઘલો પોશાક પેહરીને તથા માથું વગેરે હોરીને લખવા બેશતો. તેમ કરવા વીના તેનાથી કંઇ લખાણ થઇ શકતું નહી. શાહાનશાહ ફરેડરીક બીજાએ તેને એક વીટી ભેટ આપી હતી, અને તે વીટીબી તે હમેશાં કવીતા લખતી વેલા પેહેરતો. તે કહેતો કે, જો તે વીટી પેહરવા વીના લખવા બેસે તો, તેને કાંઇજ વીચાર સુજતો નહતો.

ગલક નામે કવી, કાંઇબી ગાયણ કે કવીતા જોડવા આગમજ, પોતાની ટેબલ આસપાસ ચંપીનની બે બાટલીઓ મુકીને પછી જોડવા માંડતો.

કવી સારદી ઘણા ગંભીર સ્વભાવનો હતો. તે હંમેશાં એકાંતપણું અને ગંભીર દેખાવ પસંદ કરતો. પોતાનું લખાણ કરતી વેલા તે હમેશ એક મોટા પણ ઉજડ દેખાવના ઓરડામાં બેશતો, અને તેમાં રોશનીબી જેમ બને તેમ ઝાંખી રાખતો.

સીમા રોસા નામે આપેરા લખનાર, રંગીલા સવભાવનો અને ગડબડયો હતો. તે આપેરા લખતી વેલા પોતાની આસપાસ કેટલાક મીત્રોને બેસાડતો અને તેમની સાથે રમુજ અને ટોલ ટપા ચલાવતો, અને જેવો કંઇ લખવાનો ખયાલ આવે કે, તે ચીતરતો જતો.

સાકીની હમેશાં લખતી વેલા પોતાની બે માનીતી બીલાડીઓને એકેક ખભાં પર બેસાડતો. તે કહેતો કે, તેમ કીધા વીના તેનાથી એક લાઇનબી લખાતી નહી.

પેસીલો હમેશાં બીછાનામાં સુઇને પોતાનાં લખાણો જોડતો હતો.

**૨૭૮૫ કુતરાંઓને કપડાં પેહરાવવાનો ફ્રેંચોનો શોખ**—તરેહવાર એસકી પોશાકો પેહરવાના શોખ માટે ફ્રેંચો વખણાયલા છે. તેમના મરદો અને સ્ત્રીઓ એકસરખી રીતે પોતાના પોશાકની એસકાઇ વધારવા પાછલ મેહનત લેય છે. પોતા સાથે તેઓ પોતાનાં પાલેલાં કુતરાંઓનેબી એવા પોશાકો પેહરાવવા લાગા છે. તેઓ પોતાના કુતરાંના પગમાં જોડા વટીક પેહરાવે છે. કુતરાંઓ માટે ખાસ પોશાક બનાવનારા દરજીઓની પારીસમાં એક મોટી દુકાન પણ છે. અંહી કુતરાંઓ માટે જુદી જુદી મોહસમમાં પેહરાવા લાયક પોશાકો બનાવવામાં આવે છે. વરસાદમાં તેમનો સરદીથી, શીયાલામાં થંડીથી, અને ઊનહાલામાં ગરમીથી બચાવ થાય એવા બંધબેસતા પોશાકો તયાં

મલે છે. કુતરાંઓ માટેના ખાસ સાબુ, નાહવાનાં ટબ, તેમનું અંગ લુંછવાના તુવાલો વગેરે પણ અંહી મલેછે. માતબર કુટુંબનાં કુતરાંઓની, બાલકોની પેઠે સઘલી માવજત થાય છે. આ દુકાનની એક ઇંગરેજ ગ્રહસ્થે ગયા મે માસમાં ભેટ લીધી હતી. તે જણાવે છે કે, "અમે એ દુકાનમાં ગયા તે વેલાએ, આવતી મોહસમ માટેનાં કુતરાંઓના પોશાકો બનાવવાની તઇયારી ચાલી રહી હતી. એ મોહસમમાં પારીસનાં માતબર કુટુંબો હવા ખાવા માટે બાહાર ગામો તરફ ઊતરી પડે છે, અને તે મુસાફરી માટેનાં તેમનાં કુતરાંઓના પોશાકોની મોટી વરદીઓ આ દુકાનના માલેકો પર આવી હતી. માતબર કુટુંપના એકેક કુતરા માટે મુસાફરી વેલા એકેકો પોશાકનો બાક્સ સાથે લેવામાં આવે છે, અને તેમાં તેમના મુસાફરીને બરના પોશાકો રાખેલા હોય છે.

**૨૭૮૬ અમેરીકાના માજી પરેસીડંટ લીનકનની એક વેલાની ગરીબાઈ**—અમેરીકાના માજી પ્રેસીડંટ લીનકનની જયારે ઇલીનોઆની ધારા બાંધનારી સભામાં પેહેલવેહલી નેમણુંક થઈ, તયારે તેની અવસથા કેવી માઠી હતી, તે વીશે એક ઘણી રમુજી વાત કહેવામાં આવે છે. તે વેલા તે પોતાના એક જુના મીત્રને તયાં ગયો હતો, અને તેને કહયું, "દોસ્ત સ્પીડ, મેં મારી આફીસને માટે બે ડાલરના ભાડાંની એક જગયા ભાડે રાખી છે. તયાં મારાં બીછાનાની ગોઠવણ કરાવવાનો મારો વીચાર છે, અને સઘલો ખરચ ગણતાં સતર-ડાલર થાય છે. તેટલી રકમ મને ધીરશો ?" "કાંય નહી," સ્પીડે જવાબ દીધો, "પણ તેટલા ડાલર પણ બચે તો કેવું ? હું અને મારો ભાગયો થોડુંક થયું એકજ બીછાનું વાપરયે છીયે. તે હાલ બાહેર ગયો છે, તેથી જો તમારી

મરજી હોય, તો તમને તેની જગયા મુબારક છે." આ ઊપરથી લીનકને માલ ઊપર જઇને મી૦ સ્પીડનું બીછાનું તપાસયું, અને ઘણી ખુશી સાથે તે કબુલ રાખયું. આવી રીતે આ મોટા પુરૂશે ચાર વરસ સુધી મી૦ સ્પીડ સાથે ભાગમાં બીછાનું વાપરયું હતું!

**૨૭૮૭ માકડનો નાશ કરવાનો** ઉપાય-પલંગ, કોચ, ખુરસી વગેરેમાં માકડનો ઉપદરવ ઘણો થાય છે, અને તેઓ માણસને ચટકા મારી ઘણી હેરાનગતી પહોંચાડે છે. માકડનો નાશ કરવાને ઘણા ઉપાયો સાધારણ રીતે લેવામાં આવે છે, પણ તુરત વેલા નરમ પડી જઇ, થોડા દીવસ પછી પાછા તે ઊભરી આવે છે, અને પેલા લીધેલા ઉપાયો તથા શ્રમ સઘલાં નીશફલ જાય છે. માકડનું દુઃખ ખરેખર ઘણાઓને વેઠવું પડતું હશે. આખા દીવસની મેહેનત બાદ રાતની વેલાએ આસાયશ લેવાની વખતે, માકડો તે આસાયશ તથા ઊંઘમાં ખલલ નાંખે, એ ઘણું પીડાકારક છે. માકડને તદન નાબુદ કરવાનો ઊપાય હાલમાં ગાસનું તેલ માલમ પડયું છે. અનુભવ પરથી જણાવામાં આવે છે કે, જે જગાએ માકડ થતા હોય તયાં કેરોસીન તેલનાં થોડાં ટીપાં ટપકાવયાં હોય, તો તુરત માકડો ગુંગરાઇને મરી જાય છે, એટલુંજ નહીં, પણ વલી તે તેલની ગંધથી ઘણા દીવસો સુધી તેજ જગાએ તે થવા પામશે નહીં. દીવસની વેલાએ એ જીવડાઓ ઘણી જુદી જુદી જગાઓમાં ભરાઇ રહે છે, તેમાં મુખયતવે કરીને મટોડાંનાં ભોંયતલીઆં વાલાં તથા મટોડાંનાં કરાવાલાં ઘરોમાં પોપરાઓની હેઠલ સંતાઇ રેહ છે, અને રાતની વખત સંખયાબંધ આવી માણસનાં શરીર પર પોતાનું કામ કરયા જાય છે, અને સાધારણ રીતે માનવામાં આવે છે તેમ, ચટકા મારવા ઉપરાંત, લોહી પણ

ચુસી લેછે. એવી મટોડાં વાળી જગયાઓને પણ, છાણ તથા મટોડાંના ગારમાં થોડાક પ્રમાણમાં કેરોસીન તેલનાં ટીપાં મેલવીને લીપી લેવાથી, માકડનો તુરત નાશ થશે, અને ફરીથી ઘણો લાંબો વખત સુધી તે જોવામાં આવશે નહીં. નહીં તો સરવેથી સરસ ઇલાજ એ છે કે, એ તેલનાં ટીપાં છુટાં છવાયાં છાંટવાં. કોઈ કેહશે કે એથી ઘરમાં ખરાબ વાસ પસરસે. પણ નહીં તેમ નથી. તે વાસ જાજો વાર ટકશે નહીં, પણ થોડીક સેકંડમાં હવા મારફતે બાહર ઉડી જશે.

**૨૭૯૮ એક ફરેનચમેનનો સંસારી હીસાબ !–** એક ફરેનચમેન થોડુંક પર મરણ પામયો છે. વીસ વરષની વાઠ ઉપર જયારે તે પરણયો હતો, તયારે તેણે એવો મુરખાઇ ભરેલો વીચાર કીધો કે તેને પોતાની બાઈડીથી મોત છુટો પાડે તેની અગાઉ તેઓ વચે કેટલી ચુમીઓ લેવાય છે તેનો હીસાબ રાખવો ! નસીબ સંજોગે તે પેહલાં મરણ કાંડે આવયો, અને જયારે તેણે પોતાની જીવવાની કાંઇજ આશા જોઇ નહી, તયારે તેણે ઠરાવ કીધો કે વીસ વરષનાં તેના આ સંસારી હીસાબનું પરીણામ દુનીઆને જણાવવું, અને તે કામનો હવાલો તેણે એક પોતાના મીત્રને સોંપયો. તેના રાખેલા હીસાબ પરથી જણાય છે કે, તેની પરણેલી જીંદગીનાં પેહલાં વરષમાં તેણે પોતાની ધણીયાણીને લીધેલી ચુમીઓની સંખયા ૩૬,૦૦૦ના ગંજાવર આંકડા ઉપર ગઇ હતી, પણ તે પછીનાં બીજાં વરષમાં તેમની સંખયા ઘટીને ફકત ૧૬૦૦ ઉપર આવી, અને ત્રીજાં વરષમાં તો ઘટાડો એટલાં મોટાં પ્રમાણ ઉપર થયો હતો, કે જેથી દરરોજની ફકત ૧૦ની સરાસરી સંખયા થઇ. પાંચ વરષના વખત પછી ઘટાડો વધુ થયલો જણાયો. હીસાબની ગણતરીએ સેહલાઇ પકડી, અને દરરોજની ફકત બે-

એક સવારની અને એક સાંજની-નોંધવાની રહી. હજી આગલ જતાં, તેની પરણેલી જીંદગીના છેલાં દશ વરષના હીસાબ ઊપરથી જણાય છે કે, દરરોજની બેની સંખ્યા પણ ઘટી જઈને ઘણા નાના રૂપ ઉપર આવી, કારણ કે કોઈ લાંબી મુસાફરીએ નીકલતાં અથવા તયાંથી પાછા ફરતાંજ, એ ધણી ધણીયાણી અરસપરસ ચુમી લેતાં હતાં.

**૨૭૮૯ જરમનીમાં સીલોનના હાથીઓનો જાહેર દેખાવ**-હેર હેગનબેક નામે એક જરમન, સીલાનથી બાવીસ મોટા હાથીઓ લાવીને તેમને હામબરગ શેહેર ખાતે જાહેરમાં દેખાડીને લોકોનું ધયાન એંચી રહયો છે. ઊપલામાનાં બે હાથીઓ જેવા મોટા યુરોપમાં કદી જોવામાં આવયા નોહતા. તેમની એકલાની કીમત રૂ૭૫,૦૦૦ ની છે; અને બાકીનાઓની કીમત રૂ૯૨,૦૦૦ ની છે. આ જાનવરોને ભેગાં કરવાને સીલોન ખાતે ખાશ આડતીઆઓ મોકલવામાં આવયા હતા, અને તેમના ઉપર થયલો ખરચ રૂ૧,૯૫,૦૦૦ નો થયો હતો, જેમાં રૂ૨૦૦૦ ફકત તારનાં સંદેશાઓ મોકલ ચાકલ કરવામાં ખરચાયા હતા. સીલોનથી હામબરગ જવાનો ખરચ રૂ૧૧,૨૦૦ નો થયો હતો. હેર હેગનબરક આ જાનવરોને જરમનીના જુદાં જુદાં શેહેરો તથા પારીસ ખાતે ફેરવીને પાછા સીલોન મોકલી આપવાનો ઇરાદો રાખે છે.

**૨૭૯૦ બે વેંહતીઆંઓનાં લગન**-ગયા મે માસની તા૦ ૨૧ મીને દીને માનચેસટર ખાતે બે અતીશય ઠીંગણાં સ્ત્રી પુરૂષ લગનનાં ગાંઠથી જોડાયાં છે. તેઓ અમેરીકાનાં રહેવાસી છે, અને યુરોપની મુસાફરીએ નીકલયાં છે. વરરાજા ફરાનસીસ જોસફ ફલીન નામનો એક ઓગણીસ વરસનો જવાન છે. તેની ઊંચાઇ માત્ર બાવીસ

ઇંચ અને વજન નવ રતલનું છે. કનયા સતર વરસની વયનીછે. તેણીનો ઊંચાઇ પોતાના ભરથાર કરતાં તરણ ઇંચ ઓછી, યાને ૧૯ ઇંચ છે, અને વજનમાં તેણી સાત રતલ માત્ર છે. એ રીતે, વય, ઊંચાઇ અને વજનમાં તેઓનું જોડું ઘણું બંધબેસતું છે. આજ બે વરસ થયાં બંને સાથે ફરેછે. માનચેસટર ખાતેના લગનોના રેજીસટરારની આફીસનાં તેમનાં લગન થયાં હતાં, અને તે જોવાને ઘણાં લોકો ભેગાં મલયા હતાં. પરણતું જોડું રેજીસટરારની આફીસમાં આવી લાગતાંજ, કેટલાક લોકો તેમને શાલમાં વીંટાલીને નાનાં બાલકો માફક ઊંચકીને માલપર લઇ ગયા હતા. તેઓ થંડી ખમી શકતાં નથી, અને તેથી તેમને માફક આવતી ગરમી જાલવી રાખવા મટિ લગન વાલા ઓરડામાં એક બલતું સલગાવેલી સગડી રાખવામાં આવી હતી. તેઓને રજીસટરારની ટેબલપર નાની બેઠકો મેલીને બેશાડવા પછી, લગન કીરયા શુરૂ થઇ હતી. એ કીરયા વેલા તેઓએ ઘણી ગંભીરાઇ જાલવી રાખી હતી. ખરીસટીઓની રીત પ્રમાણે લગન કીરયામાં વરરાજા સાથે તેના એક મીત્રને કેટલોક ભાગ લેવો પડે છે, જેને "બેસટ મેન" કહે છે. એ બેસ્ટ મેનનો ભાગ એક જરમન વેંહતીયા નામે કરનલ નેપટસે બજાવયો હતો. કનયા સાથે તેની કેટલીક સહીઓને કીરયામાં ભાગ લેવો પડે છે, અને તે કામ માટે કનયાને બરનાં બીજાં વેહતીયાં નહી મલી આવવાથી બે નાની બાલકીઓએ તે ભાગ બજાવયો હતો.

**૨૭૯૧ છાકટો વાંદરો**-માણસ માફક વાંદરો દારૂથી છાકટો બનીને તોફાન કરે, તે દેખાવ ખચીત જોવા લાયક હોવો જોઇયે. પારીસનાં એક હોટલમાં એવો દેખાવ થોડીક મુદતપર બનયો હતો. તે હોટલમાં ઊતરેલાં એક કુંટુંબ સાથે

એક પાલેલો વાંદરો હતો. તે વાંદરાને હંમેશ સાંકળથી બાંધી રાખવામાં આવતો હતો, પણ એક દીવશે અકસમાતથી તે છુટો થયો; અને છુટો થતાંજ તેણે હોટલમાં જયાં મન થયું ત્યાં ફરવા માંડયું. એવામાં જમવાના ઓરડામાં તે આવી લાગો. અંહી કેટલાક લોકો તરતનાજ જમી ઉઠેલા હતા, તેમનાં ખાણાંમાંની વધેલી કેટલીક વાનીઓ તથા દારૂ વાંદરાની નજરે પડયાં. આ આફતી જયાફતપર તેણે હાથ મારવા માંડયો, ખાવાના કરતાં દારૂ, તેમાં અકસર કરી ચંપીન તેને બહુ પસંદ પડયો. પોતાનાં છુટાપણાંની ખુશાલીમાં તેણે મનમાનતો દારૂ પીધો. એકતો જાતે વાંદરો, અને તેમાં દારૂની ખુમારી ચહડી, એટલે તેનાં મસ્તી તોફાનનું શું પુછવું? ઓરડાંમાં તેણે એવી તો કુદાકુદ અને ગડબડ કરી મેલી, કે જેવી આગળ કદી કોઇના જોવામાં આવી ન હતી. આખા ઓરડામાનાં બીલાર અને કોરી કામનાં વાસણોનો તેણે ધાન વાળયો. તેને પકડવા જવાની કોઇમાં મગદુર નહતી, કેમકે પોતા સામે આવતાં માણસપર તે છુટાં વાસણો ફેંકતો હતો. શેવટે કેટલાક નોકરોએ મહા મેહનતે તેને પકડયો, અને પછી તેને તેની ગડબડ માટે સારી પેઠે શીક્ષા કરવામાં આવી.

**૨૭૯૨ એક જુરીમાં બેશનાર ગરહસથનાં માથાં સામે લેવાયલો નવાઈ સરખો વાંધો**—સેશન કોરટોમાં ચાલતી તપાસ વેલાએ જુરીમાં બેશનાર ગરહસથો સામે લાગતા વલગતાઓ તરફથી તરેહવાર કારણસર વાંધો લેવામાં આવેછે, પણ ચીકાગોની એક કોરટમાં લેવાયલો વાંધો ખચીત નવાઇ સરખો છે. તે કોરટમાં થોડીક મુદતપર એક ખુનનો મુકદમો તપાસવાનો હતો. તે માટે જુરી ગોઠવવામાં આવતી હતી, તે વેલાએ એક જુરર સામે વાંધો લેવામાં

આવયો તે વાંધાનું કારણ એવું જણાવવામાં આવયું કે, તે ગરહસથનાં માથાંનો આકાર બેડોલ અને અસાધારણ દેખાવનો હતો. આ વાંધો જડજે બાહાલ રાખીને તે ગરહસથને જુરીમાંથી બાહાર કાહાડયો; અને તે બનાવથી બહુ ચકચાર ઉઠી છે. પેલો કઢંગાં માથાંવાલો ગરહસથ પોતાને અપમાન થયલું ગણી, કાયદાસરના ઉપાયો લેવાની તઇયારી કરે છે. તે કહે છે કે, આજે મને માત્ર માથાંના આકારની ખામી માટે જુરીમાં નાલાયક ઠરાવામાં આવયો છે, અને કાલે વખત છે તે આધારે મારા શેઠો મને નોકરીએથી પણ કાહડી મેલે.

**૨૭૯૩ જીવતાં જીવત પોતાની ખોપરી વેચવાનું સાટું**–રૂશીઆમાં એક જાણીતા તબીબે એક મરનાર ગરહસથનાં બેશીઓ ઉપર ઇનસાફની દરબારમાં ફરીઆદી માંડી છે. તેના જાહેર કરયા પ્રમાણે, મરનારે પોતાનાં મરણની થોડો વખત આગમજ પઇસા સંબંધી સંકડાસમાં આવી જવાથી, પોતાના બેશીઓના લાભને સારૂં તે તબીબ સાથે એક લખત કીધું હતું. તેની સરત એ હતી કે તે ગરહસથનાં મરણ પછી તેની ખોપરી તે તબીબના સવાધીનમાં આપવામાં આવે, અને તેના બદલામાં તબીબે મરનારનાં બેશીઓને ચોકસ પઇસાની રકમ આપવી. આ લખત ધારા પ્રમાણે ઘડી કાહાડવામાં આવયું, અને તેની ઉપર ઘટતી રીતે સહી સાખ થઇ. તોપણ તે લખતની તારીખ પછી તે ગરીબ ગરહસથ ઉપર નસીબ ફરયું, અને તે તાલેવંત થયો. બાદ, તે મરણ પામયો, અને બેશીઓ પેલું લખત બજાવા ના પાડેછે.

**૨૭૯૪ ઈંગલંડ, સકાટલંડ, અને આયરલંડના ઘર સંસારી ખરચનો સુમાર**–પ્રોફેસર વીઓની લીવાઇ,

બ્રોટીશ ટાપુઓની ત્રણ કરોડ અને પચાસ લાખની વસતો-નો ઘર સંસારી ખરચ કેટલો છે, તેનો નીચલો સુમાર આપે છેઃ-વરસ દહાડે બ્રોટીશ પ્રજા ત્રીસ કરોડ મણ પાઊં, સાડત્રીસ કરોડ વીસ લાખ મણ પટેટા, છ કરોડ હેંસી લાખ મણ તરકારી, બાર કરોડ મણ ગોસ્ત, સોતેર કરોડ ત્રણ લાખ રતલ ખાંડ, સતર કરોડ ત્રણ રતલ ચાહે, એક અબજ ગાલન બીર, અને ત્રણ કરોડ સોતેર લાખ ગાલન વાઇન ખપાવે છે. આટલો જથો ખપાવનારાઓ વરસ દહાડે પચાસ કરોડ પાઊંડ, એટલે આસરે પાંચ અબજ રૂપીઆ ખરચે છે. પણ બ્રીટીશ પ્રજાનો પોતાનો નકી ખરચ ચોતરીસ કરોડ નેવું લાખ પાઊંડનો છે. કહે છે કે છેલાં ચાલીસ વરસોમાં ખાવા પીવાની જીણસોના ખપમાં બ્રોટીશ ટાપુઓમાં જબરો વધારો થયો છે. ખાણાપીના પર થતા ખરચથી ઉતરતો ખરચ પેહેરવાની જીણસો ઊપર થાય છે, અને તેમાં મુખ્ય કરીને રૂ, ઉન, સુતરાઊ કાપડ, બુટ, શુ, અને ટોપીઓમાં વપરાતાં રેશમ, તેમજ સોના રૂપાનાં સોણગારો અને ઘરેણાઓ ઊપરનો ખરચ બેશુમાર થાય છે. તે લગભગ ચઊદ કરોડ હેંસી લાખ પાઊંડ, એટલે આસરે એક અબજ ઉડતાલીસ કરોડ રૂપીઆના આંકડા ઉપર જાય છે.

**૨૭૯૫ એક અજાયબ ખવાસનો છોકરો**-વીલ્યમ મીચલ નામે એક છોકરાને એદીનબરો ખાતે રૂપીઆ ૬૫૦૦નો એક ઠગાઇથી બનાવટ કરવાના વાંકને માટે અદાલતમાં ઊભો કરવામાં આવયો હતો. તેના ધારાના હીમાયતીએ બંધવાની તરફથી કહયું કે બંધવો સોલ વરસની ઊમરનો છે, અને તે ઘણાં આબરૂદાર માબાપનો છોકરો છે. પણ નાહનપણથીજ તેને વીશે તેમને ઘણી ચીંતા અને કાલજી લાગી હતી, કાંઇ તેની ખરાબ ચાલ ચલણને માટે નહી, પણ તેનાં ન.

બલાં મગજ અને ફાંટા ભરેલા સ્વભાવને માટે તેઓ ઘણા ખેદમાં હતા. તેનો સ્વભાવ ઘણો નામરદી છે, અને એકાંતવાસમાં રહેવાનું તે ઘણું પસંદ કરે છે. છોકરાઓની સંગત કરતાં છોકરીઓમાં ભેલાવાનું તે વધારે પસંદ કરે છે, પણ જો બને તો તદનજ એકલો કે સંતાઇને ઢીંગલાંઓ સાથે રમવામાં તે ઘણી મજાહ લે છે. જેમ તે મોટો થતો ગયો, તેમ તેની આ વલણો મજબુત રૂપ પકડતી ગઇ હતી. તે વારંવાર પોતાની માનો પોશાક સજીને આરસા સામું ઊભો રહે છે, અને પોતાની નાની કમર તરફ મગરૂરીથી નીહાલે છે. તેને કલ્પીત વારતાઓ વાંચવાનો અતીશે શોક છે, અને પોતાનો મોટો ભાગ તેણે કીસા કાહાણીઓની કલ્પીત દુનીઆમાંજ કાહાડયો છે. તેને મનસે તે કલ્પીત દુનીઆ ખરેખરી કરતાં વધારે ખરેખરી છે. મીચલે ઊપર કહેલો ચેક વટાવીને એક ઓરતને બરનું સોનાનું ઘડીઆલ અને એક વાતની ચોપડી ખરીદ કીધાં હતાં. આ સઘલા બંચાવ છતાં મીચલને એક વરસનાં કેદખાનાંની સજા થઇ હતી.

**૨૭૯૬ શરીરમાંથી કાપી લીધેલી ચામડીની જીવન શકતી કાંહાં સુધી ટકે છે?**—હેલમોંટ નામે વીદવાન કહે છે કે, કોઇ શખ્સ કુદરતી રીતે નાકથી બેનસીબ હોવાને લીધે, તેની જગયાએ ખોટું નાક મેલાવવા તે એક તબીબ પાસે ગયો. પણ તે નાક ઢંકાય તેટલી ચામડી પોતાનાજ હાથ ઉપરથી કપાવતાં તેને ધાસતી લાગયાથી, એક બેગારોના હાથ પરથી તેટલી ચામડી થોડા પઇસાને બદલે કપાવી લીધી અને તે કામે લગાડી. આસરે તેર માસ પછી નવું નાક એકાએક થંડું થઇ ગયું, અને થોડા દીવસમાં સડેલી હાલતમાં ખરી પડયું. આ ન ધારેલા

બનાવનું કારણ શોધી કહાડતાં માલમ પડયું કે જે પલો તે નાક થંડું થઈ ગયું, તેજ પલે ઉપર કહેલો બેચારી. મરણ પામયો હતો.

**૨૭૯૭ ચામડીને હેરત ભરેલી હદ સુધી નરમ કરવાની સરકાની શકતી**-સરકાના ઉપયોગથી એક સપાનીઅરડે પોતાની ચામડી અજાયબ જેવી રીતે ધીલી કરી નાખી હતી. તે પોતાના ડાભા હાથે જમના ખભાંપરની ચામડી પકડીને તેને છેક મોહડાં સુધી એંચી શકતો હતો; એટલુંજ નહી પણ હડપચીની ચામડી દાહડીની માફક છેક છાતી સુધી એંચીને તરત તેને પોતાના માંથાના ટાલક ઉપર મુકતો, જેથી કરીને તેની બંને આંખો ઢંકાઇ જતી હતી! પણ આ પ્રમાણે એંચાયા પછી ચામડી પાછી પોતાની જગયા ઉપર બંધ બેસતી હતી. ઉપલા અખત્રા તેણે આમસટરડામ ખાતે ઘણા વીદવાનો સનમુખ કરી બતાવયા હતા.

**૨૭૯૮ ગધેડું શું ઉપયોગી જાનવર નથી?**-આ જાનવરની ધીરજ અને સહન શકતીને લીધે સરવ પ્રજાઓએ તેને મુરખાઇનું માપ કરવાને માટે પસંદ કીધું છે, પણ તે છતાં તેણે પોતાનામાં ઘણી ચેતન શકતી છે એવું સાબેત કીધું છે. જોખમ ભરેલી ટેકડીઓ ઉપર ચહડવા ઉતરવામાં તેણે માણસની સેવા બજાવીને તેની જીંદગી ઘણીવાર બચાવી છે. ખુદરતી વીદયાના અભયાસીઓ ગધેડાંના દીલ ગુરડાનું મોટું કદ જોઇને અજબ થયા છે અને મોટું દીલ હીમતની નીશાની ધારવામાં આવે છે. આ કારણથી કેટલાક દેશોના ગામડીઆઓ પોતાના બચાંઓનાં શરીર ઉપર ગધેડાંનું ચામડું બાંધી રાખે છે. ગધેડાંનું ચામડું લખવાની તખતીઓ અને પરઘમો બનાવવાને માટે

ઘણું બેમુલ છે. ઘણી જગયાઓમાં, ગધેડાની હીલચાલો ઊપરથી આવતી રૂતુ અટકલી શકાય છે. જો તે ધુળમાં આ લોટાય તો ખુલી રૂતુની નીશાની સમજવી; પણ જો તે પોતાના કાન ઊભા કરે, તો વરસાદ પડશે એમ ચોકસ માનવું.

**૨૭૯૯ ભય ભરેલી શકતી ધરાવનાર એક ખડક**– વેલસમાં કેડર આઈડરીસ નામે એક ખડકની ટોંચ ઊપર એક કોચના આકારનું પોલાણ છે. તેને વીશે એવું કહેછે કે તે ખાડામાં જો કોઈ શખસ રાતનાં બેસે, તો તે સવાર પડતાં યાતો મુવેલો, દેવાનો, અથવા અસાધારણ બુદ્ધી ધરાવતો માલમ પડશે.

**૨૮૦૦ નવાઈ જેવાં તાલાં અને કુંચીઓ વીશે**– દશમીથી પંદરમી સદીઓના અરસામાં દેવલોના દરવાજાને માટે જે તાલાંઓ બનાવવામાં આવતા હતાં, તે હુનરના ખરેખરા કીમતી નમુનાઓ હતાં. તાલાંઓ ઊપર તરેહવાર શોભીતા આકારો, જેવા કે પાંખવાલા ફરેસતાઓ, ધરમી પુરૂશોની સબીઓ, ઇતયાદી પાડવામાં આવતાં હતાં. કોઈ તાલાંઓ ઊપર એવી બનાવટના માણસના આકારો પાડવામાં આવતા હતા, કે તેમના હાથનાં આંગલાને સેજ અડકતાં તેઓ ખુલી જતાં હતાં. રાણી ઈલીઝાબેથના રાજ યમાં મારક સકેલીસટ નામના એક કીસબીએ લોહડું, પોલાદ અને પીતલના અગયાર કડકાઓનું એટલું તો હલકું તાલું બનાવયું હતું, કે તેનું વજન, તેની કુંચીનાં વજન સાથે માત્ર બે ધઊં ભાર થતું હતું. મારકવીસ આફ વુરસટર નામનો એક બાહોશ કારીગર ઈંગલંડના રાજા ચારલસના વખત માં થઈ ગયો છે, તેણે એક તાલાંમાં એવી ગોઠવણ રચી હતી કે જયાં સુધી તેની ખરી કુંચી વપડાય, તયાં સુધી તે

સાધારણ તાલાંની માફક જવાબ દેતું, પણ જેવું કોઇએ ખોટી કુંચી તેને લગાડવાની હીમત કીધી કે કુંચી ભેરવવાના છીંદરમાંથી એક પોલાદની આંકડી બાહાર નીકલી આવીને હાથને છટકાંની માફક પકડી રાખતી હતી. કહેછે કે બનાવનાર પોતે જયારે આ નવાઈ સરખાં તાલાં ઉપર અખત્રા કરતો હતો, તયારે તે એવી રીતે પોતાનાજ છટકામાં વારે ઘડીએ સપડાઇ જતો હતો. હજી સુધી ઇંગલંડના સટેફરડ નામનાં પ્રગણામાં ઘણી બારીક બનાવતનાં તાલાંઓ બનાવયામાં આવે છે. ખોટી કુંચીઓની સામે ઉપાય લેવા હાલ જે યુકતીઓ વાપડવામાં આવે છે, તે ઘંટ અને "અલારમ" રાખવાની છે. જેવી જોટી કુંચી તાલામાં દાખલ થઇ, કે તેમાં ગોઠવેલો ઘંટ વાગીને ઘોંગાત કરી મુકે છે. કહેછે કે આફરીકાના કેટલાક દેશીઓ તાલાંઓની સાંકલી બનાવીને તેને મંત્ર તરીકે પેહેરે છે.

**૨૮૦૧ ગોવરાંના રોગનો ફેલાવો કેમ થાય છે?**– ઘણાં માબાપો એવું ધારે છે કે બચ્ચાંઓને કોઇબી વખતે ગોવરૂં આવી જવું જોઈએ, અને તે જેમ વેહલું આવી જાય તેમ સારૂં. કારણ કે, તેઓના માનવા પ્રમાણે, એક વખત ગોવરાંનો હુમલો ખમયા પછી, બીજો હુમલો પાછો કદી થતો નથી. આ વીચાર તદન ભુલ ભરેલો છે એવું ઇંગલંડમાં બનેલા એક દાખલા ઉપરથી માલમ પડે છે. કવેનટરી ખાતે થોડુંકપર ગોવરાંનો રોગ ફાટી નીકલયો હતો, અને તયાંના તબીબ ડાકટર ફેનટનના હેવાલ ઉપરથી જણાય છે કે, ઘણાં બચ્ચાંઓ ઉપર ગોવરાંનો હુમલો આ સુધાં બીજી અને ત્રીજી વારનો થયો હતો. આ રોગની સામે ઉપાયો ફકત એજ છે, કે તેને કાંઇ પણ હલકી જાતના રોગ તરીકે ગણીને બેદરકાર ન રહેવું. જેમ બને તેમ તે

રોગથી પીડાતાં બચાંને બીજાંઓથી વેગલાં રાખવાં, અને નીશાલોના વડાઓએ તેવાં છોકરાંઓને શાલામાં આવતાં અટકાવવાં.

૨૮૦૨ બાફની ગરજ હવાથી પાર પાડવાની ગોઠવણ–ઇંગલંડની પારલામેનટ હજુર હાલ એક બીલ રજુ કરવામાં આવયું છે, તેની મતલબ એક ચોકસ કંપનીને બરમીગામ પ્રગણામાં મોટાં યંતરો ઊભાં કરવાની અને નલો મુકવાની રજા અપાવવાની છે. આ યંતરો ઘણા બળવાલાં વરાલ યંતરો છે, અને તેઓ ઊપલા નલોની મારફતે લોકોને હવા પુરી પાડશે એવું કહેવાય છે. આ હવા સાધારણ હાલતની નહી, પણ ઘણા દબાનની અસરથી કરીને ફેલાઇ જવાનું જોર ધરાવતી રાખવામાં આવશે. આ દબાયલી હવા જેમ ગાસ ઇતયાદી આપણને પુરાં પાડવાં માં આવે છે, તેવી રીતે ઘરાકોને પુરી પાડવામાં આવશે, અને તેનું કામ નાનાં યંતરોને પોતાના જોરથી ચલાવવાનું રેહશે. આ જાતના બલને માટેનાં યંતરો ઘણો સાદી અને સુતરી બનાવટનાં રાખી શકાશે, અને તેથી ઘણી મેહનત અને ખરચનો ઊગારો થશે. સાધારણ ગાસના યંતરોની માફક હવાના યંતરોપણ જયારે જોઇએ તયારે થોભાવી અથવા ચાલતાં કરી શકાશે. તે સાથે હવા યંત્રના પોતાના ખાશ કાયદાઓ છે. તેઓ ઘણા થોડે ખરચે બનશે, તેઓ કાંઇ પણ તાપ અથવા વાસને કારણ આપશે નહી, અને ચીમની ઇતયાદીની પીડા નીકલી જશે. એટલુંજ નહી, પણ જે જગયાએ તેઓનું બલ પોંહચતું હોય, તયાંની હવા સ્વચ્છ અને નીરમલ થતી રેહશે. આ નવી યુકતી કેટલે દરજજે ફતેહમંદ નીવડશે તે અલબતાં આગમજથી કહેવાઇ શકાય નહી, પણ તેને વીશે-

નો આશા ઘણી સારી અપાય છે; અને પરીણામો પણ ઘણાં ફાયદાકારક નીવડશે એવું સંભવે છે.

**૨૮૦૩ એક નવાઈ સરખી અમેરીકન જાહેર ખબર**—એક અમેરીકન બુત વેચનારી પેહડી પોતાનાં બુતોની ભલામણ કરતાં નીચલી રમુજી ગપ જાહેર ખબરમાં છપાવે છે. જોન્સ નામનો એક વહાણનો નાખુદા અને સ્મીઠ તેનો ઇજનેર, એ બંને વચ્ચે કાંઇ સબબે કજીઓ થતાં, તેઓએ પોતાની ગેરસમજુતીનો અંત આમનસામન લડી ને લાવવાનો ઠરાવ કીધો. સ્મીઠે હથીઆરો પસંદ કીધાં, અને તે ડીનેમાઇટની કારટરીજો હતી. ઠેરવેલે વખતે લડનારાઓ પોતપોતાના એકેકા મીત્ર સાથે લડાઇને સ્થલે આવી પુગયા, જે મીત્રો તેનું પરીણામ જોવા ઊંચાં ઝાડો ઊપર ચહડીને બેહા. પેહલી કારટરીજો ફુટી નહી. જેવી બીજી વખત કારટરીજો એક બીજા તરફ ફેંકવામાં આવી, તેવાજ જોન્સના ફુરજેફુરજા ઉડી ગયા અને સ્મીઠની ધનનસલ બીલકુલ જણાઇજ નહી. ઝાડપર બેઠેલા તમાશગીરો નીચે ઉતરયા, અને મરનાર પુરષોના હાથપગ યા માલમતા, જે કાંઇ બાકી રહી હોય, તેની તપાસ કરતાં, કાંઇજ નહી નજરે પડયું, સીવાય કે તેમનાં બુત. ડીનેમાઇટના ધડાકાની બલવાન અસર સામે આ ખરતલ બુતો ટકી રહયાં હતાં. અલબતાં આટલી ભલામણ [બુતવેચનાર પેહેડીની બનાવટોની તરફેણમાં પુરતી હતી.

**૨૮૦૪ રેશમની ઊતપંતી અને તેને વીશે ચાલતી દંત કથાઓ**—ઇસવીસનની ૩૦૦૦ વરશ આગમજ ચીનાઓ રેશમ તઇયાર કરવાનો હુનર જાણતા હતા. તે વખતનાં લખેલાં એક પુસતકમાં ચોકસ રેશમી દોરીઓનું વરણન કરવામાં આવયું છે, કે જે ચીનાઇ શેહનશાહ ફોહાઇના

બનાવેલાં વાજીંત્ર ઊપર બાંધવામાં આવી હતી. ફો હાઇના વંશના કોઇ વારેસે શેહતુરના ઝાડને ઊગાડવાની પોતાની પ્રજાને ભલામણ કીધી, અને ઇ૦ સ૦ પુરવે ૨૬૦૦માં કોઇ ચીનાઈ શેહનશાજાદીએ કોશેતામાંથી રેશમ કાહાડીને તેને વણવાનો હુનર સંપુરણ કીધો. આ કામને માટે તેણીની વફાદાર પ્રજાએ તેણીના મરણ પછી આકાશના તારાઓના એક ઝુમખામાં તેણીને ગણીને માન આપયું. આ વખતથી રેશમ તઇઆર કરવાનું મુખ્ય મથક છાન ટોંગ નામનાં પરગણામાં કરવામાં આવયું હતું. તયાં બાદશાહી કુટુંબને માટે રેશમ બનાવવામાં આવતું હતું. શેહનશાહ, શેહનશાહજાદી, અને ગાદી વારેસે પીળો રંગ પસંદ કીધો; શેહનશાહની બીજી બાયડીઓએ આસમાની રંગ, ઊંચા દરજજાના અમલદારોએ બલુ, અને નીચા દરજજાના ઓધેદારોએ લાલ રંગ તરફ પોતાની પસંદગી દેખાડી. કાલા રંગનું રેશમ સાધારણ પ્રજાનાં વપડાશને માટે મોકલું રાખવામાં આવયું હતું. લાંબા વખત સુધી આ અતીઉપયોગી શોધ ચીનાઇ પ્રજાના સવાધીનમાંજ રહી. ઇસવી સનની ત્રણ સદી અગાઊ રેશમ પેહેલ વેહલું યુરોપમાં જોવામાં આવયું. ઇરાન અને હીંદુસતાનથી થઇને, તે રોમન લોકોમાં ફેલાયું. ઇ૦ સ૦ પુરવે ૫૬ પછી રોમન લોકોના ઝુંડાઓ સઘલા રેશમી હતા, અને રેશમનો ખપ અને શોખ રોમમાં ઘણો વધી ગયો હતો. તોપણ તેનો વપડાસ ઘણું કરીને ઊંચા વરગનાં લોકોમાં થતો હતો, કારણકે તેનો ભાવ ઘણો કરડો હતો. ત્રીજી સદીમાં તેની કીમત હાલ કરતાં ચાલીસ ગણી વધારે હતી.

પણ કોસેતો ચીનથી યુરોપમાં પેહલ વેહલો કયારે અને કેમ દાખલ થયો, તે વીશે હજી ખાતરી પુરવક ખબર

આપી શકાતી નથી. એક હેવાલ પ્રમાણે ઇ૦ સ૦ ૫૫૨માં રોમન શેહનશાહ જસટીનીઅને બે ખ્રીસતી સાધુઓને તેની શોધ કરવા ઓતન શેહેર તરફ મોકલયા હતા, અને તેઓ શેંહતુર અને કોશેતાને એક બાંબુની પોકલ લાકડીમાં સંતાડીને લાવવામાં ફતેહ પામયા હતા. દંત કથા એવું કહે છે કે, ઓતન ( ચીનાઇ તુરકસતાનનાં પાયતખત) શેહેરનો રાજા ચીનાઇ શેહેનશાહની એક છોકરીના હાથની માંગણી કરીને તેણીની સાથે પરણયો હતો. સવદેશ છોડયા અગાઉ પરણનાર શાહજાદીએ પોતાના બાલમાં શેંહતુરનાં બીઆં અને રેશમનાં કીડાનાં ઇંડાં છુપાવયાં, અને ચીનાઇ હદપરના અમલદારોની નજર ચોરાવીને પોતાનાં નવા દેશમાં લઇ ગઇ. ત્યાં તેણીએ શેંહતુરને સંભાલથી રોપાવીને રેશમનો હુનર રફતે રફતે દાખલ કીધો, અને ઓતનથી તે એશીઆના બીજા ભાગો અને યુરોપમાં પસરયો.

**૨૮૦૫ બીરનાં અથવા ઓટેલાં લોહડાંને પાણી પાવાની રીત**–પેહલાં બીરનાં અથવા એોટેલાં લોહડાંને લાલચોલ તપાવવું, પછી તેની ઉપર સાયનાઇડ આવ પોતાશીઅમ (Cyanide of potassium) છાંટવું અને પાછું તે લાલ થાય ત્યાં સુધી ગરમ કરીને પાણીમાં બોલવું. આવી રીતે તઇયાર થયલા એક લોહડાંના કડકાને છેડે કાનસ મારી જોતાં કાંઇ ઘસારો થઇ શકયો હતો નહી, એટલુંજ નહી પણ છેડેથી અરધા ઇંચ જેટલો એક કડકો ભાંજયાથી, માલમ પડયું કે કઠણાઇ છેક અંદર સુધી પંથરાઈ હતી, જેથી ત્યાં પણ કાનસની અસર થઇ નહી.

**૨૮૦૬ અમેરીકામાં ડાકટરોની વધ**–એક અમેરીકન ચોપાનીયામાં જણાવ્યા પ્રમાણે તે ખંડમાં ડાકટરોની સંખ્યા એટલી તો છે અને એટલી તો વધતી જાય છે, કે જો ત્યાં

મરકી વગેરે રોગ ફાટીને હજારો માણસોનો મરો થાય, તોપણ બાકી રહેલાંઓમાં ડાકટરોની સંખ્યા તદન પુરતો રહે! કહે છે કે ન્યુયારક શેહેરની બે વઇદકશાલામાં ગયા મારચની તા૦ ૧૩ મોએ ૨૦૨ ડાકટરો પરીક્ષા આપીને બહાર પડયા હતા, અને તેમાં ૫૩ હોમીઓપાથીક અને બાકીના આલોપાથીક હતા. એક લખનારના કહેવા પ્રમાણે કાયદાના ધંધામાં પેહલી જગ્યા હંમેશ હરીફાઇને માટે ખાલી રહે છે, પણ હાલના ડાકટરોને માટે તેવું કાંઇ નથી. આજે ડાકટરો અને કાયદાના અભયાસીઓ હજારોને હીસાબે વધ્યા જાય છે, જાણે કે માણસ જાતની સરજતમાં બીમારી અને કજીઆ કંકાસ બેસુમાર વધવાના હોય!

**૨૮૦૭ કપડાં સફેદ કરવાનો સેહલ ઊપાય**–ગરમ પાણીમાં ચમચો ભરીને ટરપીટન નાખ્યું હોય, અને તે ઊકાલ્યા પછી તેમાં કપડાં ધોયાં હોય, તો તેમને ઘણી સફેદાઇ આવે છે.

**૨૮૦૮ પેહલવેહલી દીવાદાંડી**–સીકંદરના મરણ પછી ટાલેમી નામના પુરૂષને ઇજીપટનું રાજય મલયું હતું. તેણે વહાણો સલામત રીતે બંદર કરે એવા હેતુથી, ફેરોસ નામના એક નાના ટાપુના પુરવ છેડા ઉપર એક દીવાદાંડી બંધાવી હતી. તે ૪૫૦ ફીટ ઊંચી હતી, અને ૧૦૦ માઇલના તફાવત સુધી જોઇ શકાતી હતી. તેને કેટલાક માલો હતા અને તેનો આકાર પડારેકો હતો. ભોંયતલીઉં અને તેની ઊપરના બે માલો છ સરખી બાજુના બનેલા હતા; ચોથો માલ ચાર સરખી બાજુનો હતો, અને તેની દરેક ખુણે એકેક નાનો મીનારો હતો; પાંચમો અને તેની ઉપરના માલો ગોલાકાર હતા, અને તેમની ઊપર પોંહચવાનો દાદર સરપાકાર હતો, ઊપરની અગાસીઓ ઊપર કેટલીક આરસીઓ

ગોઠવેલી હતી, જેથી ઘણા તફાવતથી આવતાં વહાણોને રસ્તો દેખાતો હતો. મથાલાં ઊપર બળતું સલગાવવામાં આવતું હતું, અને ખલાસીઓ પોતાનો રસ્તો ઘણો સારી રીતે જોઇ શકતા હતા. આ આખું બાંધકામ પથરનું બનાવેલું હતું, અને તેના થાંભલા, કઠેરા, અને સણગારો ઘણા ઊંચા સંગેમરમરના રચેલા હતા. આ દીવાદાંડીને તોફાનોનાં જોરથી બચાવવાને તેની આસપાસ એક દીવાલ બાંધી લેવામાં આવી હતી. પુરાતન લખનારાઓના કહેવા પ્રમાણે તેની ઉપર થયલો ખરચ રૂ ૧,૬૫,૦૦૦ અથવા તેથી બેવડો કહવામાં આવે છે. આ જાણવા જોગ ઇમારતની જરા પણ નીસાની બાકી રહી નથી, પણ તેની એક વખતની હસ્તીના પુરાવા એટલા છે, કે તે વીશે આપણને કાંઇ શક રહે નહી.

**૨૮૦૯ એક વખણાયલા બારીસટરની હીકમત**–ગઇ સદીની આખેરીએ કરન નામનો એક આઇરીશ બારીસટર થઈ ગયો છે, જે પોતાના વખતમાં ઇંગલંડનો એક મોટો વકતા ગણાતો હતો. લારડ આવનમોર નામે એક જડજ, બારીસટરોનાં ભાષણોમાં વારેઘડીએ હરકત નાખતો હતો. તે કરનને વારેઘડીએ કેહતો કે: "હું તમારી હુશયારી જાણું છું, મી૦ કરન; પણ વધારે બોલવામાં સાર નથી, નકામો તમે તમારો અને મારો વખત કાહાડો છો. તમે શું કહેવો છો તે હું પામી ચુકો." આ પ્રમાણે એક દીવસે જડજે કરનનાં ભાષણમાં ઘણીજવાર માંથું મારયાથી, તેણે જડજને ફજેત કરવાને એક તાલ રચી. તે બોલયો, " કદાચ, સાહેબ, હું સવાલથી બાહેર જતો હોઇશ; પણ તેનું કારણ છે કે હાલ મારૂં મન ઘણું ઉસકેરાયલું છે. હમણાંજ મારા જોવામાં એટલી તો કમકમાત ઉપજાવનારી

બાબદ આવી હતી કે તેની અસરનાં આંચકાથી હજી હું છુટ યો નથી.” જડજની જીગ્નાસા અહીં ઘણી ઉસકેરાઇ. મી૦ કરને ચલાવયું, “ જયારે હું કોરટમાં આવતો હતો, તયારે રસતામાં એક બજાર આગલ મેં એક કસાઇને એક વાછરડું કાપવાની તઇયારી કરતો જોયો. જેવો તેનો હાથ ઊંચકાયો તેવોજ એક સુંદર નાની છોકરી તેને જણાયા વગર તેની નજદીક આવી ઉભી.—ઓ ખોદા ! તે બીચારી છોકરીની છાતી બરાબર કસાઇના ખુની હાથ તલે હતી, તેણે છરી ઊંચકી—” “અરર, અને છોકરીની છાતીમાં ભોકી દીધી !” જડજ વચે ઘભરાત સાથે બોલી ઊઠયો. “ સાહેબ કેટલીકવાર મારી મતલબ જાણયા વગર બોલી ઊઠો છો—છરી બરાબર વાછરડાંની ગરદનમાં દાખલ થઇ ! ”

**૨૮૧૦ બાંધીમાર અને કેદખાનાની સજાનું શેંગાહીમાં થતું** તોલ–શેંગાહીમાં કેટલીક કોરટોની સતા, તયાંના દેશી યાને ચીનાઓ તેમજ યુરોપીઅનો ઊપર પણ ચાલે છે. તેમનો નયાય કરવાનું કામ વારે ઘડીએ મુશકેલ થઇ પડે છે, કારણ કે જે સજા એક યુરોપીઅન ખલાસીના સંબંધમાં અસરકારક નીવડે, તે ચીના ઊપર કાંઈ અસર ઊપજાવે નહી. એવી રીતની ગુચવણમાં એક ગોઠવણ શોધી કાહાડવામાં આવી છે, અને તે એ કે જો ચોકસ વાંકને માટે ચીનાને આટલા ફટકા, તો યુરોપીઅનને આટલા દીવસની કેદની સજા કરવી. એ ગોઠવણ વખત પ્રમાણે ઠીક કામ બજાવે છે. ફટકાની સજા ચીનાઓને કરવામાં આવે છે, કારણ કે કેદખાનાંની સજાની, હઠીલા ચીના ઊપર કાંઇ અસર નીપજે નહી. ધારા પ્રમાણે એકસો ફટકાની બરાબર એક મહીનાની કેદની સજા ગણાય છે.

આ ફટકા બાંબુથી મારવામાં આવે છે, અને તેની સખતાઇ કેદની સજાથી કોઇબી રીતે હલકી નથી.

**૨૯૧૧ હડખાંનો ઉપાય શું ?**–વઇદક વીદયાના આટલા બધા વધારા છતાં હડખાંનો ઊપાય હજુ સુધી હાથ લાગો નથી, તે આપણને સારી પેઠે ખબર છે. દેખીતો અને સાદો ઇલાજ અલબત એજ કે કુતરાં, બીલાડી, ઘોડા, અથવા ગધેડાનાં કરડવાથીજ દુર રહેવું, કારણ કે, જો કે દરેક વખતે જાનવરના દાંતથી હડખું લાગતું નથી, તે છતાં તે વીશે કાંઇબી જાતનું ગ્નાન આપનારાં વઇદક સાધનોની એટલી તો ખુટ છે, કે ઘણો વખત થયા સુધી આપણે કરડવાની અસર વીશે વાકેફ થઇ શકતા નથી. વારેઘડીએ જખમ રૂઝાઇ જાયછે, અને દરદી ઘણી સારી હાલતમાં દેખાયછે, તે છતાં એકાએક હડખું ઊભરાઇ આવીને ઘણું વેદના ભરેલું મોત નીપજેછે. કુતરાંનો અથવા બીજાં જાનવરોનો દાંત લાગતાં, સઉથી સલામતી ભરેલો ઇલાજ એજ છે કે જખમવાલા ભાગને ડામવો–ચાપીઓ ચુલામાં તાતો કરીને કામે લગાડી દેવો. હડખાયલાં જાનવરનાં દાંતનું ઝેહેર એટલું તો ચીવત છે કે જખમમાંથી તે દુર થયા છતાં તેની કસર લાંબો વખત સુધી રહી જાયછે. દાખલા તરીકે, એક હડખાયલાં કુતરાંની ઝેહેરી લબ એક મુઠીભર માટી સાથે ચોલીને બાગમાં નાખી હોય, તોપણ તેની ઝેહરી અસર લાંબો અરસો ગયા છતાં નાબુદ થતી નથી. એક ખરા અખત્રામાં, આવી જાતની માટી સાથે ભેલેલી લબ બીજાં જાનવરો ઊપર એટલી તો મજબુત થઇ હતી કે તેઓ પણ હડખાંની દરેક નીસાની સાથે મરણ પામ્યાં હતાં. આ બનાવ દેખાડે છે કે, હડખાંનું ઝેર કેટલું ચીવટ છે.

**૨૯૧૨ એક વકીલની કહાણી**—મો૦ સારજંટ ડેવી નામે એક પ્રખ્યાત વકોલ થઇ ગયો છે. કહે છે કે, તેણે પોતાના ધંધામાં જેવું માન મેલવયું છે, તેવું તેની આગમજ અથવા પછીના કોઇજ વકીલે મેલવયું હશે. તે પ્રથમમાં એક ગાંધીનો ધંધો કરતો હતો, પણ એક નવાઈ સરખા સંજોગથી કાયદાનો અભયાસ કરવા અને તે માનવંત ધંધામાં વીખ્યાતો મેલવવાની તેને તક મલી હતી. તે ગાંધીનો ધંધો કરતો હતો તે વખતે તેની સામે એક દીને, સમન લેઇને કોરટનો બેલીફ આવી લાગો. બેલીફ તેનાપર સમન લાગુ કરે તે આગમજ, મો૦ ડેવીએ તેને પોતાની દુકાનમાં તેડીને થોડોક દારૂ પાયો. બેલીફ દારૂ પીતો હતો તેટલાં, ડેવીએ ચુલામાં એક તવાથો મેલીને તેને તાતવી કાહાડયો. પેલો દારૂ પુરો કરીને તેને સમન આપવાની તજવીજ કરતો હતો, તેટલાં ડેવીએ તેની સામે તપાવેલો તવાથો ધરીને તેને કહયું, "તારા હાથમાંનો સમન ગલીજા, નહી તો આ ગરમ તવાથો હું તને ગલાવીશ." ડેવી મજબુત દેખાવનો અને જોરાવર માણસ હતો, એટલે તે પોતાની ધમકી અમલમાં લાવશે એવા બયથી બેલીફે જેમ તેમ કરી સમન ગલયો. હવે ડેવીએ તેને જવા દીધો. પણ ડેવી કંઈ કાયદાની ચુંગાલમાંથી છટકયો નહી. કોરટને તેની વરતણુક વીશે ખબર પડતાં, તેને કોરટનો તીરસકાર કરવાના વાંક માટે કેદખાને નાખવામાં આવયો. બંદીખાનાંમાં તેને એક ગરીબ માણસ સાથે મીત્રાચારી થઇ. તે માણસને વીના કારણે કેદની સજા થઇ હતી, એમ ડેવીને તેની હકીકત પરથી જણાયું; અને તેને લાગું કે, જો સારા વકીલની મદદ મલતે, તો તે બચી શકતે. તેણે પોતાના દરોગાને હાથમાં લેઇને, તેની પાસે કેટલાક કાયદાની ચોપડીઓ પેલા માણસના મુકદમાને લાગુ પડે એવી મંગાવી. એ ચો-

પડીઓ વાંચતાં તેને કાયદાના અભયાસનો શોખ લાગો. બંદીખાનામાંથી છુટવા પછી, તેણે કાયદાનો અભયાસ બહુ ઊલટથી કરી, તે ધંધાની સનદ મેલવી. વકીલ તરીકે બાહાર પડતાંજ, તેણે બંદીખાનાવાલા પેલા મીત્રનો મુકદમો ચલાવી, તેને છુટો કરાવયો; અને તે વખતની કીરતી વધતી ચાલી.

**૨૯૧૩ ચહડતે દરજ્જેની સ્ત્રી કેલવણીને વખોડનારા અંગરેજો**—અંગ્રેજો, અને તેમાં વલી ચહડતી કેલવણી પામેલા અંગરેજોમાં પણ સ્ત્રી કેલવણીને વખોડનારા ઘણા મલી આવે છે. આક્ષફરડની યુનીવરસીટીમાં સ્ત્રીઓને દાખલ કરવાની તકરાર તે યુનીવરસીટીના કારોબારીઓની સભામાં ચાલતી હતી, તે વેલા જો કે સ્ત્રીઓની હીમાયત કરનારાઓની સંખયા ઘણી મોટી હતી, તોપણ તેમની વીરૂધ પક્ષવાલાઓ કાંઇ થોડા ન હતા. કેટલાકોનો વાંધો એવો હતો કે, ચહડતી કેલવણીનો બોજો મરદોના ખરતલ બાંધાને વધતું ઓછું નુકસાન કરે છે, તો સ્ત્રીઓને તે કેટલું નુકસાન કરનાર થઇ પડવો જોઇયે. પણ આપણે જોયું છે કે, તેઓની તે તકરાર સ્ત્રીઓએ કેવી રીતે ખોટી પાડી આપી છે.

**૨૯૧૪ જેપાનીસ લોકોના વેહેમો**—જેપાનીસ લોકો જબરા વેહમી છે. જો એક ઘરમાંનું માણસ મરણ જાય, તો તે દીને તે ઘરનો કચરો તેઓ કાહાડતા નથી; કારણ કે, તેઓના વીચાર પ્રમાણે, ઘરમાંના લોકોનું સારૂં ભાગય પેલા જતા રહેલા એકલા માણસ સાથે કચરાની માફક ઘસડાઇ જાય. લગન વેલા, પરણતી કનયા અથવા વરરાજા જાંબુરા રંગનાં કપડાં કદી પેહરતાં નથી; કારણ કે, જાંબુરો રંગ જલદીથી ઊડી જતો હોવાથી તેમનાં લગનનો ગાંઠબી

તે રંગની માફક જલદી ભુસાઇ જવાનો તેમને ભય રહેછે. હાથના નખ તેઓ ચોકસ દીવશેજ કાહુડે છે. ઇંડાંનાં કોટલાંથી સ્ત્રીઓ બહુ દુરની દુર રહે છે; કેમકે તે પર જે સ્ત્રીનો પગ પડે તે દીવાની બની જાય એવો વેહમ છે. અસતરાપર સ્ત્રીનો પગ પડે તો તે બુઠ્ઠો થઇ જાય, અને છરી ઘસવાના પથર પર પડે તો તે ભાગી જાય, એમ તેઓ માને છે. જો કોઇ મરદના બાલ અકસમાતથી સલગી ઊઠે, તો તે દીવાનો થઇ જશે, એવો ભય તેઓ રાખે છે.

**૨૮૧૫ શેરને માથે સવાશેર**–તુરકી પ્રધાન રાઊફ પાશા માટે કહે છે કે, અંગ્રેજી એલચી ખાતાંના સેક્રેટરી મી૰ આલીસન સાથે તેને જબરૂં બીઆબારૂં હતું. મી૰ આલીસનબી તેને માથેનો હતો, અને રાઊફ પાશાની પોતા તરફ જરાબી તોછડી વલણ જણાતાં, વયાજ સાથે તેનો બદલો વાલી આપતો. એક દીવશે તે રાઊફ પાશાને મલવા ગયો. તે વેલા રાઊફ પાશા પોતાનાં દીવાનખાનાંમાં સોફા પર અઠેલીને પડેલો હતો. મી૰ આલીસનને દીવાનખાનાંમાં દાખલ થતો જોઇ, તેને કશોબી આવકાર દેવા વીના જાણે તેને ઓલખતો ન હોય તેવી રીતે તે પડી રહયો. મી૰ આલીસન, જાણે આ અપમાનની દરકાર કરતો ન હોય તેવી રીતે પોતાનાં ગજવાંમાં હાથ મેલીને સીપટી વગાડતો દીવાનખાનાંમાં ફરવા લાગો. પ્રધાનના એક નોકરે તેની આવી બેદરકારી જોઇને, ગભરાટમાં આવીને તેને કહયું કે, જે ગ્રહસ્થને તમો સોફાપર જોવો છો, તે વડો પ્રધાન છે. મી૰ આલીસન જાણી જોઇને મોટેથી બોલી ઉઠયો, "તમારી વાત હું માની શકતો નહી. પ્રધાન જો અંહી હોત, તો એક ગ્રહસ્થ તરીકે મને આવકાર દેવા વીના રહેત નહી." આથી રાઊફ પાશાની

સુધ ઉઘડી, અને જાણે કંઇ બનયુંજ નહી હોય તેવી રીતે મી० આલીસન આગલ આવીને તેને ઘટતો આવકાર દીધો. પણ આલીસન પર તેના તોછડા બોલો માટે વેર લેવાનો તો તેણે મનમાં વીચારજ કરી રાખ્યો હતો. વાતચોતની અધવચમાં તેણે પોતાનો બંદગી કરવાનો વખત થયલો જણાવયો; અને ઉઠીને એક બાજુપર ગુઠણ મંડીએ પડી બંદગી કરવા માંડી. બંદગી પુરી કરતાં મુસલમાનો પરધરમવાલાઓ પર ધીકાર વરસાવે છે, અને તે ભાગપર આવતી વેલાએ રાઉફ પાશાએ ઘણો ભાર મેલયો. મી० આલીસન આરબી સમજતો હતો, એટલે ચેતી ગયો કે, રાઉફ પાશાની નેમ તેને અપમાન કરવાની હતી. બંદગી પુરી કરવા પછી બંને પાછા વાતે વલગયા, અને વાત પુરી થઈ રેહતાંજ મી० આલીસને પોતાનો બંદગી કરવાનો વખત થયલો જણાવી, લાગલો ગુઠણ મંડીયે બેશી ગયો. બંદગીની કંઈ કીરયા કરતો હોય તેવા ચેનચાલા થોડોવાર દેખાડીને, તેણે શેવટે સરવ તુરકીઓ અને ખરીસટી ધરમના દુશમનોને પેટ ભરતી ગાલ દોધી. તેણે આસમાસ રાઉફ પાસાને સમજાવા માટે પોતાની બંદગી આરબી ભાષામાં કીધી. તે સાંભલી રાઉફ પાશા તો ખુબજ ઉસકેરાઈ ગયો, પણ તેની કશીબી દરકાર નહી કરતાં, તેની તરફ જરાબી નજર કરવા વગર મી० આલીસન તેની આગલથી ચાલી ગયો.

**૨૮૧૬ ખોરાક તરીકે નાલીયરનો ઉપયોગ**—નાલીયેર, એક ઘણા ઉપયોગી ખોરાક તરીકે જાહેર થયું છે. થોડી મુદત પર સેનફરાનસીસકોથી સીડની ખાતે જવા ઉપડેલી એક સટીમરને મારગમાં તોફાન લાગવાથી કેટલાક દીવશ તેને ભર દરીયે અટકી રેહવું પડયું હતું. એ વેલા ખોરાકી ઘટી પડવાથી, વાહાણમાં ભરેલાં નાલીયરપર તેઓને સ-

દનતર ગુજરાણ કરવું પડ[illegible]તું. વાહાણમાં માણસો લગભગ ચારસોને સુમારે [illegible], નાલીયર પણ ખુટી રેહવા આવયાં. એ વેલા દર મા[illegible] [illegible]ત્ર રોજનું એક નાલીયર ખાઇને તેઓ દાહાડો કા[illegible] નાખતાં હતાં. એ ખોરાકથી તેમને કશીબી ઇજા થઇ ન [illegible]ા, અને તેઓ કીનારે ઊતરયા તયારે તદન તનદરોસત હાલતમાં હતાં. વલી કુઇનસ આયલાંડ નામે ટાપુ તરફ બોટમાં બેશી મગરનો શીકાર કરવા ગયલા બે અમેરીકનો માટે કહેછે કે, તેઓની બોટ તોફાનમાં ટાપુપર ધસડાઈ ગઈ હતી, અને તે વેલા તેઓને મદદ મલે તેટલાં તે ટાપુપર કેટલાક દીવસ કાહડી નાખવા પડયા હતા. અંહી તેઓ, કોઇ વખત એકાદ માછલી મલતી તે શીવાયે, સદનતર નાલીયર ખાઇને રહયા હતા. પણ તેઓ કીનારે પાછા આવયા તે વેલા, આગલ કરતાં વધારે તનદરોસત અને શરીરમાં વધેલા માલમ પડતા હતા.

**૨૮૧૭ ખરી પરોણાગત કેવી હોય ?**—આપણા પરોણાઓને ખવાડી પીવાડીને વીદાય કરયા, એટલે પરોણાગત પુરી થઇ એમ સમજવું નહી. તેઓને કેવી ચીજોનો અભાવ અને કેવીઓનો ભાવ છે તે જાણી લઇ, ગમતી દરેક ચીજો તેમને પુરી પાડવી અને અનગમતી દુર રાખવી; તેમની નાનામાં નાની સગવડો જાલવવી; અને આપણાં ઘરમાં તેઓનો વખત તેમને મન માનતી રીતે જાય તેમ કરવું, એ ખરી પરોણાગત છે.

**૨૮૧૮ દુખતાં માથાંના સેહલ ઈલાજ**—જાડાં બરાઊન પેપર યાને ભુરાં કાગજના કકડાને સાધારણ સરકામાં ભીણવીને માથાંપર મુકવાથી, માથું દુખતું જલદી નરમ પડી જશે. આંખમાં ધીમે હાથે પાણીના ફટકા લગાવવાથી પણ માથાંને ઘણો કરાર જણાશે.

**૨૮૧૯ નબળાં બાળકો માટે કવતીદાર ખોરાક**—નબળાં બાળકો માટે એક સરસ, કુવતમંદ અને જરપત થાય એવો ખોરાક, દુધ અને ઇંડું છે. એક કાચાં ઇંડાને એક ટંબલરમાં નાખીને સારી પેઠે ફીણ નીકલીને એક રસ થાય તયાં સુધી ચમચા વતી કાલવવું. તે પછી તેમાં સોજું દૂધ પુરતા જથામાં નાખીને, તે તરતજ મીઠું કરીને તરત પાઈ દેવું. એટલો ખોરાક લેવા પછી બાલક કદી આખો દીવસ ભુખું રહેશે, તોબી ચીંતા નહી. એ ખોરાક કુવતમંદ તેમજ લેહજતદાર છે, એટલે બાલક તે ખુશીથી લેશે.

**૨૮૨૦ સદાની માંદગી દુર કરવાનો એક સેહલ રસતો**—એક માતબર ઇંગરેજ બાનુને, જરા જરામાં પોતાની તંદરોસતી વીશે ગભરાઈ જઈને ડાકટરને તેડું મોકલવાની ટેવ હતી. તેણીનો તબીબ હુશયાર અને સારી કમાની વાલો માણસ હતો, એટલે પોતાનાં આ ઘરાક પાસથી વીના કારણે પોતાને ફી મલતી તે લેવાને તે રાજી હતો નહી. આથી, તેણે તેણીની શુધ ઠેકાણે લાવવા માટે કોઈબી તક મલતાં ઊપાય લેવાનો ઠેરાવ કરયો. એવામાં એક દીવસે તેણીના હાથપર અંચીતો લાલ ડાઘ પડેલો જણાયો, જે જોઇ તે ગભરાવા લાગી અને ડાકટરને તેડાવયો. ડાકટરે તે ડાઘ તરફ નજર કરી કહયું, "તમે મને જલદી તેડાવવામાં ઘણુંજ વાજબી કીધું." પેલી ગભરાઇને બોલી ઊઠી, "કાંય, શું એમાં કાંઈ જોખમ છે?" ડાકટર બોલયો, "નહી, જોખમ તો કાંઈજ નહી; પણ આવતી કાલ સુધીમાં એ ડાઘ મારી મદદ વીના સાફ થઇ જતે, અને તેથી હું મારો ફી ખોહતે." આ જવાબથી ધારેલી અસર થઇ.

**૨૮૨૧ થંડા પગમાં ગરમી લાવવાનો સેહલ ઈલાજ**—થંડા પગ તંદરોસતીને નુકશાન કરેછે, અને જરાબી

પગ થંડા પડતાં તેમાંની ગરમી પાછી લાવવાના ઊપાયો લેવાની જરૂર છે. તે ઉપાયો તરેહવાર છે; પણ હાલ એક વઈદક ચોપાનયું એક ઘણો સેહલો અને કોઈપણ દવાની મદદ વીના થઈ શકે એવો ઈલાજ બતાવેછે. તે એકે, તદન તટ્ટાર ઊભા રહીને, પછી ધીમે ધીમે પગના અંગોઠા અને આંગલાં પર ઊભા થવું. થોડો વખત તેવી રીતે ઉભા રહીને, પછી પાછી અસલ હાલત લેવી. એવી રીતે થોડો વખત કરયા કરવાથી, પગની સઘલી નેસો ઉશ્કેરાઈને તેમાં લોહીનું ફરવું બરાબર ચાલુ થઈ ગરમી ઉતપન થશે.

**૨૮૨૨ ઘર સંસારી કામકાજની કેલવણી**–ફરાંસની સઘલી જાહેર સકુલોમાં, હાલ છોડીઓને સીવવા, ભરવા, ગુંથવા, વેતરવા વગેરેની ઘર સંસારી કેલવણી, ફરજયાત કેલવણી તરીકે આપવામાં આવે છે.

**૨૮૨૩ ફ્રરાન્સ ખાતે થયલાં નવાઈ જેવાં લગન**–ફરાન્સમાં નીસ નામે એક શેહેર ખાતે નવાઈ ભરેલાં સાંતકો વચે એક પુરૂષ પરણયો છે. ટીરાંટી નામે એક ફરેન્ચમેન થોડુંકની વાટ ઉપર સાડી ચાર લાખની એક મોટી પુંજી મીસ સાસો નામની ભાગ્યવંત ઓરતને આપી મરણ પામ્યો. મીસ સાસો મરનારને ત્યાં રાંધનારી હતી, અને ખાનુ પકાવવાના હુનરમાં પોતાની ચતુરાઈથી પોતાના શેઠને રાજી કરીને તેની આખી પુંજીની વારેસ થઈ હતી. ખુદરતી રીતે સંખ્યાબંધ જવાનો તેણીના હાથની માંગણી કરવાને બાહેર પડયા, અને જોકે પૈસાની લાલચ તેમની ઉલટનું મુખ્ય મુલ હતું, તોપણ મીસ સાસોનાં પોતાનાં ખુબસુરતી વગેરેનાં બીજાં ખેંચાણો કાંઈ થોડાં ન હતાં. કાઊંટ ઓગરાંડે સેંસોબ્યુ નામનો એક ઊમરાવ અંતે ફતેહ પામ્યો, અને મીસ સાસો તેની સાથે પરણવાને કબુલ થઈ.

ઠરાવેલ દીવસે લગ્નની ક્રીયા થઇ, અને પરણનાર સ્ત્રીના ભાઇઓ અને મીત્રો મેજબાનીમાં ભાગ લેવા આવ્યા. પણ સર્વ મેજબાનો કોઈ છુપી ગોઠવણથી પીસટોલ સજી ને આવ્યા હતા. મેજબાની ઠેકાણે રહી, અને પીસટોલ બાજીની મારામારી શરૂ થઇ. અંતે વરરાજા ભાગ્યશાલી ઠરયો, અને મીસ સાસોનાં સગાંઓને આવી મોટી દોલત કુટુંબમાંથી જતી રેહેવાને પોતાનો ખોજવાત નરમ પાડવો પડયો.

**૨૮૨૪ અમેરીકન ચોરોની એક નવી યુકતી**-કોઇ જાહેર મેલાવડાના પ્રસંગપર એક નાનો છોકરો એક સ્ત્રીની બાજુએ બાંક ઉપર જઇને બેઠો. તે નીરદોષ બલુ આંખવાલો છોકરો હજી તો બેઠો નહી, તેટલા એક સીકો પડવાનો ખણખણાત સંભલાયો, અને એક પાવલો ગબડીને તે સ્ત્રીના પગ આગલ જઈ પડયો. છોકરાની નજરે આ સીકો પડયો હોય એવું જણાયું નહી, અને તેણે તે માંગયો પણ નહી. સ્ત્રીએ તે પોતાનો ગણીને પોતાની પાકિટબુકમાં મુકયો. બે મીનીટ થઇ નહી કે છોકરો એકાએક ગેબ થઇ ગયો, અને તે સ્ત્રીને તેજ વેલાએ માલમ પડયું કે તેણીની પાકિટબુક પણ જતી રહી હતી. તેમાં પઇસાની મોટી રકમ અને એક નાનું સોનાનું ફ્રેન્ચ ઘડીઆલ હતું. પોલીસ કહે છે કે પાવલા અથવા અરધા જેવા સીકાઓ એ પ્રમાણે નાખીને, અમેરીકન ચોરો પોતાના ભોગ થનારાં માણસોની પાકિટબુક કયાં છે, તે સેહેલાઇથી શોધી કાહાડે છે.

**૨૮૨૫ લંડનમાં સ્થાપન થયલી છોકરીઓની કસરતશાલા**-ગઇ તારીખ ૨૪મી જુલાઇએ લંડન ખાતે આલબરટ હાલ નામના મકાનમાં મીસ ક્રાઇમેન નામની સ્ત્રીના હાથ હેઠલ ચાલતી છોકરીઓની કસરતશાલામાં ઇનામનો અ-

ખાડો થયો હતો. અરલ ફારટેસક્યુ સરનશીન તરીકે બીરાજયો હતો. એ વેલા આઠથી સોલ વરસની ઉમરની પાંત્રીસ છોકરીઓએ કસરત કરી દેખાડી હતી. આ કસરત હાથ પગ અને આખાં શરીરને ખીલવે તેવા પ્રકારની હતી, અને તે કરતી વેલાએ ખેલાડીઓ ચોકસ ગાયણોના શુરોને અનુસરતી રીતે હીલચાલો કરતી હતી. તેમના પોષાકો બલુ રંગના હતા, અને કસરત કરનારને સેહેલાઇ અને મોકલાસ આપવાને લાયકના બનાવેલા હતા. અખાડો સમાપ્ત કરતાં ખેલાડીઓએ સીપાઓની માફક મેદાનમાં કુચ કરી દેખાડી, અને તેમની ઝડપ અને ચપલાઇએ જોનારાઓની વખાણ મેલવી હતી. ડયુક ઓફ બકીંગહામ નામનો ઉમરાવ અખાડે જોવા આવ્યો હતો, અને તેણે આ સ્ત્રી ખેલાડીઓના બાંધાની ઉતમ ખીલવણી વીશે ઘણું ઉંચું મત આપ્યું હતું. સ્ત્રીઓને અંગબલની કેલવણી આપવાની આવી ગોઠવણ આપણે માટે નકલ કરવા જોગ છે,

**કલોરોફારમથી નીપજેલું મરણ**–સાધારણ લોકોનો એવો વીચાર છે, કે કલોરોફારમ જેવી દુખથી થોડો વખત ફારેગાત આપતી વસતુનો વાસ દમમાં લીધાથી કાંઇ પણ જોખમમાં જવાતું નથી, પણ કલોરોફારમની અસરથી એક જવાન પુરૂષ મરણ પામવાનો દાખલો સકાટલંડમાં ગલાસગો ખાતે બનયો છે, અને તે ઉપલા સાધારણ વીચારને ખોટો પાડે છે. આ પુરૂષની લાશ એક જાહેર મોહોલામાં મલી આવી હતી, અને તેની પાસે કલોરોફારમનું વાસણ પડેલું હતું. મરનાર એક રસાયણીને તયાં માણસ હતો, અને કલોરોફારમ તેના દમમાં લાંબો વખત સુધી આવયા કીધો હતો. આમ થવાના જોખમ વીશે તેને ઘણીવાર ચેતવણી આપવામાં આવી હતી, અને એકથી વધારે પરસંગો

ઉપર તે મરતો મરતો બંચી ગયો હતો, છતાં તેને ક્લોરોફોરમની નુકસાનકારક હવા દમમાં લેવી ચાલુ રાખી હતી, અને તેનું પરીણામ તેનાં મરણમાં આવયું છે.

**૨૮૨૭ અસલ જમાનાનાં એક ગંજાવર પ્રાણીનું મલી આવેલું હાડપીંજર.**-કહેવાતી મોટી રેલની આગમજના જમાનામાં હાલનાં કરતાં વધારે મોટાં અને ગંજાવર પ્રાણીઓ હસતી ભોગવતાં હતાં. તેવાં પ્રાણીઓની જાતો જોકે તદન નાબુદ થઇછે, તોપણ તેમની એકવારની હસતીની નીશાની તેમનાં વારેઘડીએ મલી આવતાં હાડપીંજરો ઉપરથી મલે છે. એવું એક હાડપીંજર ફરાનસની હદપર આવેલાં એક બેલજીઅમ શેહેરમાં મલી આવ્યું છે. તે તદનજ સંપુરણ હાલતમાં જલવાઇ રહયુંછે, અને તે ઇગવાનોડોન નામનાં પ્રાણીનુંછે. હેંસી વરસની વાત ઊપર એજ પ્રાણીનું હાડપીંજર ઇંગલંડમાં ગીડયોન મેનટલ નામના ગરહસથને હાથ લાગું હતું, પણ તેની હાલત આ બેલજીઅમ ઇગવાનોડોન જેવી સંપુરણ નહતી. બેલજીઅમની રાજધાણી બરસલસમાં આ હાડપીંજર ગોઠવવામાં આવયું છે, અને ગરાફીક પત્ર તેનો નીચે પ્રમાણે હેવાલ આપે છેઃ—પ્રદરશનનાં મકાનમાં આ જબરું હેવાન નહી સમાઇ શકાયાથી, તેને બાહેર ચોકમાં ખુલું મુકયું છે. તેનાં મોહોડાંથી પુછડીની અણી સુધીની લંબાઈ ત્રીસ ફીટની છે; અને જયારે તેને કાંગરૂ નામના આસતરેલયન જાનવરની માફક પાછલા પગ ઉપર ઉભું કરવામાં આવે છે તયારે તેની ઉંચાઈ લગભગ પંદર ફીટ થાય છે. ઇગવાનોડોન ઘીલોડીની જાતનું જાનવર છે, પણ તેનું માથું ઘોડા અથવા ઉંટને મલતું આવે છે. તેની ગરદન સાધારણ રીતે લાંબી છે, અને તેનાં હાડકાંનો રચના ઉપરથી જણાય છે કે તે ઘણી સેહલાઇથી વલી શકે તેવી હો

વી જોઇએ. બીજા હાથ ઉપર ઇગવાનોડોનનું શરીર એક નક્ર ઢગલો હોય એવું જણાય છે, કારણ કે તેની કરોડની સાથના હાડકાંઓમાં હીલચાલ કરવા જેટલું ઢીલાપણું નથી. પુંછડી આખાં શરીરથી દોહિડ ગણીછે. આગલા પગો ટુકા પણ બલવાન છે. આ જાનવર ધારવામેલે જમીન ઉપર તેમજ પાણીમાં રહી શકનારૂં હોવું જોઇએ.

**૨૮૨૮ વીજલીથી ઝાડો કાપવાની કલા**-વીજલીથી ઝાડો કાપવાનો સુધારો કરવામાં આવયો છે. એક "ગાલવાનીક બાટિરી" ના બે છેડાઓને "પલાટીનમ" નામની ધાતુના તારનાં બે છેડાઓ સાથે જોડવામાં આવેછે, કે જેથી તે તાર તુરત લાલચોલ ગરમ થાયછે, અને તેવીજ હાલતમાં કાપવામાં આવનાર ઝાડનાં થડ ઉપર આમથી તેમ ફેરાવયાથી, જે, ઝાડનું થડ કાપતાં બે કલાક લાગે છે, તે માત્ર ૧૫ મીનીટમાં કપાઇ જાય છે, અને વલી કોઇ પણ જાતનો વેહેર પડતો નથી, કે લાકડું ખરાબ થતું નથી.

**૨૮૨૯ નજલા અને સંધીવાથી** પીડાતા બીમારોને મોટા અને મીઠા કાંદા ખવાડવાની ભલામણ કરયામાં આવેછે.

**૨૮૩૦ ઈંગલંડની દોલત**-ઇંગલંડના સટુઅરટ રાજાઓનાં વખતથી આજ સુધીમાં તયાંની વસતી જેટલી વધી છે, તેનાં પરમાણ સાથે સરખાવતાં તયાં દોલત અતીશય વધી ગઇછે. "બરીટીશ આસોસીએશનની એક છેલી સભાની સામે વાંચવામાં આવેલાં એક પત્ર ઉપરથી જણાય છે, કે ૧૬૬૦ વરષમાં ઇંગલંડ અને વેલસની કુલ દોલત ૨,૫૦,૦૦,૦૦,૦૦૦ રૂપયાની, અને વસ્તી ૫૫,૦૦૦,૦૦ માણસની હતી, યાને દર માણસ દોઠ સરાસરી દોલત ૪૫૦ રૂપયાની હતી. તયાર પછી ૧૮૧૨ નાં સાલમાં યુનાઇટેડ

કીંગડમની દોલત ૨૧૯૦૦૦૦૦૦૦૦ રૂપયાની, અને વસ્તી ૧,૮૯,૨૭,૦૦૦ માણસની હતી, યાને દર માણસ દીઠ ૧,૨૭૦ રૂપયાની દોલત ગણાતી હતી. પણ ૧૮૮૨ માં વરષમાં રઇયતની દોલત વધીને ૮,૭,૨૦,૦૦,૦૦,૦૦૦ ની થઈ હતી, પણ વસ્તી ૩,૫૦,૦૪,૦૦૦ માણસની હતી, એટલે દર માણસ દીઠ ૨,૪૯૦ રૂપયાની સરાસરી રાસ આવી હતી. દોલતનો આ વધારો વાટરલુની લડાઈ પછીથી ચાર ગણો, અને માહારાણીજી વીકટોરીયાનાં ગાદી ઊપર બેસવા પછીથી બમણો થઈ ગયોછે. દોલતની આ વેંહેંચણી નીચે જણાવયા પરમાણે કરયામાં આવી છે:—

| | રૂપીયા. |
|---|---|
| જમીન ........ .... ........ | ૧૮૮૦૦૦૦૦૦૦૦ |
| ગાયઢોર, ઇતયાદી ........... | ૪૧૪૦૦૦૦૦૦૦ |
| ઘરો ........................... | ૨૨૮૦૦૦૦૦૦૦ |
| આગગાડી ......... ........ | ૭૫૦૦૦૦૦૦૦૦ |
| વાહાણો .... ............... | ૧૨૦૦૦૦૦૦૦૦ |
| વેપાર અને માલ ... .... .... | ૩૫૦૦૦૦૦૦૦૦ |
| પારકાં રાજયોની લોનો.... | ૧૦૮૦૦૦૦૦૦૦ |
| ઘરનો સામાણ................ | ૧૧૪૦૦૦૦૦૦૦ |
| સોના રૂપાની નગદી........ | ૧૪૫૦૦૦૦૦૦૦ |
| પરચુટણ ...................... | ૫૬૩૦૦૦૦૦૦૦ |

**૨૮૩૧ પુરવ તરફનાં હુનરકામનો સંગરહ**—લાયનસ શેહેરનાં મો૰ એમીલ ગીલિટ નામનાં એક ગરહસથે પોતે એકઠો કીધેલો પુરવ તરફનાં પુતલાં, મુરતીઓ, વગેરેનો એક નાદર સંગરહ પારીસ શેહેરને ભેટ આપયો છે. આ ભેટમાં ૧૨,૦૦૦ પુસ્તકોની એક લાયબરેરી પણ છે, જેમાંનાં ઘણાખરાં પુસ્તકો ચીનાઇ અને જાપાનીસ ભાષાઓમાં છે. કેહેછે, કે આ સંગરહનાં માલિકને આગલ એકવાર આ સં-

ગ્રહને માટે ૩૦૦૦૦૦૦ ફ્રાંકની કીમત આપવાની માંગણી કરવામાં આવી હતી, પણ તે રકમે તેણે પોતાનો આ કીંમતી સંગ્રહ વેચવા ના પાડયું હતું. પારીસની મયુનીસીપલ કાઉનસીલ આ સંગ્રહને લાયકની એક ઇમારત પુરી પાડશે.

**૨૮૩૨ ફ્રાનસનો વેપાર**–ફ્રાનસના વેપારને લગતા પ્રધાને છેલા બાહાર પાડેલા એક રીપોરટ ઉપરથી જણાય છે કે ફ્રાનસમાં ઊદયોગનાં કારખાનાઓની અને તેમાં કામ કરનારાંઓની સંખ્યા નીચે મુજબ છેઃ–

| કારખાનાઓ | સંખ્યા. | કામદારોની સંખ્યા. |
|---|---|---|
| કોલસાની ખાણો ............... | ૩૪૨ | ૧૦૬૪૧૫ |
| પીટ (બલતણ)ની ખાણો ........ | ૧૦૩૫ | ૨૭૯૭૭ |
| લોઢાંની ખાણો .................... | ૩૫૩ | ૮૪૬૮ |
| બીજી ધાતુઓની ખાણો........ | ૬૦ | ૪૪૨૨ |
| લોઢાંનાં કારખાના ................ | ૩૫૯ | ૫૭૦૦૦ |
| કોડી કામ તથા મટોડી કામનાં કારખાનાં.......... .......... | ૪૧૨ | ૧૮૭૦૮ |
| કાગજ બનાવવાનાં કારખાના.... | ૫૩૬ | ૩૨૬૫૫ |
| ગાસનાં કારખાનાં ................ | ૬૧૯ | ૧૦૫૭૫ |
| મીણબતીનાં કારખાનાં .... .... | ૧૫૭ | ૮૬૦૩ |
| સાબુનાં કારખાનાં ............ | ૩૩૯ | ૩૫૦૯ |
| ખાંડનાં કારખાનાં ................ | ૫૧૨ | ૬૩૫૨૬ |
| કાપડનાં કારખાનાં ................ | ૫૦૨૪ | ૩૫૩૩૮૩ |
| કાચનાં કારખાનાં................... | ૧૬૨ | ૨૩૪૨૧ |
| કુલે ... | ૯૯૧૦ | ૭૧૮૬૬૨ |

**૨૮૩૩ સોનાનો જુદો જુદો ઊપયોગ**–એશકી માણસો તમને સલાહ આપશે કે, સોનું મેલવો, અને તેથી તમારૂં શરીર સીનગારો; એક ઊદાર માણસ કહેશે, સોનું મેલવો, અને તે બીજાઓ સાથ વેંહચી લેઓ; ઊડાઊ મા-

ણસ કહેશે, સોનું મેલવો અને તે ખરચી નાંખો; એક દ લાલ કહેશે, સોનું મેલવીને તેની ધીરધાર કરો; કંજુસ કહેશે, સોનું મેલવો અને તે સંગરી રાખો; પણ સઉથી સારી શીખામણ તમને એક ડાહયો માણસ એવી રીતે આપશે કે, સોનું મેલવો, અને તેનો વાજબી ઉપયોગ કરો.

**૨૮૩૪ એકસો વરસની સ્ત્રી**-સ્કાટલાંડના બાન્ફશાયર નામનાં પ્રગણાંમાં એક એડુતની વીધવા, થોડી મુદતપર બરાબર પોતાનાં ૧૦૦ વરષ પુરાં કીધાં પછી થોડેજ કલાકે મરણ પામી હતી. આ વીધવા પોતાનાં લગન પછીથી ૮૦ વરષ સુધી એકજ ઘરમાં રહી હતી.

**૨૮૩૫ એક નાની સરખી. ગણત્રી**-પોસટના રદી સટાંપો યુરોપમાં લોકો તરેહવાર કામો માટે જથાબંધ ભેગા કરેછે, તે મુજબ એક તેવો જથો ભેગો કરવાને એક યુરોપયન બાનુને શોખ થયો. તેણીએ માત્ર દશ લાખજ સટાંપ એકઠા કરવાનો ઠરાવ કીધો. એ કામમાં તેણીએ પોતાના એક મોટા શરાફ મીત્રની મદદ માંગી. તેણીએ ભેગી કરવા ધારેલી સંખ્યા જાણતાંજ શરાફે તેણીને પુછયું, “બાઇ તે સંખ્યા કેટલો મોટી છે, તેનો તમને ખયાલ છે!” તેણી બોલી, “કાય એમાં શું મોટી વાત છે.? બે વરસ જેટલા ટુંક વખતમાં હું ચાલીશ હજાર સટાંપ ભેગા કરી શકીછું” સરાફ બોલયો, પણ એજ હીસાબે તમો સટાંપ ભેગા કરો તોબી, દશ લાખ કરતાં તમને પચાશ વરસ લાગશે.” હવે પેલીને પોતાના ઠરાવની બેવકુફીનો બરાબર ખયાલ આવયો.

**૨૮૩૬ જીંદગીની લંબાઇ વીશે એક વીદવાનનું મત**-વોદવાનફારાદે એવું મત ધરાવતો હતો કે માણસની ખુદરતી વય ૧૦૦ વરસની છે. તે કહેછે જાનવરોની હઈયાતીની લંબાઈ તેમના શરીરોનાં પુખત થઇ રેહેવાના વખ

ત ઉપરથી ગણી શકાય છે. એટલે જેટલાં વરસમાં શરીર પુખ્ત થઇ રહેછે તેથી પાંચ ગણા વરશો સુધી જાનવર જીવવો જોઈએ એવો ખુદરતી નીયમછે. માણસનું શરીર સંપુર્ણ રીતે પુખ્ત થવામાં ૨૦ વર્ષ લેછે, તેટલાં માટે તેની વય ખુદરતને કાયદે પાંચગણા વીસ, એટલે ૧૦૦, વર્ષની થવી જોઇએ. બીજાં જાનવરોનાં સંબંધમાં પણ આ વાત ખરી પડેછે. માણસને વીશે બોલતાં, જે શખસ દરદી હાલતમાં નથી મરી જતો, તે ૮૦થી ૧૦૦ વરશો સુધી જીવેછે. ઉપલો વીદવાન જીંદગીને બે સરખા અર્ધા ભાગોમાં વેંહચેછે-પુખ્ત થવાની હાલત અને નબલું થવાની હાલત-અને આ હાલતોના તે ચાર વીભાગ કરેછે, એટલે કે બાલપણ, જવાની, પુખ્ત ઉમર, અને ઘડપણ. બાલપણની હદ વીસ વરશ સુધી અને જવાનીની પચાસ સુધીની તે ગણેછે, કારણ કે તેટલા વખતમાં શરીરની રચણા પુર્ણ થાયછે. પુખ્ત ઉમર પચાસથી પંચોતેર વરશ સુધી લંબાયછે, અને તેટલા વખતમાં શરીર રચણા સંગીન હાલતમાં રહેછે. પંચોતેરથી ઘડપણ શરૂ થાયછે, અને જે સંભાલ સાથે બાલપણ અને જવાનીમાં સંગ્રેહલું જોર વાપડવામાં આવેછે તે સંભાલ ઉપર તેની લંબાઇનો આધાર રેહેછે.

**૨૮૩૭ ચીનાઓમાં વેર લેવાની નવાઇ જેવી રીત-** બીજા દેશોમાં દુશમન ઊપર વેર લેવાને માટે તેનું ખુન કરવામાં આવે છે, પણ ચીનમાં તેથી ઊલટી રીતે સામો ધણી આપઘાત કરે છે. દુશમને એક તુંકારો કહયો અથવા સેજબી નજીવી રીતે ગુસાને કારણ આપયું, કે લાગલોજ ચીનો ફાંસી ખાશે અથવા કુવાને તલીએ ડુબી મરશે. આવી રીતનું દુશમન ઉપર વેર લેવાનું કારણ ચીનાઈ ફોજદારી કાયદાપરથી માલમ પડી આવે છે. તેમાં એવું ફરમાવેલું છે કે આપઘાતની

જવાબદારી જે માણસે તેને કારણ આપયું હોય તેની ઉપર રહે છે. આપઘાત કરવા અગાઉ, પોતાના એશીઓ અને દોતોને તે એકઠા કરે છે, પોતાનો સઉથી કીમતી પોષાક સજે છે, પોતાની હાલત ઊપર સુભાખીત વ્યાખ્યાન કરે છે, અને પછી ઘણા સંતોષકારક દેખાવ સાથે પોતાનું પેટ ખુલું કરીને, ધીરજથી તેની ઉપર કુરૂસના આકારમાં બે ઘા કરે છે. ગમે તેવો હરરતો ગુનાહ પણ, આ જાતના મોતથી ધોવાઇ જાય છે. ગુનેહગાર શુરવીર ગણાય છે, તેનાં કુટુંબને કાંઇ દાઘ લાગતો નથી અને તેની માલ મીલકત સરકારથી જપત થતી નથી.

**૨૮૩૮ માહારાણીની છેલી સાલગરેહ.**-ગયા મે માસની તા૦ ૨૪મીએ આપણાં માહારાણીની ૬૫મી સાલગરેહ ગઇ. ઇંગ્લંડના આગલ થયલા રાજાઓમાં, છેક ૧૦૬૬થી આજદન સુધી, ફકત નવ રાજા થયાછે, જેઓ પાંસઠથી વધારે ઉમરે પુગયા હોય, તેઓ નીચે પ્રમાણે છે:-હેનરી પેહલો, અને એડવરડ પેહેલો, જેઓ બંને ૬૭ વરશ જીવયા હતા; રાણી ઇલીઝાબેઠ, જેણી ૬૯ સુધી જીવી હતી; જેમસ બીજો, ૬૮ વરશ; જયોર્જ પેહેલો, ૬૭ વરશ; જયોર્જ બીજો, ૭૭ વરશ; જયોર્જ ત્રીજો, ૮૨ વરસ; જયોર્જ ચોથો ૬૮ વરશ; અને વીલ્યમ ચોથો, ૭૨ વરશ જીવયા હતા. ગઇ વીસમી જુને નામદાર માહારાણીને રાજ કરયાને ૪૭ વરશ થયાં. આટલા લાંબા વખત કરતાં વધારે રાજ, ઇંગ્લંડમાં ત્રણજ રાજાઓએ રાજ કીધું છે. તેઓ નીચે પ્રમાણે છે:-હેનરી ત્રીજો, જેણે ૫૬ વરષ રાજય કરયું હતું; એડવરડ ત્રીજો, જનું રાજય ૫૦ વરષ સુધી પુગયું હતું, અને જયોરજ ત્રીજો, જેનું રાજય લગભગ ૬૦ વરષ સુધી ટકીઉ હતું. હાલ હયાત યુરોપના રાજ કરતાઓમાં માત્ર ત્રણ સીવાય, આપણા

નામદાર માહારાણી સરવથી વરધ છે. તે ત્રણ રાજાઓ. નીચ-
લા છેઃ- જરમનીનો શેહનશાહ, જે ૮૭ વરષની ઊમરનો
છે; નેધરલાંડસનો રાજા, જે ૬૭ ની વયે પુગયો છે; અને
ડેનમારકનો રાજા તેની ઉમર હાલ ૬૬ ની છે.

**૨૮૩૯ મજબુત અને સસતું લાકડું મેળવવાની સેહલી રીત**-કોઇબી જાતના લાકડાંનાં ઘણાંજ પતલાં પતરાં એકેક ઊપર સાથે સરસ વટી વળગાવીને તેમને સંચામાં દાબવાં. આ દબાણથી ગરમ સરસ સરવ પતરાંઓમાં પેવસ થઇને એવી સફાઇથી તેમને ચોટાડે છે, કે જાણે એક જાતનું લાકડું હોય તેવો દેખાવ તેઓ આપે છે. આવી રીતે તઇયાર કીધેલું લાકડું સરવ રીતે લાભકારક હોય છે. તે સસતું, દરેક તસુએ મજબુત, અને ભાંગવાની ધાસતી વગરનું હોય છે. તેને બાહેરથી શોભાયમાન કરવાને માટે ઉપરની ચીપ ઊંચી જાતનાં લાકડાંની લેવાઇ શકાય છે. અમેરીકામાં તેઓ અત્યારથીજ સંખ્યાબંધ રીતે કામે લાગી ચુકયાં છે. ચોપડીનાં પુઠાંને માટે તેઓ ઘણાંજ ટકાઉ અને કોફાયત માલમ પડયાં છે.

**૨૮૪૦ માણસને ધીકારનાર એક ફ્રેનચ તબીબનું વાંધામાં પડેલું વીલ**-આ તબીબ પારીસમાં થોડુંક થયું મોટી દોલત મુકીને મરણ પામયો છે. તેનાં છોકરાંના છોકરાં તે દોલત ઉપર આશા બાંધી બેઠાં હતાં, પણ તેમની આશા નહી ફળવાથી તેઓએ એવો વાંધો કાહડયો છે કે, વીલ કરતી વખતે મરનારનું મગજ સાબુત હાલતમાં નહીં હતું. મરનારનું વીલ ખરેખર વાંચવા લાયક છે. શરૂઆતમાં તે કહે છે કે, "ઘણાં લોકો હોય છે તેના કરતાં તો હુ તને અને મને ઘણો વધારે સાબુત છઊ, મારી દોલત ૭૦,૦૦૦ ફ્રાંકની છે. આહ! એટલી રકમથી હું કેટલાં બધાં

આંસુઓ, કેટલી બધી ડફાંસ અને ખુશામત મેલવી શકું. સવાલ એ છે કે તેનું કરવું શું? ધરમના કામમાં તો હું તે નહી આપું. માણસ જાતના ભલુ કરનારાં ફક્ત કોલેરા અને લડાઇ છે." વીચાર કરતાં મને યાદ આવે છે કે, ઘણાં વરશોની વાત ઉપર મારી બઇરી તેને છોડી ગઇ હતી, અને હજી તે કેઠે જીવતી હશે. પોતાની સંગતથી તેણીએ મને છુટો કીધો તેનો મારે આભાર તો માનવો જોઇએ, અને તેટલાં માટે મારી આખી દોલત મુકી જાઉં છું. પણ એક સરતે-અને તે એ કે મારાં મરણ પછી તેણીએ એક વરસની અંદર નાતરૂં કરવું. "મને એટલો તો દીલાસો રહે છે કે, પુરૂથવી ઊપર એક પુરૂષ (તેની બઇરીનો બીજો વર) મારાં મોત ઊપર ખરા દીલથી વીલાપ કરશે." વીલ કરનાર સહી કરતાં પોતાનાં નામની પાછલ ઉમેરે છે કે, "તબીબ તરીકે મેં માણસ તરફ મારૂં બનતું કીધું છે, કારણ કે મારા ઘરાકોમાંના એકનીબી મેં જીંદગી બંચાવી નથી."

**૨૮૪૧ પઇસા મેલવવાની જુદી જુદી રીતો વચેનો તફાવત**-માણસ જાતની પઇસા મેલવવાની જુદી જુદી શકતી વીસે એક અમેરીકન પત્ર નીચે મુજબ લખેછે:-એક રાજકવી એક કાગજના કકડા પર થોડીક લાઇનો ચીતરે છે, એટલે તે કકડાની કીમત હજારો રૂપયાની થાયછે; એ સરસ મન શકતીનું પરીણામ છે. એક સાહસીક સટોલીયે ખાલી કાગજના કકડા પર થોડીક લાઇનો ચીત્રી કાંઇ નવી કંપની સથાપવાની મદેહનજર લખી રાખેછે, એટલે તે કકડો લખોની કીમતનો થઇ પડેછે; એ તે સટો. રાજ કરતાઓ અને સરકારો સાદી ધાતુના અથવા કાગજના કકડા લેઇ એક છાપ મારેછે, એટલે તેની કીમત તેઓ ચાહે એટલી થઇ જાયછે; અને તે ચલણી નાણાંને નામે પસાર

થાયછે. એક યાંત્રીક પાંચ રૂપયાની કીમતનો પરચુટણ સામન લેઇ તેને ગોઠવી ગાઠવીને થોડી વારમાં એક આકાર આપેછે, જે ધડયાલનાં નામથી ઓલખાય છે, અને તેની કીમત સેંકડોથી અંકાય છે; એ હુનરનું પરીણામ થયું. એક વેપારી આના બે આનાની ચીજ ખરીદે છે, પણ તેજ ચીજ તે ઓછામાંઓછી રૂપયે વેચેછે; એતે વેપાર છે. એક મજુર દીવસના બાર કલાક મેહેનત કરેછે, અને દીવશને છેડે ભાગયે બાર આનાબી તેને મલતા હોય; પણ એ મજુરી છે. એક સ્ત્રી દશ રૂપયામાં જેવી જોઇયે તેવી સગવડ ભરેલી ટોપી ખરીદી શકે, પણ તેણી પાછલ એકસો રૂપયા ખરચશે: જે ખરેખરી મુરખાઇ છે.

**૨૮૪૨ ગુલાબનાં અતરની શોધ કેમ થઈ?**–ગુલાબનાં અતરની શોધ વીશે એવી દંત કથાછે કે, જગત પ્રસીધ સુલતાના નુરજાહાનના મેહલમાં એ શોધ પેહલ વેહલી એક અકસમાતથી થઇ હતી. શાહાનશાહ જાંહગીરની મોજને ખાતર સુલતાનાએ પોતાનાં હમામખાનાંમાં એક ગુલાબ જલની હોજ ભરી રાખી હતી. એ હોજપર સુરજનું તડકું પડવાથી, તેમાંનો ચીકાસ પાણી પર તેલનાં ટીપાનાં આકારમાં ફુટી નીકલયો હતો. હમામખાનાંના રખેવાલો સમજયા કે, કાંઇ ચીકાસ પાણી પર ધોલાઇને હોજ ખરાબ થઇ હશે, તેથી તુરતજ તેઓ સંભાલથી તે ચીકાસ પાણીની સપાટી પરથી કાહાડી નાખવા લાગા. તેમ કરતાં તેલનાં ટીપાં ફુટયાં અને તેમાંથી બહુ સરસ સુગંધ નીકલવા લાગો. તે બનાવથી ગુલાબનું અતર બનાવાનો લોકોને પેહલો ખયાલ આવયો.

**૨૮૪૩ કરોલીયાઓની કેટલીક હકીકત**–આપણાં ઘરમાં વસતાં આ નાનાં ઉદયોગ જાનવરની હકીકત ખચી-

ત જાણવા જોગ છે. કરોલીયાની માદા ઘણું કરી પોતાના નર કરતાં કદે બહુ મોટી તેમજ જોરાવર હોયછે. તેણી જોડે વેહવારમાં આવતાં, નરને વારંવાર પોતાનો એકાદ પગ ભાંગી લેવો પડે છે. એક જાતના કરોલીયાઓમાંતો, માદા નર કરતાં ૧૩૦ ગણી મોટી હોયછે. કરોલયા ત્રણ જાતના તાર પોતાનાં શરીરમાંથી કાહડેછે. પેહલો જાતના તાર, જે ઘણા મજબુત હોય છે, તે તેનાં જાલાંની લંબાઇમાં કામ લાગેછે. બીજા તાર આડા નાખવા તથા શેકાર પકડવાનાં કામમાં તે વાપરે છે. ત્રીજી જાતના તાર, તે મોટા જથામાં કાહડે છે, અને ભમરા અથવા એવા મોટા શીકાર, જે માટે તેને બહુ સંભાલ લેવાની જરૂર પડે, તેવા શીકાર પર નાખેછે. એ તારમાંથી ઘણી સરસ જાતનું રેશમ બનાવી શકાય છે.

**૨૮૪૪ બરીટીશ વાહાણોના નામ**–બરીટીશ વાહાણો અને મનવારોનાં તરેહવાર નામો હોય છે, તેમાં ઘણાં સાધારણ નામ "મેરી" છે. એ નામવાલાં વાહણોની સંખ્યા બસોથીબી વધારે છે. તેથી ઊતરતું લોકપ્રીય નામ "મેરીઆન" છે; જે નામવાલાં વાહણો એકસોથી થોડાં વધુ છે. તે પછી સાહરા, જેન, અને એલીઝાબેથ નામો આવે છે. એ તો સ્ત્રીઓના નામથી ઓલખાતાં વાહણો થયાં. મરદોથી ઓલખાતાં વાહણોનાં નામમાં "વીલયમ" ઘણું સાધારણ છે. એ નામવાલાં વાહણો એકસોથી ઘણાં વધુ છે. વલી કેટલાંક વાહણોને "સાત ભાઇઓ," "બે ભાઇઓ," એવી મતલબનાં નામો આપેલાં છે. એવાં નેવયાંસી વાહણો છે. રાજકુટુંબનાં માણસો, તથા જાણીતાં રાજકુવારીઓ અને કુંવરોનાં નામ પરથીબી કેટલાંક વાહણો ઓલખાય છે. આપણા હાલના વડા પ્રધાન મી૦ ગલાડસટનનું નામ ધરાવનારાં ૬૭ વાહણો છે. મરનાર પ્રધાન લારડ બીકનસફીલડનાં

નામનાં તેર વાહણો છે. "તેલ અલકબીર" ની પ્રખ્યાત લડાઈની યાદગારી પણ, તેનાં નામના એક વાહાણથી જલ વાઇ રહી છે ઝુલુઓના રાજા સીટિવાયોનાં નામથી બે વાહણો ઓળખાય છે.

**૨૮૪૫ પારીસની શોકીન બાનુઓને થયલી એક અરજ**—પારીસની શોકીન બાનુઓને "ખરેખરી ખુબસુરત રહેવાની" અરજ એક પારીસના પત્રમાં કરવાનાં આવી છે. તેમાં લખનાર જણાવેછે કે, "નાંમાકીત ગવઇયાઓ બિઠાવન અને મોઝારટની માફક, તમો બાનુઓ પેહેરવેશની જુદી જુદી રીતીઓની સુંદર મેલવણીઓથી આખી દુનીઆને છક કરોછો, અને આખી દુનીઆ તમારાં કામની નકલ કરેછે, એ વાત ખરી છે. પણ ખોદાને ખાતર કહેવો કે તમારાં ગવનો સાથે તમોએ ગલાંથી તે કમર સુધીના ભાગ સાથે કોઠલી જેવું જે વલગાવયું છે, તેનો શો અરથ? શું તેમાં કાંઇ પરચુરણ સામાન લઇને ફરવાનું સગવડ ભરેલું વીચારવામાં આવયુંછે?" આ અને બીજા પોષાકના સંબંધમાં ફરયાદો ઉપલો ફરેનચમેન ઘણાં દુખ સાથે કરેછે, અને એક ઇંગરેજ લખનાર તે ઊંચકી લઇને પોતાની બેહનપણીઓને પણ તેમાંથી ધડો લેવાની ભલામણ કરેછે.

**૨૮૪૬ એક ઈટાલીયન નાટક જોડનાર ઉપર વીતેલો રમુજી બનાવ**—જીયુસેપ વરડી નામનો એક હયાત જાણીતો ઇટાલીયન ઓપેરા જોડનાર સવભાવે ઘણો રાંક અને એકમારગી છે. જાહેરમાં દેખાવ કરવાનું તે પસંદ કરતો નથી. થોડું કપર ટયુરીન શેહેર ખાતે એક પ્રદરશન ભરાયું હતું, તેની ભેટ લેવા વરડી છુપાં નામ અને પોષાક સાથે ગયો. ધારી શકાશે કે, તેણે પેહેલાંજ વાજીંત્રવાલા ઓરડાને

મુલાકાત દીધી. ત્યાં એક વજાડનાર એક નવાં આરગનને તપાસ લેતો હતો, તેણે વરડીને ઓલખી કાહાડયો, અને એકદમ તેનું જોડેલું એક ગીત વજાડવાનું શરૂ કીધું. આથી ગુસે થઇને વરડીએ ટોપી લઇને નાહસી જવાની કોશેશ કીધી. પણ તેટલા વખતમાં આખા ઓરડામાં ખબર ફેલાઇ કે વરડી હીઆં આવેલો છે, અને સરવે જાતનાં વાજીંત્રો ઊપર વરડીએ જોડેલા જુદા જુદા રાગો વાગવા લાગ્યા. આખા ઓરડામાં તરેહવાર જાતના રાગો મિલમ મિલા થઇને વાગવા લાગયાથી, તેમની અસર બહુજ મધુર તો ન હતી. અંતે વરડીથી પોતાની ગંભીરતા જાલવી શકાઇ નહી. અને આ હાસય જનક દેખાવ તરફ પોતાનું હસવું ખાલી કરવા તે એક ખુરસી ઊપર બેસી ગયો. હજી તો હસી રહયો નથી, તેટલાં એક હાજર થયલા માણસે તેનાં હાથમાં એક કાગજનો કરકો સેરવ્યો. તેમાં તેને જણાવવામાં આવયું હતું, કે, તમારાં શરીરનું બરાબર વજણ પાંચ મણ અને બશેર છે. વાત એ હતી કે, તે એક તોલવાનાં યંત્રની ખુરશી ઉપર ભુલથી બેસી ગયો હતો. એક દીવસમાં આવા બે ફેસતા ઘણા થાય, એવું ધારીને વરડીએ ત્યાંથી એકદમ રૂખસત લીધી અને ફરીથી તેણે ટયુરીનનાં પ્રદરશનમાં પગ મુકયો નથી.

**૨૮૪૭ નખ રંગવાનો શોખ**—પારીસમાં દાખલ થયલું છેલું ઘેલું નખ રંગવાનું છે. મુખ્ય કરીને પેહલું અને ત્રીજું આંગલું નખ રંગવાને માટે પસંદ કરવામાં આવયાં છે. આ શોખ દાખલ થયા પછી કેટલાંક ચાલાક ભેજાંએ નખ રંગવાના સંબંધમાં કાંઇ નવી નવાઇ યોજવામાં રોકાયા હતાં, અને તેમણે નખો ઉપર ખુદરતના દેખાવો ચીતારવાનું એક સાધન ગોતી કાહાડયું છે, પણ શોખીનો

ની ઇછા પોતાનાં નખો ઊપર મીત્ર, ઓલખીતા, કે પ્રેમીનો ફોટો પાડવાની છે, અને તે કામ હાલ ઘણી સંપુરણ રીતે કરવામાં આવે છે. વપડાતા રંગો કદીબી ધોવાઇ જવાની ધાસતીમાં રહેતા નથી. પણ આવી જાતના શોખ સાથે એક અડચન જોડાયલી છે, અને તે ઊપર ચીતારાનું ધયાંન ગયું નથી. તે એકે જે માણસે પોતાના હાથ ઊપરની ચીત્રમાલા જાલવવી હોય છે, તેને પોતાના નખોને ઘણી ભયંકર હદ સુધી વધારવાં પડેછે. અને જો નખ વધારવા નહી ગમતા હોય તો દોસત આસનાવોને થોડા થોડા કાપવાની દુખ ભરેલી ફરજ પડેછે.

૨૮૪૮ **એક ગાયણકારની હકીકત**—મેરીયેટા આલબની નામે એક પ્રખયાત ઇટાલીયન સ્ત્રી ગાયણકાર માટે કહે છે કે, તેણી જબરી હીમતવાન અને મરદ જેવા કદાવર બાંધાની હતી. તેણી એકવાર જરમનીની નાટકશાલામાં જલસા કરતી હતી તે વેલા, કેટલાક શાખસોએ, તેણીનું ગાયણ ભર નાટકશાલામાં વખોડી કાડ્ડી તેણીને અપમાન કરવાનો ઠરાવ કરયો હતો. મેરીયેટાને આ વાત જણાતાંજ તેઓની ખબર લેવાનો તેણીએ ઠરાવ કીધો. એ ઇરાદાથી તેણીએ મરદનાં કપડાં પેહરયાં, અને જે ઠેકાણે તેણીના દુશમનો ભેગા મલવાના હતા તયાં પોતે પણ ગઇ. તેણીનાં કદાવર કદને મરદનો પોશાક ઘણો બંધબેસતો લાગતો હતો. જેથી કોઇનો શક તેણી તરફ ઊસકેરાયો નહી. તેણીના દુશમનો એક કાફીખાનાંમાં ભેગા મલયા હતા, જયાં તેઓથ, થોડેક દુર જઇને તે બેઠી. થોડોક વખત તેઓની વાતચીત સાંભલવા પછી, તેઓ આગલ જઇ તેણી બોલી, “ ગ્રહુસ્થો તમો કોઇની મશકરી કરવાની ગોઠવણ કરતા જણાઓ છો. મને એવી ગમતનો બહુ શોખ છે, માટે તમારી ગોઠવણમાં

મનેબી સામેલ કરો તો મેહરબાની. "તેઓ બોલયા," અમે એક નાટકકારની ફજેતી કરી નાખવાના છીયે, અને તમોને તે કામમાં મોટી ખુશીથી સામેલ કરશું." તેણીએ પુછયું, પણ વારૂં, તેણીએ કાંઇ તકશીર કરી છે ?" "અચોતજ." તેઓમાંનો એક બોલયો, "તેણી" ઇટાલીયન છતાં, પોતાના સવદેશના દુશમન જરમનો વચ્ચે ગાયણ કરે છે. "તેણી બોલી, "તયારે તો તેણીને સજા થવી ઘટે છે. પણ આપણે કેવી રીતે વરતવાનું છે ?" તેઓએ તેણીને એક સીસોડી આપી, અને કહયું કે, ઇશારત થતાં તે સીસોડી તેણે વગાડવી, એટલે સઘલાઓ "હડ ધુત"ના પોકારો કરીને તે નાટકકારની ફજેત કરી નાખશે. મેરીયેટાએ તે સીસોડી ગજવામાં મારીને ચાલતી પકડી. બીજી રાતે જલસો ચાલુ થયો તે વેલા, મેરીયેટાના દુશમનો તેમાં હાજર થયા. નાટકશાલા ભરચક ભરાઈ હતી. એક બે ગાયનકારોએ ગાવા બાદ, મેરીટાનો વારો આવો. તેણીએ એક ગાયણ ગાવા બાદ, "હડધુત"ના પોકારો કરવાની ગોઠવણ થઇ હતી પણ, કેટલાકોએ અધીરા પડી જઇને, સીસોડીની નીશાનીની રાહ નહી જોતાં લાગલીજ બુમો પાડવા માંડી. મેરીયેટાએ લાગલીજ પેલી સીસોડી તેઓ સામે પકડી, અને બોલી, "ગ્રહસ્થો તમો બહુ ઊતાવલા પડી ગયા છો. આપણી ગોઠવણ મુજબ તો, હું ગાઇ રેહવા પછી, તમારે ગડબડ કરવી જોઇયે." સઘલા ચુપ થઇ ગયા, અને પછી તેણીની હકીકત જાહેર થવાથી તેણીના દુશમનો પોતે તેણીને શાબાશી આપવા મારે તાલી વગાડવા પડી ગયા; અને આખી નાટકશાલાએ તે ઊચકી લીધો. ધારવા કરતાં જુદોજ મામલો બનયો. મેરીયેટાને ખુદ તેણીના દુશમનોની ભલામણથી, લોકોએ અગયારવાર પાછી પાછી ગાવા તેડી.

૨૮૪૯ જેપાનીસ ફેરીયાઓ–જેપાનીસ ફેરીયાઓ પોતાનો ધંધો રાતને વખતેબી ચાલુ રાખે છે. જેપાનીસ લોકો, રાતે ઉંઘમાંથી ઊઠીનેબી ગમે તે વખતે પોતાને જરૂરયાતની કોઇ ચોજો ખરીદવાની ટેવ રાખતા હોવાથી, આ ફેરીયાઓને રાતે ધંધો ચલાવામાં કશો ગેરફાયદો થતો નથી. એ ફેરીયાઓ પોતાની વેચવાની ચીજોનાં નામ તરેહવાર રીતે બોલે છે, અને તેમ કરતાં ખરાં નામનો ઉચાર ફેરવીને એવો કરી નાખે છે કે, તેનો અરથ પણ સમજાય નહી. એમ કરવાનું કારણ એવું કે, કોઇબી એક ફેરયાની બોલવાની રીત બીજાને કદીબી મલતી નહી આવે તેની સંભાલ તેઓ લેય છે. તેથી એક ફેરીયાનું બોલેલું અજાણ્યા માણસ કદાચ સમજે નહી, પણ તેના હંમેશનાં ધરાકો તેને તરત ઓલખે છે.

૨૮૫૦ ખોરાક ઊપયોગી ચીનાઇ રોપાઓની અમેરીકામાં રોપણી–અમેરીકામાં, અને મુખ્ય કરીને યુનાઇટેડ સ્ટેટમાં, જુદા જુદા દેશોના રોપા ઊગાડવાના અખતરાઓ ધમધોકાર ચાલે છે. હાલમાં તયાં ખોરાક ઊપયોગી ચોનાઇ ભાજીપાલો ઉગાડવાની કોશેશ કરવામાં આવે છે. ખોરાકની જીણસ તરીકે જોતાં અને તેની કીફાયતને ગણતરીમાં લેતાં આ કામ ઘણું લાભકારક નીવડવાની આશા આપે છે. ચોખાનાં ખેતરો અને ભોનાશવાલી જગયાઓમાં આ ચીનાઇ રોપાઓ સેહલાઇથી ઉગી નીકલે છે. તેમનામાંના કેટલાકનાં વરણનો નીચે પરમાણે આપવામાં આવે છેઃ– સઊથી જાણવા લાયક રોપો લીંગર્ણીઆકો નામનો છે. તેના સવાદ ઉપરથી તેને જલ ચેસટનટ કહે છે. તેને ઊગાડવાની મેહનત બહુ થોડી પડે છે અને સખત રૂતુમાં પણ તે મરી જતો નથી. વાટર લીલી નામનો એક બીજો રોપો ખોરાક તરીકે ઘણો વપડાય છે; તેમાં આહારનું તતવ ઘણું રહે છે,

અને તેમાં મુલીઆં અને બીઆં પણ ખાવામાં લેવાયછે. તેનાં પાતરાં કાગલની માફક લપેટવાને માટે ઘણા બંધબેસતાં છે, અને તેનાં ફુલ મોટાં અને સુંદર હોય છે. બીજો ઘણો કીમતી અને ઊપયોગી રોપો ટીએહ્શુ નામે છે, અને તેને લોહોડું ચુસી લેવાનો ઘણોજ નવાઇ સરખો ગુણ છે. આ ગુણની ખુબીથી, જયારે પણ ઝાડ ખરી પડવાની અણી ઊપર આવે છે, તયારે તેનાં થડમાં લોહોડાંના ખીલા ઠોકયાં હોય તો તેના આવરદા લાંબા થાય છે. ખીલાઓ થડનાં ચોકસ ગુણોને લીધે ઝાડનો રસ બની જાય છે, અને તે રીતે તેને નવો જીવ આવે છે. ટીઆઓલાન નામે બીજો એક વીલક્ષણ રોપો છે, તેને જો જમીનમાં દાટેલો રાખયો હોય, તો તેની ઊપર ફુલ આવતાં નથી. તેને ઊએડીકાહાડીને ઘરની સીલીંગ પર લટકાવયો હોય તોજ ફુલ નીકલવા માંડે છે. છાઇશું યાને વારનીશનું ઝાડ ઘણું ચલકતું પીલું વારનીશ પુરૂં પાડે છે. આ વારનીશને છીનછાઇ કહે છે. પણ તેમાં એક ઝેરી તતવ રહેલું હોવાથી, તેને હાથમાં પકડયાથી છાગરો ઉઠી આવે છે. ચીનાએ પોતે પણ આ ઝેરથી છટકવા પામતા નથી, પણ અમેરીકનો તેના ગુણથી તદન અનજાણ્યા હોવાથી વારેઘડીએ હેરાનગતી ભોગવેછે. તેના ઊપાય તરીકે કરચલાંનું કાલજુ હાથ ઉપર મસલવામાં આવે છે અને સનોબરનાં છોલાંનો કાવો પાવામાં આવે છે. ઉપર કહેલા અને બીજા ઘણા ચીનાઇ રોપાઓ અમેરીકામાં ઉગાડવામાં આવે છે, અને તેથી દેશને અલબતાં બહુ ફાયદો થવાની આશા રહેછે.

**૨૮૫૧ હડખાંના ઈલાજના સંબંધમાં થતા અખતરાઓ**–મોંસયુ પાસટપુર નાંમનો ફરેંચ તબીબ, જે હડખાંનો ઈલાજ શોધવા પાછલ આજ ઘણું થયું લાગયો છે, તેણે

ફરાનસની સરકારને અરજ કીધાથી, તેના ઉપાયનાં અસરકારકપણા વીશે ખાતરી કરવાને તબીબોનું એક મંડલ સથાપવામાં આવયું છે. મોંસયુ પાસટયુરનો ઉપાય એ છે કે, હડખાંનાં ઝેરને ઘણી નબલી હાલતમાં લાવીને તેને કોઇબી સાજા કુત્રાનાં શરીરમાં દાખલ કરવું, કે જેથી પાછલથી તેને ઘેલા થવાનો સંભવ રહે નહી. જે પ્રમાણે શીતલાના રોગની સામે આગમજથી ઊપાય લેવાને અરથે માણસો સહીઅડ કહડાવે છે, તેવીજ રીતે મોંસયુ પાસટયુરે શોધી કાહાડેલો ઇલાજ કુત્રાઓને હડખાંના મરજના હુમલા સામે આગમજથી બંચાવની હાલતમાં મુકે છે. મજકુર તબીબોનાં મંડલના પેહેલા હેવાલ ઊપરથી માલમ પડે છે, કે મોસયું પાસટયુરનો ઉપાય, અખત્રાઓથી ફતેહમંદ નીવડયો છે. ત્રેવીસ કુત્રાઓનાં શરીરમા હડખાનું ઝેર ઉપર કહયા પ્રમાણે દાખલ કરીને મોસય પાસટયુરે તેમને મંડલીને સ્વાધીન કીધા કે તેમની ઊપર તે અખત્રાઓ અજમાવીને ખાતરી કરે. પરીણામમાં જણાયું છે કે, આ કુત્રાઓ ગમે એવાં મજબુત હડખાનાં હુમલા સામે ટકી શકે છે. તેજ પ્રમાણે ઓગણીસ નહી તઇયાર કરેલા કુત્રાઓ ઉપર હડખાનું ઝેહેર બહુ જ લદી લાગુ પડી ગયું હતું. આ બંને પરીણામો ઘણા ખાતરી પુરવક છે, તે છતાં ઊપલું મંડલ નવાજ કુત્રાઓ ઉપર બંને કીરીયા કરીને વધુ ખાતરી કરવાનો વોચાર રાખે છે. આથી મોસયું પાસટયુરના ઊપાયની સઘલી ખુબીઓ બાહેર આવશે, અને ફરેન્ચ વીદયાએ માણસ જાત ઊપર કરેલો મોટો ઊપકાર સરવ તરફથી માનય કરવામાં આવશે.

**૨૮૫૨ ધડથી છુટાં પડયા પછી ડોકાંમાં રહેતી લાગણી**—ફ્રાનસમાં ગુનેહગારોના જાન લેવાની રીત વારંવાર ગીલોટીનના ભયંકર હથીઆરથી ડોકું કાપી નાખવાની હોય

છે. આ રીત સામે મોટો વાંધો એ લેવામાં આવે છે, કે ધડથી જુદા પડયા પછી ડોકાંમાં લાગણીની શકતી રહેછે; અને તેનાં ભેજાંની ચેતન શકતી એકાએક જતી રહેતી નથી, માટે ગીલોટીનની સજા ઘણી ઘાટકી અને તેટલાં માટે સુધરેલી પ્રજાઓને નહી ઘટતી છે. ડોકામાં લાગણી અને ચેતન શકતી રહેવાની વાત આસતે આસતે વીશવાસ મેલવતી જાય છે, અને ફરાનસમાં ચાલતી ગીલોટીનની સજા દયાના કાનુનથી અટકાવવામાં આવશે, એવી આશા રાખવામાં આવેછે. ગુનેહગારોને મારી નાખવાની બીજી રીત પરૂસીક આસીડ નામનું એક ઝેહરી રસાયણી મીશ્ર પાવાની છે. પણ આ રીત પણ ઉપલાજ કાનુન પ્રમાણે જોતાં વાંધા ભરેલી છે. કારણ કે તે ઝેરની અસર થતાં જરૂર કરતાં વધુ વખત લાગે છે, અને ઘણું કરીને તેની અસર માણસ માણસપર જુદી જુદી હોય છે. વીજલીક શકતી પણ મોતનું એક સાધણ છે. પણ તે પણ જીંદગીનો પલવારમાં છેડો લાવે એમ માનવામા આવતું નથી. સઉથી સુતરો અને પસંદ કરવા જોગ ઉપાય ફાંસી દેવાનોજ છે, કારણ કે તે સજાથી મરનારની ચેતન શકતી બીજા સરવ ઉપાયો કરતાં વધારે જલદી નાબુદ થાય છે.

**૨૮૫૩ એક ઈંગરેજ ઉમરાવનાં લગનને માટે પ્રીનસ બીસમારકની પરવાનગી !**—નીચલી રમુજી વાત એક જરમન ચોપાનીઆમાં થોડુંક પર પ્રગટ થઇ છે:—ડયુક આફ આરગાઇલનો એક નાનો છોકરો એક ઓરત સાથે પરણવાને કબુલ થવાથી, પોતાની ફરજ સમજીને તે બાપની પરવાનગી લેવા ગયો. ડયુકે તેને નીચે પ્રમાણે જવાબ દીધો:—"જયારથી મારો વડો દીકરો, મારકવીસ ઓફ લોરન નામદાર માહારાણીની છોકરી સાથે પરણયો, તયારથી તે આ

પણાં કુટુંબનો વડો થયો છે. તેટલાં માટે તમે તેની મરજી પુછો. તે જો હા કહે, તો મારે કાંઇ ના પાડવાનું રહયું નથી." આથી ઉમરાવજાદો પોતાના ભાઇ આગલ ગયો; પણ તેણે જવાબ દીધો કે "હું આપણી નામદાર માહારાણીનો જમાઇ થાઊં; તેટલાં માટે મારી ફરજછે કે એ વાત તેણીનાં ચુકાદા પર હું રાખું." તેમ કહીને મારક્વીસ રાણીની હજુરમાં ગયો, પણ તે નામદારે જવાબ વાલયો કે, "જયારથી પરમેશ-વરે મારા વાહાલા પતીને મારી કનેથી છીનવી લીધો, તયા-રથી મેં ઠેરાવ કીધોછે કે કુટુંબને લગતાં કોઇપણ કામકાજ, મારા દેર ડયુક ઓફ કોબરગને પુછયા વગર મારે કરવાં નહી. હું તેને પુછાવી મંગાવીશ." ડયુક ઓફ કોબરગનો જવાબ નીચે પ્રમાણે હતો:– "તમો નામદાર જાણોછો, કે છેલાં ચાર વરસ થયાં જરમનીમાં અગતના રાજદવારી બનાવો બનયા છે, અને તેનાં પરીણામમા સઘલાં અગતનાં કામ-કાજો બરલીનમાંજ થાય છે. તેટલા માટે મારી ફરજ સમજીને આ વાત હું શેહેનશાહ વીલયમ હજુર મુકીશ. એ વાતની જવાબદારી હું મારે શીર રાખતો નથી." તે પ્રમાણે ડયુક ઓફ કોબરગ બરલીન ચાલયો, અને શેહેનશાહને પોતાની ભેટનું કારણ જણાવયું. થોડીક વાર વીચાર કરયા પછી, શેહેનશાહે કહયું કે, "હું મારાં દેશને માટે કેવી રીતે લડયોછું અને તેને માટે મેં શું શું કીધુંછે, તે આખી પૃથ્વીને જાહેર છે. તોપણ લોકોને થોડીજ ખબર છે, કે મારા કુટુંબમાં અને મારા પ્રધાનોમાં ચાલતી ગેર સમજુતીથી મારૂં દીલ કેવું ચુથાય છે. તોપણ હું કબુલ કરૂંછું, કે મારા સલાહકારોમાં પ્રીનસ બીસમારક સઊથી ડાહયો અને પોંહોચેલોછે. આ વાત તમે તેને જણાવીને ફડચો કરો." આ ઊપરથી ડયુક ઓફ કોબરગ તે મહાતમા નરને મલવા ગયો. તેણે

તેને સઘલી વાત માંડીને કહી; રાણીનો કાગજ વંચાવયો, અને શેહેનશાહના શબ્દો ટાંકી બતાવયા. બીસમારકે એક દમ જવાબ કીધો કે, "એવી બાબદમાં મારી પરવાનગી કાં જોઇએ ?" ડયુક ઓફ આરગાઇલ કે તેના છોકરા સાથે આપણને શું લાગેછ વલગેછે? જો છોકરાની મરજી પરણવાનીજ હોય, તો ભલે પરણે."

**૨૮૫૪ કોલેરાનો ફેલાવો કરનારાં સાધનો**–ડાકટર લીબરટઝ નામે એક જરમન તબીબ કોકની સંગાતે મારસેલસ તથા ટુલોં ખાતે કોલેરાના સંબંધમાં શોધ ઓલ ચલાવવાને ગયો હતો. જુલાઇ માસના છેલાં અઠવાડીઆમાં તેણે પોતાના અનુભવો બાહેર પાડતાં એવું જણાવયું હતું, કે કોલેરાની ખાશયત અને તેના ફેલાવા સંબંધી કેટલાક ભુલ ભરેલા વીચારો કેટલાંક પત્રોમાં છપાય છે. ડાકટર કોકનાં અનુમાનો તે નીચે પ્રમાણે ટુંકમાં જણાવે છેઃ–કોલેરાનો ફેલાવો ફકત શરીરને શરીર લાગવાથીજ થાય છે, અને શરીર ઊપરથી કાહાડેલાં ભીણાં મેલાં કપડાં સીવાય, બીજા કોઇબી જાતના સામાનય વસતુઓથી થતો નથી. ચેપવાલી વસતુ પીસાબમાં અને દમમાં લેવાની હવામાં રેહેતી નથી, પણ શરીરમાંથી બાહેર નીકલતા પદારથોમાં તેનું ઘર હોય છે. કોલેરાનો ચેપ ભીની હાલતમાં ઘણો અસર કરનારો હોય છે. અને સુકી હાલતમાં તે ઘણો જલદી મરી જાય છે. ત્રણ કલાક સુધી સુકી હવામાં રેહેવાથી કોલેરાના જંતુઓ મરણ પામે છે, અને એકવાર મરણ પામયા પછી ભીનાસથી તેઓ પાછાં સજીવન થતાં નથી. તોપણ વધારે સાવચેતીને ખાતર ડાકટર ડાકટર કોક એવો નીયમ આપે છે, કે ચેપની અસરવાલી વસતુઓ સુકાયા પછી છ દીવસે પાછી વપડાવાને લાયક થાય છે. કોલેરાનો મરજ ફકત પાચનશકતીવાલા અવય-

વોમાંજ ઊતપન થાય છે. તેનો ચેપ તેજ અવયવોમાં દાખલ થઇને દરદને કારણ આપે છે. વલી કાલેરાના દરદીને ફક્ત અડકવામાં કાઇ પણ ધાસતી નથી. સીવાય કે જ્યારે તેનાં પાચન શકતીવાલાં અવયવો માહેલી ચેપી વસતુ સાથે કોઇબી રીતે સમાગમ થાય. નીચલી વસતુઓ કાલેરાનો ચેપ ઘણી સેહેલાઇથી ફેલાવે છે:—ચેપવાલું પીવાનાં ઊપયોગનું પાણી, ચેપવાલું નાહવાના તથા ઘરમાં વાપડવાના ઉપયોગનું પાણી- અને ચેપવાલી ભીની અથવા પ્રવાહી ખોરાકની વસતુઓ, એ સરવમાં દુધ અને મેલાં કપડાં તથા મેલાં કપડાં ધોયલું પાણી, એ ત્રણ ચીજો ઉપર ઘણી સાવચેતી સાથે ધ્યાન આપવું જોઇએ, કારણ કે તેઓ ચેપ ફેલાવવાનાં ઘણાંજ બલવાન સાધનો છે.

૨૮૫૫ **વીદયા દેવીને મનુષ્યનો ભોગ**—પોલાંડની રાજધાણી વારસામાં નીકલતાં એક વરતમાન પત્રમાં એક ઘરાક નીચે પ્રમાણે લખી મોકલે છે:—"હું એક કુમારો પુરૂષ છઊં, મને કોઇબી જાતની સગાઇના સંબંધો અને કોઇબી જાતન- ભવીષયની આશાઓ નથી. તેટલાં માટે માણસ જાતને ઊપયોગી થવાને અરથે કાલેરાને લગતા કાંઇ પણ અખત્રાઓની કસોતી તલેથી પસાર થવાને હું કબુલ થાઊં છું. મને કાંઈ ઇનામની ઇચ્છા નથી, પણ ફક્ત એટલુંજ માંગી લઊ છું કે જ્યાં જ્યાંબી મને અખત્રાના કારણો સર બોલાવવામાં આવે, તયાંનો ખરચ મને મલે, અને જો વારસા પાછો ફરવાને હું જીવું, તો તે મુસાફરીનાં નાણાં પણ મને આપવામાં આવે. મારી ઊમર ચોવીસ વરષની છે, અને હું સારી તંદરૂસતી ભોગવું છું." આ સાથે લખનાર પોતાનું સરનામું બીડે છે.

૨૮૫૬ **દક્ષીણ આફ્રીકાનો મોટો હીરો**—દક્ષીણ આફ્રીકામાં મલેલા મોટા હીરાનું વજન ૪૫૭ કેરેટનું નીવ-

ડયું છે. રંગમાં તે કોઇબી હીંદી હીરાને ટક્કર મારે એવો છે, અને કપાયા પછી એક સંપુરણ અને રોશનીદાર બીલીયાન નીવડશે. "ડરાપ શેપ" માં કપાય, તો આ હીરાનું વજણ લગભગ ૨૨૦ કેરેટ જેટલુ થશે, અથવા "લાઝંજ શેપ" માં આશરે ૩૦૦ કેરેટ વજણમાં ઉતરશે. તેટલાં માટે આ નવું બીલીયાન તવારીખમાં જણાયેલા સરવ હીરાઓ કરતાં વજણમાં ભારી થશે. કોહીનુરનું વજણ ૧૦૬ કેરેટનું છે. રીજંટ આફ ફરાનસનું ૧૩૬ કેરેટ, અને ઓરલાફનું ૧૯૫ કેરેટ છે. કદ, રંગ, નીરમલપણું અને કીંમતમાં આ આફરીકન હીરો હાલ તરત દુનીઆમાં સઉથી અજાયબ જેવાં ખનીજ તરીકે જગયા લેછે.

**૨૯૫૭ ઓકસીજન ગાસ પ્રવાહી રૂપ કરવાની રીત**-થોડાક વખત ઉપર એવું જાહેર કરવામાં આવયું હતું, કે એટીલીન નામના રસાયણીઓને જાણીતા પદારથથી ઓકસીજન ગાસ પ્રવાહી રૂપ થઇ શકે છે. એટીલીનથી પણ વધારે સહેલાઇ સાથે સાધારણ મારશ ગાસ આકસીજનને પ્રવાહી રૂપમાં લાવી શકે છે, એવું મોંસયુ કેલેટે નામના રસાયણીએ દેખાડી આપયું છે. પ્રથમ મારશ ગાસને એટીલીનની મદદથી પ્રવાહીરૂપ કરવામાં આવેછે. આ પ્રવાહી અસથીર અને રંગ વગરનો છે. જયારે તે પાછો પોતાની વાયુ રૂપી હાલતમાં જાયછે, તયારે તે એટલી તો ઠંડી થઇ જાયછે કે તેની જોડમા આકસીજન ગાસ લાવતાં, આકસીજનની હાલત તરતજ પ્રવાહી રૂપ થઇ જાયછે.

**૨૯૫૮ રેલવેની ગાડીઓમાં વીજલીક બતી**-લીવરપુલ અને મેનચેસટરની રેલવે સડક, જે ઉપર પેહેલ વેહલેવેહલી ઊતારૂઓની ગાડીઓ ફરતી થઇ હતી, તેની ગાડીઓમાં રોશની સંબંધી નવી ગોઠવણ થઇ છે. આ ગોઠવણ

ગાડીઓમાં વીજલીક બતીઓ દાખલ કરવાની છે. વીજલીક બેટરી તથા બીજો જોઇતો સરંજામ રેલવેના એનજીન પર ગોઠવવામાં આવયો છે. વીજલીક પ્રવાહ એનજીન પરથી આખી ત્રેનમાં ફરી વલેછે, અને પાછો બેવડાઇને એનજીન પર આવી મલેછે. આ ગોઠવણથી વીજલીક બતીનું જોર જયારે જોઇએ તયારે તપાસી શકાય છે. ત્રેનની દરેક ગાડીમાં બે બતીઓ જોડે જોડ વલગેલી રાખેલી છે, એવી રીતે કે જો તેમાંની એક બુજાઇ જાય, તો બીજી તરત સલગી નીકલે.

**૨૮૫૯ શરીરની શોભા વધારવાની કોશેશ કરવામાં હદથી બાહેર જવાનાં દુખદાયક પરીણામો**—શરીરની શોભા વધારવાની ઇચ્છા, અને તે સાથે કેટલીક મગજની નબલાઇ, કોઇ કોઇ ઓરતોમાં એટલી હદ સુધી હોય છે, કે તેઓ કોઇ બી જાતનો જોખમ ખેડવાનો દર કરતી નથી. જાતજાતની કોસમેટીકોથી ચામડીને બગાડી નાખવી, બાલને રંગીને તેની ખુબસુરતીનો નાશ કરવો, અને બીજાં સેંકડો કઉતકોનાં બીજાં માઠાં પરીણામો તેઓ દેખાદેખીથી અને એક ફરજ સમજીને ખમે છે. એક અમેરીકન સ્ત્રીએ આવી જાતની મુરખાઇને લીધે પોતાની ખુબસુરતી અને તંદરૂસતીનો નાશ કીધો છે. ખુદરતે તેણીને રૂપાલો ચેહેરો આપયો હતો, પણ તે જોઇએ એટલી સફેદ ચામડી ધરાવતો નથી એવું માની લઇને તેણીએ તેમાં સુધારો કરવાનું માથે લીધું. ચેહેરાને વધારે સફેદ કરવા તેણીએ આરસેનીક (સોમલ) નો ઊપયોગ કરવા માંડયો, અને જો કે તેથી પોતાની ધારેલી નેમમાં તેણી ફતેહ પામી, તોપણ તે વસાનાંનાં ચાલુ ઉપયોગથી તેણીની તંદરૂસતી લથડતી ચાલી. અંતે તેણીએ તે મુકી દેવાની કોશિશ કીધી, જે વેલા તેણીનું જોર નાશ પામયું હતું અને તેણી પોતે મરતાં સેજમાં બંચી

ગઇ હતી. પણ તેટલાંથીજ તેણીનાં સંકટનો છેડો આવયો નહી. તેણીના ચેહેરા અને ગરદનની ચામડી તદન કાલી થઇ ગઇ, અને બાકીનાં શરીરનો રંગ પીલો મારી ગયો છે. તબીબોએ તેણીને ચોકસ દવાનો ગુણ ધરાવનારા પાણીના ઝરાઓની મુલાકાત લેવાની ભલામણ કીધી. પણ નહી તબીબની દવા, કે પાણીના ઝરાઓ તેણીની ઓએલી ખુબસુરતી પાછી લાવીશકયા, અને તેવી રીતે તે મુરખ સ્ત્રી પોતાના ચેહેરા અને તંદરૂસતી સાથે ચેડાં કાહાડીને, હવે મંડલીમાં મોહ દેખાડવાની હીમત કરી શકતી નથી.

**૨૯૬૦ ડાકણ કહેવાતી એક સ્ત્રીનાં પ્રાકરમો**-ફરાનસનાં બ્લોઆ નામે એક શેહેરમાં મીસીસ ડુવાલ નામની એક ઘરડી ઓરત ઘણી કરકસરથી એક નાનાં ખેતર ઉપર ગુજારો કરતી હતી. ગયા જુન માસમાં તેણી પડોસના બજારમાં ગઇ, તયાં તેણીને એક ડાકણ ગણાતી સ્ત્રીએ એવી ધાસતી આપી કે તારી ઉપર થોડા વખતમાં મોટી આફતો ગુજરશે. આ ધમકીથી બીહીને તેણીએ તે ડાકણને પોતાના વીસવાસ તલે લીધી. મીસીસ ડુવાલ પોતાની નવી સહીને પોતાને ઘર લઇ ગઇ, અને પાછલીએ પોતાનું કામ શરૂ કીધું. તેણીએ મીસીસ ડુવાલને એવું સમજાવયું, કે પઇસા પઇસાને ઊમેરે છે, માટે તારા સઘલા પઇસા અને નોટો વકોરામાં મુકવા. એક કામમાં બે કામ કરવા મીસીસ ડુવાલે પોતાનો દાતેલો ખજાનો બાહેર કાહાડયો, અને થોડા હજારનું કરજ કીધું, કે સરવ નાણાં થોડા દાહાડામાં બેવડાઇને તેણીને નીહાલ કરી નાખે. સઘલું રંધાઇ રહયા પછી, ડાકણે પોતાના ભોગને સમજાવયું, કે કોઇબી લાલચને તાબે થઇ તેણીએ પોતાનાં જરને આંખ ઊઘાડીને જોવું નહી. વલી તેણીને વધુ એવું સમજાવવામાં આવયું કે વકોરાનાં

કુંચી પણ ડાકણના હાથમાં રહેવી જોઇએ, કારણકે સંજોગ બનતાં તેણીને આખી રાત તેની તપાસમાં કાહાડવી પડે. વખતે દીવસે કામનાં દબાણને લીધે ડાકણને થોડા દહાડા સુધી બાહેર જવું પડયું. પણ તેટલા વખતમાં મીસીસ કુવાલને એવી તાકીદ કરવામાં આવી હતી, કે ધારેલાં પ્રાકરમની સંપુરણ ફતેહને ખાતર તેણીએ ચોકસ જાતની સફેદ ભુકી ભઠી સલગાવીને બાલવી. મીસીસ કુવાલને કાંઇ પણ શક સંદેહ હતો નહી, અને તેણીએ બોલે બોલ ડાકણનો હુકમ બજાવયો. જેવી સફેદ ભુકી ચુલામાં નાખવામાં આવી કે ધડાકો થઇને ઘર સલગી ઊઠયું. મદદ તાબડતોબ આવી પુગી, અને મીસીસ કુવાલ સખત ઇજા પામીને મરતી બચી. જણાવવાની જરૂર નથી કે, તેણીની માહાતમા સહી, તેણીને માટે આગ લાકડાં સલગાવીને રોકડ નાણું સાથે લઇ નાસી ગઇ હતી. પણ અંતે તે ડાકણ પોલીસના હાથમાં પકડાઇ, અને દારોગાએ તેણીને પોતાના વીશવાસમાં લીધી છે.

**૨૮૬૧ તેરમી સદીમાં મગરમછનો ખોરાક**–યુરોપમાં ઊપલા વરગના લોકોમાં મગરમછનો ખોરાક આગલ બહુ સાધારણ હતો. તેરમી સદીના પાછલા ભાગ સુધી યુરોપના તવંગર લોક તેને એક સવાદીષટ પકવાન તરીકે ગણતા હતા. મુખ્ય કરીને તેની પુછડી અને જીભ ચોકસ રીતે પકાવયાથી બહુ લેહજતદાર ખોરાક તરીકે લેવામાં આવતાં હતા.

**૨૮૬૨ બનાવટના ફુલોનો ફ્રાનસમાં ખીલતો ઊદયોગ**–પારીસમાં ત્રીસ હજાર જેટલી સ્ત્રીઓ બનાવટના ફુલો વેચીને પોતાનું ગુજરાણ ચલાવે છે. ફુલ બનાવરીઓની ચતુરાઇની કીંમત ગુલાબનાં ફુલની બનાવટથી થાય છે. જે સ્ત્રી ગુલાબનું ફુલ ચોકસાઇથી બનાવી શકે છે, તેણી બીજાં ફુલો બનાવવાને શકતીવાન ગણાય છે. આ ધંધામાં, ઉદયોગ

નાં બીજાં કામોની માફક, મેહેનતની વેંહચણી કરવામાં આવે છે. ફુલની કલી, પાતરાં અને બીજી ચીજો જુદા જુદા કામદારોના હાથમાં જાય છે.

**૨૮૯૩ બતી સલગાવવાની કાંડી બનાવનારૂં દુનીઆમાં સઉથી મોટું કારખાણું**–બતી સલગાવવાની કાંડી યાને મેચીઝ બનાવનારૂં દુનીઆમાં સઉથી મોટું અને સઉથી જુનું કારખાણું સવીદનમાં જોનકોપીંગ નામે શેહેરમાં છે. સો વરસની વાત ઊપર તે પેહેલ વેહેલું સથાપવામાં આવયું હતું, અને ચાલતી સદીની શરૂઆતમાં વપડાયલી નવાઈ જેવી કાંડીઓના નમુના હજુ તયાં જાલવી રાખવામાં આવયા છે. તે કાંડીઓ લાકડાંના મોટા હાથાવાલા કકડા હતા, અને તેમનો છેડો ગંધકમાં બોલયા પછી તેઓ વાપડવામાં આવતી હતી.

**૨૮૯૪ તેલથી તોફાની દરીઓ નરમ કાં પડે છે ?**–દરીઆના તુફાની મોજા ઉપર તેલ નાખયાથી તેઓ શાંત થઈ જાય છે, એ વાત ઘણા અસલના વખતથી જણાતી આવીછે. ખ્રી૦ સ૦ની ૧થી સદીમાં ઠીઓફીલાકટીઝ નામે એક ગ્રીક તવારીખ કરતા. તેલના આ વીલક્ષણ ગુણ વીશે લખતાં, તેનું કારણ નીચે પરમાણે આપેછે:– તેલની સપાતી સુંવાલી, ચીકણી, અને વલગી જાય એવી હોવાથી, જયારે હવા તુફાની દરીઆ ઊપરથી પસાર થાય છે, તયારે તે મોજાઓ ઊઠાડયા વગર સપાતી ઉપરથી સરી જાયછે. બીજી રીતે બોલયે તો, દરીઆની સરકની સપાતી પવનના કબજામાં આવતી છટકી જવાથી, મોજાઓ ઊભરતા અટકે છે.

**૨૮૯૫ મોરનાં પીછાં સંબંધી યુરોપયનોમાં ચાલતો વેહેમ**–મોરનું પીછ્ર કપટભાવીક આંખ અથવા ખણખોદીઆ જાસુસની નીસાની ગણાય છે. અસલી રોમન અને ગ-

રીક દંતકથા ઊપરથી ઊપલો વેહેમ જનમ પામયો છે, અને કવીઓ તે નીચે પ્રમાણે વરણવે છેઃ–ઈજીપતના રાજા ઓઝીરીસનો આરગસ નામે સો આંખવાલો પ્રધાન હતો. એક વેલા રાજા હીંદુસ્તાન ઊપર સ્વારી લઇ ગયો, અને રાજકારભારીઓ તરીકે પોતાની સ્ત્રી ઈઝીસ અને મુખ્ય સલાહકાર આરગસને દેશમાં રાખયાં. પોતાની સો આંખોનાં બલ વડે આરગસે રાજાની ગેરહાજરીમાં એટલી તો સતા અને જોર મેલવયાં, કે તેણે રાણીને એક બંધયાર કીલામાં કેદ કરી અને પોતાને ઇજીપતનો રાજા જાહેર કીધો. દેવતાઓના વડા જુપીટરે મરકયુરીને એક મોટાં લશકર સહીત આરગસની સામે મોકલયો. લડાઇમાં આરગસ કેદ પકડાયો, અને તેને ગરદન મારવામાં આવયો. આ ઊપરથી દેવતાઓની રાણી જુનોએ આરગસનું સ્વરૂપ ફેરવીને તેને મોરમાં બદલી નાખયો, અને તેની સો આંખોને તેની પુંછડીમાં જડી લીધી.

**૨૯૬૬ માણસના બાલનો વેપાર**-ઇંગલંડમાં વપડાતા બાલ પચાસ ટકા જરમનીથી આવે છે. બાલનો વેપારી ઘણું કરીને ડચમેન હોય છે અને તે એક ગામથી બીજે ગામ અને એક શેહેરથી બીજે શેહેર બાલની શોધમાં ફરે છે. વેપારીઓ અને તેમના ઘરાકો ઘણું કરીને એકમેકને ઓલખી રહેલાં હોય છે. વરશમાં એકવાર બાલનો વેપારી એકેકાં ઘરાકની મુલાકાત લે છે. તેનું ઘરાક, એક જરમન ઓરતની છોડી, પેહેલાં પોતાના બાલ છોડે છે. તે નરમાસ અને નાજુકાઇથી બાલ હાથમાં લઇને તપાસે છે. જરમનોના બાલ નરમ, રેશમ જેવા, ચલકતા અને લાંબા હોવાથી, તેમના ભાવ બજારમાં વધારે ઉપજે છે. સાટું નકી થયા પછી, વેપારી લાંબા બાલો કાંસકીમાં લઇને

કાપી લે છે, તથા બાકીના ટુંકા બાલો રહેવા દે છે. એવો એક કાપણીમાં ત્રણથી ચાર આઊંસ જેટલા બાલ ઊતરે છે, અને તે ગરીબ છોડીને દોહોડ રૂપીઓ મલે છે. બીજે વરશે ફરીથી એક વાર વેપારીની કાતર ઊગેલા લાંબા બાલને કાપી લઇ જાય છે, અને એ પ્રમાણે તે અને તેના ઘરાક વચેનો વેહવાર જાથુક ચાલુ રહે છે. જરમની સીવાય હોલંડ, સ્પેન, ઇટલી, અને ફરાનસમાં પણ બાલનો સારો જથો પેદા કરવામાં આવે છે. કાબરચીત્રા બાલ ઘણા મોઘા હોય છે, પણ સફેદ બાલનો ખરચ સઉથી વધારે થાય છે.

**૨૮૬૭ ચીનાઓની કેટલીક કેહેવતો**—દેશ દેશની કેહેવતો, લોકોની પોતાની સંસારી યા રાજદવારી હાલત ઊપર આધાર રાખે છે. વેપારી પ્રજાઓની કહેવતોમાં હીસાબ અને ગણતરીના શબદો વધારે સંભલાશે, અને લડાયક લોકોની કેહેણીઓમાં કજીઆ ટંટા અને મારફાડની ઊપમાઓ મોટી જગયા રોકશે. ચીનાઓની કહેવતો, ઉપલા નીયમ પ્રમાણે, તેમની સામાનય રીતની ચાલ ચલણ અને વીચાર કરવાની રીત વીશે સારો ખયાલ આપશે; અને તેમાં થોડીક નીચે પ્રમાણે છે:—"જેમ વાસણનું પાણી તેનાં ઘાટ પરમાણે પોતાનો આકાર લે છે, તેમ એક ડાહયો પુરૂષ પોતાની હાલતને અનુસરતો થઇ જાય છે;" "એક પલની ભુલ આખા જનમ સુધી અફસોસ કરાવે છે;" "જયાં સુધી જડ છે તયાં સુધી ઘાસ ઊગવાનું" (ચીનમાં કોઇ ફીતુરીનાં આખાં કુટુંબને પાયમાલ કરવાનું આ કારણ આપવામાં આવે છે;) "ઘસારા વગર ઝવેર ચલકતું નથી, કસોટી વગર માણસ ઘડાતું નથી;" "જયારે બારૂં સુકાય તયારે માછલી દેખાય" (જયારે હીસાબના બંને પાસાં નકી થાય તયારે નફો માલમ પડે;) "જે ઝડપથી ગલી

જાય તે થોડુંજ ચાવી શકે" (શીખવાના સંબંધમાં;) "તરસીઆ થાઓ તે અગાઉ કુવો ખણો" (અકસમાતો સામે આગમચથી તઇયાર થઇ રેહેવો;) "ભરેલું પેટ ભુખનું દુખ નહી સમજો; "ઇંડાં બંધયાર છતાં અંતે પીલાં તો નીકલવાનાંજ" (ખુન છુપું રહે નહી;) "ગાય ખોઇને બીલાડી જીતવી" (કોરટ દરબારે જવાનાં પરીણામ;) "તેની માટીની વાડકી સાથે મારૂં ચીનાઇ પયાલું હરીફ થશે નહી" (ધીકારથી;) "ઊછીકાં નાણાંથી વખત ટુંકો થાય છે, બીજાંની ચાકરીથી વખત લાંબો થાય છે;" "જેના કાન કોઇ કોઇ વાર બેહેરા નહી થાય, તે માણસ રાજ કાજને માટે નકામો;" "મોટાં પક્ષીઓ નાનાં દાણાં નહી ખાય" (મોટા માનડરીનો નાની લાંચથી નહી ધરાય;) "જે સરેષટ થવાની નેમ રાખશે, તે મધયમપણાથી ઉપર રેહેશે; જે મધયમ થવાની નેમ રાખશે, તે તેટલો પણ નહી રહેશે;" "સઉથી સારૂં એ કે માન પામવું, તેથી ઉતરતું એ કે પ્રીતી ભોગવવી; ધીકારવું ખરાબ છે, પણ હલકા ગણાવું તેથી પણ નબેતર છે;" "મરદના શબદો તીરની માફક નેમ તરફ સીધા જાય છે; સ્ત્રીના શબદો એક ભાગેલા પંખા જેવા છે;" "સારા ઘોડાને એક ફટકો, દાહયા માણસને એક ટુંકારો;" "સરપને પગ આપવા" (વાત ચીતની બાબદ ફેરવીને બકબકારો લંબાવવો;) "માણસની જીંદગી પુરી પાધરી સો વરસની પણ નથી, તોપણ જાણે હજાર વરસ જીવવાનો હોય તેવી રીતે તે દુખી અને ચીંતાતુર થાય છે;" "કુદરતથી સરવ માણસો સરખાં છે; કેલવણીથી તેઓ તરેહવાર રીતે જુદાં પડી જાય છે;" દરેક માણસે પોતાનાંજ આંગણાં આગલનું બરફ સાફ કરવું, પડોશીનાં નલીઆં ઊપરને ઠાર કાહાડવાનું તેનું કામ નથી."

**૨૮૬૮ આટો સોજો રહેવાને માટે જોઈતી સંભાલ**-આટો સોજો રહે એમ કરવાને માટે નીચલી બાબદો ઊપર ધયાન આપવું જોઇયે. અનાજ સુકો અને કઠણ હોવો જોઇયે, અને ઘણી સંભાલથી તેનાં છલતાં સાફ કરીને, આટાને માટે વપરાવો જોઇયે. ઘંટીમાંથી બાહેર નીકલયા પછી આટાને ચાલણીથી ચાલવો, અને ગરમી અને ભીનાસથી તેને જેમ બને તેમ અલગો રાખવો. એક વાર દલાયલો આટો લાંબો વખત સોજો રહી શકતો નથી. બે વાર દલાયાથી અનાજનાં સઊથી પુષ્ટીકારક તત્વો થુલાંમાંથી છુટાં પડે છે. આ આટો ઘણી સારી હાલતમાં રહી શકે છે. આટાને ગરમ અને ભીની હવાથી દુર રાખવો એ મોટી જરૂરનું છે. ફરાનસમાં લશકરી ખાતામાં આટાને ફીલામાં ભરી રાખવાને માટે હવાં પેવસ નહી થઇ શકે એવી ધાતુની બંધબસત પેટીઓ વાપરવામાં આવે છે.

**૨૮૬૯ નવાઈ સરખાં લગન**-ટામસ ગી નામે એક જાણીતા અંગરેજ માટે કહેછે કે, તે બે માતબર કુંવારી બઇઓના ઘરમાં બાવરચીનું કામ કરતો હતો. દેખઇતી રીતે ચાકરી ઘણી સારી હતી, કારણકે થોડા વખતમાં ટામસ ગબ્બર થઇને ચાકરી છોડવા તઇયાર થયો. તોપણ આ વાતથી તેની બાઇઓને ધાસકો પડયો. તેની ખુટ પુરવી સેહલ નહી થશે એવી તેમની ખાતરી હતી. ઘણી મસલત પછી એક દીવસે તે બે બાઇઓએ ઘંટ વજાડીને ચાકરને બોલાવયો. "ટામસ, તારા જવાથી અમને ઘણો ખેદ થશે." એક બાઇ બોલી, "ખચીત તારા વગર કેમ ચાલશે તેની અમને સમજ પડતી નથી." "ઉપકાર થયો બાઈ," ટામસે જવાબ દીધો; "પણ મારી ધારણા પરણીને સંસારમાં પડવાની છે." ચાકર બાહેર ગયા પછી, મસલત ફરીથી શરૂ

થઇ, પાછો ઘંટ વાગો અને ટામસ હાજર થયો. "અમારી ઘણી મરજી છે કે તમે નહી જાઓ," એક બાઇ બોલી, "અને જો તમે રેહવાને કબુલ કરો, તો હું નહી તો મારી બેન તમારી સાથે પરણવાને ખુશી થઇશું." ટામસે વીચાર કીધો, અને તેમનો ઉપકાર માનીને કહ્યું કે "મીસ એમા સાથે હું પરણીશ." મીસ એમાએ હા કહેવાથી લગનનો દીવસ ઠેરવવામાં આવયો. ઠેરવેલ દીવસે તેમને દેવલમાં લઇ જવા ગાડી આવી. ટામસે બાઇઓને માંહે બેસાડયાં અને બારણું બંધ કરીને કોચબાકસ ઊપર બેસવા ગયો. "કયાં જાવોછો, ટામસ," મીસ એમા બોલ્યાં. "કોચબાકસ ઉપરાં બેસું છું, બાઇ. હાલ તરત તયાંજ મારી જગ્યા છે. પરણ્યા પછી, ખુશી અને મગરૂરીથી ગાડીની અંદર જગ્યા લેઇશ." ટામસ કોચબાકસ ઊપર બેઠો, અને દેવલ તરફ હંકારયું. પરણ્યા પછી, પોતાને જેમ આવડયું તેવી રીતે બાઇડીને તેણે સુખમાં રાખી. તેણીનાં મરણ પછી, તે યુરોપમાં મુસાફરી કરવા ગયો, અને ચીત્રો ઇતયાદી હુનરની ચોજો ખરીદ કીધી—એટલા માટે નહી કે તે ચીત્રો પારખનારો ખાં હતો, પણ એટલા માટે કે તેને મનસે એક ગરહસથ તરીકે તેમ કરવાની તેની ફરજ હતી. તેવાજ ખ્યાલથી તેણે સારા સારા ઘોડાઓ પણ ઊધારયા હતા.

**૨૯૭૦ માખીઓનો ત્રાસ દુર કરવાનો ઊપાય**—મોસયુ રાફરડ નામે વનસ્પતી વીદયાનો એક અભ્યાસી, માખીઓનો ત્રાસ દુર કરવાના ઉપાય તરીકે એરંડીનો રોપો ઓરડામાં રાખવાની સુચણા કરે છે. તેણે કરેલા અખત્રા ઊપરથી ધારી શકાય છે કે, એરંડીનાં પાતરાંમાં ચોકસ એવા ગુણો રહેવા જોઇયે કે જેથી માખીઓ અને બીજાં જીવજંતો તેના સમાગમમાં આવતાં મરણ પામે છે. એરંડીનો રોપો

ફરાનસમાં સનગાર તરીકે ઓરડાઓમાં સાધારણ રીતે રાખ વામાં આવે છે. કારણકે હવા અને રૂતુના ફેરફાર સામે તે ઘણી સારી રીતે ટકી શકે છે. એરંડીનો રોપો સાધારણ અને સઘલે ઠેકાણે ઉગી શકે એવો હોવાથી, લીલી માખો અને બીજાં જીઃજંતોની સામે ઉપાય તરીકે તેને અજમાવયો હોય તો તે ઉપયોગી નીવડશે, એવી આશા રાખવામા આવે છે.

**૨૮૭૧ અજાયબ જેવા પોપટો**—મી० ડેવીસ નામે-ડબલોનનો એક રહેવાસી પોતાના બે પાલેલા પોપટોની શકતી વીશે ઘણો ધયાન ખેંચનારો હેવાલ આપે છે. એકને વીશે તે કહેછે કે, "તે પોતાના ધણીની માફક સ્પષ્ટ રીતે શબ્દો ઉચ્ચારે છે, હસે છે, ઠાંસે છે, અને જે પણ સાદ તે સાંભલે તેની નકલ કરી શકે છે. શું કહેવું અથવા કરવું તે વીશે તે વીચાર કરતો લાગે છે, અને મારી ખુશાલી અથવા દલગીરીની લાગણી મારા ચેહરાની ઉપરથી પામી શકે છે. જો તે મારાં ધુટન ઉપર બેઠો હોય અને હું તેની ઉપર ધયાન નહી આપતો હોઉં, તો તે મારી આંગલી ચાંચમાં પકડીને પોતાનું માથું નીચું નમાવીને કહે છે, "ખજવાલો સાહેબ." તેનું માથું ખજવાલવાથી તે ઘણો ખુસી થયલો દેખાય છે. સવારના જયારે તેનો ખાવાનો વખત થાય, તયારે તે કહેશે, "સાહેબ મેહરબાન; ચાલો, પોપટજી, જમવા ચાલો." બાહેરથી ઘર આવતાં તે મને "ભલે આવયા સાહેબ," કહીને માન આપે છે. પણ સઉથી હસવા જેવું અને રમુજી એ છે કે, કોઇ બીજાં પક્ષીને બુમ પાડતાં સાંભલીને તે તેને ધમકાવીને કહે છે, "તું બુમ કેમ પાડે છે, લુચ્ચા?" પણ મી० ડેવીસનો એક બીજો પોપટ, જે હમણાં હઇયાત નથી, તેની મજબુત હેતની લાગણી અને ચોકસ યાદદાસત

વધારે નવાઈ જેવાં છે. "એક સાંજે" મી૦ ડેવીસ કહે છે, "મારાં ઘરને ત્રીજે માલે એક ખુલી બારી આગલ હું બેઠો હતો, અને પોપટ ઊંબર ઉપર અહીં તહીં છુટથી ફરતો હતો. ઊંબરની કોરની ઘણો નજદીક જવાથી તે મોહલામાં નીચે પડી ગયો. મેં તેને સહીસલામત નીચે ઉતરતાં જોયો અને ઉતાવલથી તેને પકડવા હેઠલ ગયો. પણ તેટલા વખતમાં કોઇ પડોસી જે તે પક્ષીની કીમત સમજતો હતો, તે તેને ઉંચકી લઈ ગયો હતો, અને મને તેનો પતો લાગયો નહી. જાહેર ખબરો અને મોટાં ઇનામો વગેરે મેં છપાવયાં, પણ ફોકટ. નવ મહીના ગયા પછી મારા એક મીત્રે એક દુકાન આગલથી પસાર થતાં એક ચોંકાવનારા રાગનો અવાજ સાંભલયો. મારા પોપટને મેં ચોકસ રાગો શીખવયા હતા, અને મારો મીત્ર તે વીશે જાણીતો હોવાથી તેણે મને તેનો પતો મેલવી આપયો. એક દુકાનદારના સવાધીનમાં હાલ તે હતો. મેં તેની આગલ જઇને, પોપટ સાથે વાત ચીત કરી તેની ખાતરી કીધી કે તે મારોજ પોપટ છે. તેણે મારો નાનો મીત્ર પાછો આપવા ના પાડીને કહયું કે એક ખલાસીએ તેને પંદર રૂપયે વેચાતો આપયો હતો. દુકાનદારને તેટલા પઇસા આપવા માંગયા છતાં તેણે પોતાની હઠ નહી છોડવાથી મેં તેને પોલીસ કોરટમાં ઘસડયો. કોરટમાં પોપટનાં પીંજરાંને કપડાંમાં વીટાલેલું હાજર કરવામાં આવયું. કપડું કહાડી નખાવીને હું પીંજરાં આગલ ગયો, અને બારણું ઉઘડાવીને મેં પોપટને બાહેર આવવા કહયું. ઝડપથી પોપટે બાહેર આવીને મને હેતથી ચુમી દીધી. મેં તેને મારાં આંગલાં ઉપર બેસાડીને કેટલાક સવાલો પુછયા અને તેમના જવાબો આખી અદાલતની અજાયબી અને રમુજ વચ્ચે, તેણે ઘણી ચોકસાઇથી આપયા. માજીસત્રેટની મારી સચ્ચાઇ

વીશે પકી ખાતરી થઇ, અને ઘણી ફતેહ સાથે મારી આંગલી ઉપર બેસાડીને હું તેને ઘર લઇ ગયો."

**૨૮૭૨ અલાસકાનાં ઇનવીટસ લોકોની કેટલીક રીતભાતો**–ઊતર અમેરીકાની ઉતર પુરવે આવેલા અલાસ્કા નામના અપ્રસીધ દીવપકલપની એક જંગલી જાતની કેટલીક રીતભાતો ધયાન ખેંચનારી છે. ઇનવીટ નામે એક જંગલી જાત અલાસકાના કીનારા ઊપર વસે છે, અને તેના વસવાટની કેટલીક રીતીઓ એટલી તો કઢંગી છે, કે સુધરેલી દુનયામાં જલવાતા તંદરૂસતીના કાનુનો આ માણસોને લાગુ પડતા નહી હોય, એવું કોઇ સેહેજ વીચારે. તેમનાં ઘરો સમુદ્રની એટલી તો નજદીકમાં બાંધેલાં હોય છે, કે તુફાનો અને ભરતીથો તેઓ વારે ઘડીએ તણાઈ જાય છે, અને માંહે રહેનારાઓને દીવસો સુધી છાપરાં ઉપર બેસી રેહવું પડે છે. તોપણ ઇનવીટ લોકો જેટલા જમીનવાસી નથી તેટલા જલવાસી છે. તેમની ચામડાંની બોટ, અથવા જેને "કાયક" કહે છે, તે ચલાવવામાં નાનાં નાનાં બાલકો વટીક અનુભવ ધરાવે છે. તુફાન થતી વેલા એ ઇનવીટો પોતાની કાયકોને કીનારા તરફ હંકારી લઇને, તેમને એક બાજુ પર નમાવે છે, અને ચોકસ ગોઠવણથી પોતાનું માથું અને ખભાં સુધીના શરીરના ભાગો બંચાવેલા રાખે છે. એવી રીતે વારે ઘડીએ ચારસો યા પાંચસો મોટાં કુટુંબો પોતાની કાયકોમાં સુઇ રહે છે, અને તેમના હાથો અને પગોજ બાહેરના જોનારની નજરે પડવાથી, વગર માથાં અને ખભાનાં નાગાં માનવીઓ વીચીત્ર રીતે હાલતાં જણાય છે. એક ઇનવીટ જવાનની મુખ્ય કેલવણી એ કે, પોતાનાં શરીરને થંડી અને સરદીમાં ખરતલ બનાવવું; અને વલી ઘરડાં માણસોને પણ

તેમ કરયા વીના છુટક રહેતો નથી. શરીરને પાણીથી ધોવું યા કોઇબી રીતે સાફ રાખવું, એ ઇનવીટોનો નીયમ નથી. કોઇ કદાચ તેઓ મોટો આતશ સળગાવીને તેની આસપાસ નાચે છે, અને છેક પરસેવે ગરકાવ થયા પછી પોતાની ચીકણી ચામડી સાથે પાણી ઘસડીને ફીન કાહાડે છે, અને તરત સમુદ્રમાં યાહોમ ઝોંકાવે છે. આટલી ફુવડ રીતભાતો ધરાવવા છતાં તેઓ પોતાના હથીઆરો અને કાયદો ઘણીજ સારી હાલતમાં રાખે છે. ખોરાક તેઓ પકાવીને ખાતા નથી. જે પાણીમાં તેઓ માછલો સાફ કરે છે અને કચરો નાખે છે, તે પાણીનાં ખાબોચીઆં તેઓ સ્વચ્છ પાણી કરતાં વધારે પસંદ કરે છે, અને જયારે તેઓ સમુદ્રમાં ફરતા હોય છે, તયારે તાજાં પાણીને બદલે દરીઆનુંજ પાણી વાપરે છે. જંગલી જાતોની જીંદગીમાં ફુવડાઇ અને ખરતલપણું સાધારણ છે, પણ વગર ઇજાએ ખારૂં પાણી જાથુક પીનારા ઇનવીટો સરખા લોકો, જંગલીઓની તવારીખમાં અસાધારણ દાખલો છે.

૨૮૭૩ અજાયબ જેવો સવપનો—બોસટન કુરીઅર નામે એક પત્ર નીચલી વાત આપે છે:—આ ચમતકારીક અને ભેદ ભરેલા બનાવે બોસટનનાં લોકોમાં મોટી ચરચા ફેલાવી છે. પણ અજાયબ અને અસાધારણ હોવા છતાં તેની સચાઈ ઘણી સતાવાર રીતે ચોકસ થઇ છે. ઘણાજ થોડા વખતની વાત ઊપર એક જવાન જાણીતો ચીતારો, વખણાયલા મી૦ ઇઝરડની મુલાકાતને માટે નોતરવામાં આવયો હતો. તેના વપરાસને માટે એક મોટો સુંદર ઓરડો આરાસ્તે કરવામાં આવયો હતો. ત્રણ દીવસ સુધી તેણે ઓરડાની માલેકી ભોગવી, અને ત્રણે દીવસોપર તેણે એક ઘણોજ ખુશકારક, પણ એક બાબદ

માં ઘણોજ કમકમાત ભરેલો, સ્વપનો જોયો. કદાચ તે સ્વપનો નહી, અને ખરેખરો બનાવ પણ હોય એવું તે ચીતારો માને છે. તેણે એવો સ્વપનો જોયો, કે કોઇ માણસ તેના ઓરડામાં દાખલ થવાથી તે એકાએક જાગી ઉઠે છે. આસપાસ નજર કરતાં આખો ઓરડો રોશનીથી ભભુકદાર જણાય છે, અને બારી આગલ એક ભપકાદાર સ્ત્રી બાહેર કાંઇ ચીજ નાખી દેતી હોય તેવી ઢબમાં ઉભેલી છે. તરત તેણી પોતાનો ચેહેરો ચીતારા તરફ ફેરવીને ઉભી, અને જોનાર પુરૂષ તેણીનો ખવીસ લાગણીઓથી વીકરાલ બનેલો ચેહરો જોઇને એટલો તો હેબતી ગયો, કે તેનાં ધયાનમાંથી તે પલવાર પણ દુર થયો નહી. પોતાને ઘર પાછો ફરતાં ચીતારાએ તે ચેહેરાની આબેહુબ નકલ દોરી, અને તે એટલો તો ધાસ્તીકારક છે કે દરેક જોનાર તેથી કમકમયા વીના રેહતો નથી. થોડા દીવસો પછી ફરી એકવાર તે ચીતારો મી૦ ઇઝરડની મુલાકાતે ગયો. તે ગરહસથે તેને પોતાનાં કુટુંબનાં કેટલાંક અસલી ચીત્રો દેખાડયાં, અને તેઓમાં ચીતારાએ પોતાની મોટી અજાયબી વચ્ચે તેના સ્વપનામાં દેખાયલી સ્ત્રીને જોઇ-ફરક એટલોજ, કે ચીત્રમાંની સ્ત્રીનો ચેહેરો કાંઇબી રીતે વીકરાલ નહતો. તે તરતજ બોલી ઉઠયો, “ આ બાઇ મારા જોવામાં આવેલી છે. ” “ખચીત ? ” મી૦ ઇઝરડે હસીને કહયું; “તેમ બનવુંજ અશકય છે. આ બાઇને મરી ગયાને સો વરષ થઇ ગયાં. મારા બપાવાના બાપની તેણી બીજી બાયડી હતી, અને કુટુંબને તેણીએ ઘણી નાલિસીમાં લાવી મુકયું હતું. પોતાના વરની મીલકતનો વારેસ તેણીના પોતાના છોકરાને કરવાને ખાતર તેણીએ પોતાના સાવકા છોકરાને મારી નાખયે

હતો. તે કમનસીબ છોકરો બારી ઊપરથી પડીને મરી ગયો હતો, અને તેમ થવામાં તેની મત્રાઈનો હાથ હતો, એવો મજબુત શક તેણી ઉપર ગયો હતો." આ ઊપરથી ચીતારાએ પોતાનો ત્રણ રાતનો અનુભવ મો૦ ઇઝરડને જણાવયો, અને પોતે દોરેલું તે સ્ત્રીનું ચીત્ર મંગાવીને, અસલ ફોટો તથા તેની પોતાની નકલ વચે ઘણું અતલગનું મલતાપણું દેખાડી આપયું. આ નકલનો ફોટો લેવામાં આવયો છે, પણ તેનો કમકમાત ઉપજાવતો ચેહેરો ઘણો નાખુશ દેખાવ આપે છે.

**૨૮૭૪ કાલેરાને આગમજથી અટકાવવાને માટે લેવા જોઈતા ઊપાયો**–કાલિરાનો રોગ ફેલાયો હોય અથવા ફેલાવાની ધાસતી આપતો હોય એવી રૂતુઓમાં સેજ પણ શક ભરેલી નીસાનીઓના કેવી રીતે ઊપાયો લેવા તે વીશે નીચલી સુચણા, આયરલંડની "કીંગસ કોલેજ ઓફ ફીઝીશીઅનસે" બાહેર પાડી છેઃ–જે માણસ ખાવા પીવામાં અંદાજો જાલવનારો અને ધારા પ્રમાણે ચાલનારો હોય, તેણે પોતાની રેહેવાની રીતભાતમાં કાંઇ પણ ફેરફાર કરવો નહી. સઘલી જાતનું બેઅંદાજપણું અટકાવવું જોઇયે, અને મુખય કરીને દારૂનો ઊપયોગ બહુજ મધ્યમસર થવો જોઇયે, કારણકે સાધારણ અનુભવ ઊપરથી માલમ પડયું છે, કે અમીતાહાર માણસો ઘણાજ ઘાતકી કાલિરાના વારેઘડીએ ભોગ થઈ પડે છે. જે ખોરાકની બદહજમીઅત થતી હોય તેવો ખોરાક બનતાં સુધી વાપડવો ન જોઇએ, અને મુખય કરીને કાચાં, ઉતરી ગયલાં, અથવા બગડી ગયલાં ફલોને હાથજ લગાડવો નહી. તેજ પ્રમાણે સેજબી બગડેલું માંસ યા માછલી નહી ખાવી. પીવાના વપડાસનું પાણી ઉકલયા પછીજ વાપડવું, અને

દુધમાં પણ રોગીષ્ટ પાણીનો ભેલ હોય તેની અસર દુર કરવા, તેને પણ ઊકાલીને કામમાં લેવું જોઇએ. પેહેડવાનાં કપડાં સાફ રાખવાની મોટી સંભાલ લેવી. અને રૂતુ અને હવાને બંધ બેસતાંજ કપડાં રાખવાં. સઘલી જાતની નબલાઇ ઊપજાવનારાં કારણો દુર કરવાં જોઇએ, જેવાં કે હદથી વધારે અથવા લાંબી ચાલુ રહેલી થાક અને અપવાસ; બંધીઆર હવામાં રેહેવું; ભીની અથવા ખરાબ જાતની હવામાં ફરવું હરવું. જ્યારે કોલેરાનો રોગ આસ પાસ ફરી વલયો હોય, તયારે નીચલીમાંની કોઇપણ માંદગી શરૂ થતાં તબીબની સલાહ એકદમ લેવીઃ-૧, અતીસાર; ૨, ઊલતી; ૩, પેટમાં દુખારો; ૪, પગમાં દુખારો અથવા આંકડાં. તબીબની મદદ આવી પુગે તેટલાં દરદીને તરત સુવાડવો, અને તેનાં શરીર અને હાથ પગોને ગરમ રાખયા કરવા. જો ઊલતી વધારે થતી હોય, તો પેટ ઊપર રાઇની મોટી પોલટીસ મુકવી. જો આંકડાં આવતાં હોય, તો જોરથી હાથ પગો મસલયા કરવા. ગરમ બરાનડી અને પંચનું મીશ્ર થોડે થોડે વારે દરદીને આપયા કરવું, અને તેનો ખોરાક ચોખાનો, અથવા તજ અને બરાનડી સાથે મેલવેલાં દુધનો, અથવા દુધની આરારૂત કાંજીનો રાખવો જોઇયે. જેબી વાસણો દરદીનાં હાથમાં ગયાં હોય તેમને સાફ કરવા માટે નીચલું મીશ્ર વાપડવુંઃ-સલફેટ ઓફ આયરન, એક આંઊંસ; કારબોલીક આસીડ, પા આંઊંસ, પાણી એક પાઇંટ. જે બીછાણાં ઊપર દરદી સુતો હોય અને જે કપડાં તેણે પેહેડયાં હોય, તેમનો બાલીને નાશ કરવો જોઇએ.

**૨૮૭૫ હવાઇ મેજબાની**–થીઓડોર હુક નામે પ્રખ્યાત મશકરા માટે કહે છે કે, એકવાર નવાઈ સરખી રમુજથી, તેણે એક એકમારગી સ્ત્રીનું ઘર, ધામધુમથી ગજાવી મેલયું હતું. તેણે એક ઠરાવેલે દીવસે, તરેહવાર ધંધાદારોઓને તેમના ધંધાને લગતાં કામને કારણે તે સ્ત્રીને નામે તેડાવયા હતા. ત્રણ મીત્રોની મદદથી, તેણે એ નોત્રા ચીઠીઓ, કારડો તથા વરતમાન પત્રોની જાહેર ખબરો મારફતે મોકલયા હતાં. તે મુજબ સરવ ભેગા મલે તેની થોડો વખત આગમજ, તે પોતાના મીત્રો સહીત તે સ્ત્રીનાં ઘરની સામેનાં એક ઘરમાં જઇને બેઠો. થોડાવારમાં કેટલાક મજુરો તે ઘેરનું બારણું ઠોકવા લાગા; અને દાસીએ તેમને કારણ પુછતાં બોલ્યા કે, અમને ઘેર સાફસુફ કરવા માટે તેડયા છે. તેઓની સેવાની કશી જરૂર નથી, અને તેઓ ઘર ભુલયા હશે, એમ તેઓને કહીને કાહાડવાની દાસી વેતરણ કરતી હતી, તેટલા તો કેટલાક કેકવાલાઓ મોટાં દશ દશ ગીનીની કીંમતનાં લગ્નના કેક લઇને આવી ઉભા. પેલી દાસી તો બીચારમાંજ પડી કે, તેણીની બાઇએ મોટી ઉમર કુંવારાપણામાં કાહડી હતી, અને લગ્નનો તેણીને વીચારબી નહી હતો, ત્યારે આ લગ્નનાં કેક અને મજુરોની ધામધુમ તેણીનાં ઘર આગલ શા માટે થઇ હશે. તેણીનો અજાયબી પુરી થાય તેટલાં તો, બે તબીબો આવી લાગા, જેઓને હુકે પેલી સ્ત્રીને વયાવાડવાનાં કારણે તેડયા હતા. તેમની પાછળ બે દરજાદાર ધરમગુરૂઓ આવી લાગા, અને તેણીની મરણ કીરયા કરવાનું પોતાને નોતરૂં થયલું જણાવયું. થોડે થોડે વારે તરેહવાર ધંધાદારીઓ પોત પોતાના ધંધાનાજ કારણે આવી લાગા. કોઇ ઊંચાં વેલીંગટન બુટ, કોઇ સુંદર રેશમી રૂમાલો, અને કોઈ જાત જાતનાં અતરો લેઇ આવી ઉભા.

તેઓની ગરદીથી મોહલો ભરાઇ ગયો હતો, તેવામાં વલી લંડનનો લારડ મેયર અને કેટલાક અમીર ઉમરાવોની ગાડી આવી લાગી, જેમને પેલી બાઇનાં કલપીત લગ્નમાં ભાગ લેવાને નોતરૂં થયું હતું. પણ તે માનવંતા મેહમાનોની ગાડીને ભીડમાંથી રસ્તો મલી શકયોજ નહી. હુક પોતે પણ આ દેખાવથી હવે તો ગુંચવણમાં પડયો. તેની મશકરી આટલી બધી હદ સુધી જશે, એવો તેને વીચાર નહતો. અંતે પોલીસની મદદથી આ સઘલી ભીડ નરમ પાડવામાં આવી, અને સઘલાઓ પોતાને ઠગાયલા જાણી ફફડતા ચટકતા પોતાને મારગે ચાલી ગયા. કોઈ પોતાનો માલ વેચવાની ઉલટમાં અને કોઇ જયાફત ભોગવવાના ઊમંગમાં આવ્યા હતા, પણ પાછા ફરતી વેલા તેમનાં મનની હાલત નયારીજ હતી. પેલી એકમારગી સ્રીને આ ગડબડથી કેવું લાગું હશે તેનો આપણે વીચાર કરયે છીયે, ત્યારે બેશક હુકની મશકરી ગમે એવી રમુજી છતાં આપણે પસંદ કરીશું નહી.

**૨૯૭૬ દરીઆમાં કયારે અને કેવી રીતે નાહાવું?**– આ કામ માટે શાંત, ગરમ અને ખુલો દીવસ પસંદ કરવો જોઇયે; પવનવાલા દીવસે જેમ નહી નહવાય તેમ સારૂં, કેમકે તેવા દીવસે શરીર અને કપડાંમાંથી ગરમી એટલી ઝડપથી હવામાં નીકલી જાયછે, કે નાહનારનું દીલ થંડું થઈ જાયછે. જયારે થંડી લાગતી હોય, ત્યારે થંડા પાણીમાં નાહવા ઉતરવું નહી. આ નીયમ જેમ નબલાં તેમ સબલા માણસોને એકસરખી રીતે લાગુ પડેછે. કપડાં કાહાડયા પછી પાણીમાં જવાની ધીલ કરીને વખત નહી ખોવો. નાહાવાનો સઊથી સારો વખત જમ્યા પછી બે કે ત્રણ કલાક પછીનો છે. બપોરની આગમજનો વખત પસંદ કરવા જોગ છે. વલી યાદ રાખવું જોઇએ કે, ભરતીના વખત કરતાં ઓટને વખતે મોજાઓ

ઘણું કરીને વધારે સ્વચ્છ રહેછે. સુરજ સારી રીતે બાહેર આવે કે કીનારા આગલ પેહેલીવાર પાણીમાં ઊતરવું, અને તે વખતે જેમ પાણીમાં થોડો વખત રહેવાય તેમ સારૂ. પગથી માંથાં સુધી આખું શરીર ભીંજાયું, એટલે ઘણું થયું. ઘણા નાહાનારાઓ ભીનાં કપડાંઓમાં ઘણીકવાર રહીને પોતાને નુકસાન કરે છે.

**૨૮૭૭ ન્યુયોરકમાં વીધવાપણું**–અમેરીકામાં જેમ તાલેવંત મરદો તેમજ માતબર ઓરતોની ખુટ જણાતી નથી. મુખ્ય કરીને, જે જવાનો ખીસે ખાલી પણ દેખાવે રૂપવંતા હોય, તેમને ન્યુયોરકની ભેટ લેવાની મજબુત ભલામણ કરવામાં આવેછે. તે શેહેરમાં આ પલે ત્રીસથી વધુ વીધવાઓ છે, જેઓમાંની દરેક બે લાખથી વધારે દોલતની મગરૂર ધણીઆણી છે. તયાંનાં એક વરતમાન પત્રે તેઓ સરવે વીશે નકી ખબર મેલવીને તેમનાં નામો પ્રગટ કીધાં છે. ટોપને મથાલે મીસીસ સ્ટુઅરટ નામે કોઇ ઓરત છે, તથા તેમની પછી અનુક્રમે મીસીસ સ્ટીવનસ અને મીસીસ ટેલર આવેછે. આ દરેક બાઇ કને બે લાખથી વધારે રૂપાં નાણું છે. તેઓ અતયાર સુધી વીધવાપણામાં કાં રહી છે, તે જણાતું નથી, અને ઊપલું સાપ્તાહીક પત્ર તેમનાં અંગત એંચાણોની હાજરી યા ગેરહાજરી વીશે સેજપણ ઇસારો નાખતું નથી. તોપણ બે લાખનો લુમકો એક ગંભીર લાલચ છે, અને વરતમાન પત્રની જાહેર ખબર અસરકારક નીવડે ખરી.

**૨૮૭૭ ફીતુરીઓએ પોતાનાં બાલકોને આપવા માંડેલાં નામો**–ફરાનસ અને અમેરીકા જેવાં રાજદવારો વીચારોમાં આગલ વધેલાં દેશોમાં ઘણાં માણસો–સ્ત્રીઓ તેમજ પુરૂશો–એવાં મલી આવેછે, કે જેઓ પરજાસતાક રાજ્ય

તરફની પોતાની લાગણીઓ હદ બાહેર લઇ જઈને ફીતુરી-નાં નામથી ઓલખાવાને લાયક થાયછે. મીસીસ પોલાઇન મીનક નામે એક ફરેનચ ઓરત એવી એક ફીતુરી છે. પોતાના રાજદવારી વીચારો કેવી જાતના છે તે દેખાડવાને માટે તેણીએ એક નવલજ રીત વાપડી છે; અને તે એકે પોતાનાં બાલકને તેણીએ લુસીફર નામે એક ફીતુરીનું નામ આપ્યું છે. સતાવાલાઓએ આ નામ નોંધવાને ના પાડ્યું, કારણ કે નેપોલીઅનના એક ધારાની રૂએ ફરેંચો પોતાના બાલકોને ગરીસ અને રોમની તવારીખમાં વપરાયલાં નામો સીવાય બીજાં કોઇ આપી શકતાં નથી. છતાં મીસીસ મીનકે ખાનગી મંડલોમાં લુસીફર નામ વાપરવાનો ઠરાવ કરયો છે. વધારે ધ્યાન ખેંચનારો દાખલો અમેરીકામાં બનયો છે. મી૦ અને મીસીસ ગરીન નામે એક આયરીશ જોડું નયુયોરકમાં વસેછે. તેઓએ પોતાના એક બાલકનું નામ "ડીનેમાઇટ" રાખ્યુંછે! યુનાઇટેડ સ્ટેટસમાં આવી જાતના વીલક્ષણ ફાંટાઓ અટકાવનારો કોઇ કાયદો નથી, પણ જો મી૦ અને મીસીસ ગરીન ખરીસતી ધરમ પાલતાં હશે, તો આ નામ સામે બાપટીઝમ આપનારો પાદરી વાંધો લેયા વીના રહેશે નહી.

**૨૮૭૮ લગનનો ગંભીર દરજજો અમેરીકામાં કેમ જણાય છે?**-અમેરીકામાં લગનની ગંભીરાઇ અને અગતયતા એટલી તો થોડી પીછાનવામાં આવેછે, કે જવાન સ્ત્રીઓ, પોતે પરણેલી છે યા નહી તે વારેઘડીએ ભુલી ગયલી જણાયછે. થોડા વખત ઉપર નયુયોરકના એક શેહેરીએ એક દેખામણી સ્ત્રીને કોઈ પુરૂષ સાથી સાથે ફરતી જોઇને, તેમને બંનેને નયાયાધીસની અદાલતમાં ધસડયાં હતાં. તેણે તે સ્ત્રી ઉપર પોતાના હકદાર ખાવંદને છોડી જવાનો, અને

પુરૂષ ઉપર પારકી ઓરત કાહાડી લઇ જવાનો, આરોપ મુકયો. અદાલતમાં તે જવાન સ્ત્રી, જેણીની વય ફકત અઢારની હતી, તેણીના ખરા ભરથારે એવું જણાવ્યું કે તેણે પરતીવાદી ઓરતને પોતાની પરણુતેર તરીકે પોતાના સગાંવાહાલાંઓ વચે ઓલખાવી હતી, અને તે વાત, તેનાં મત પ્રમાણે, તેણી ઉપર પોતાનો કાયદાસર હક સાબેત કરવાને બસ હતી. પણ આ પુરાવો પરતીવાદી પુરૂષનાં ધયાનમાં ઉતરયો નહી. કજીઆનો ફડચો લાવવાને તેણે છોકરીને એવી સુચણા કીધી, કે જો તેણીની મરજી હોય તેતયાંને તયાંજ અદાલતનો નયાયાધીસ તેમને જોડવાને તઇયાર છે. તેણીએ સેજ આનાકાની કરીને પોતાના ધારાના સાલાહકારનું મત લીધું, અને અંતે એવા ઠરાવ ઉપર આવી કે બંનેમાંથી જે વધારે રૂપાલો હોય તેની સાથે તેણીએ પરણવું. વધારે રૂપાલો તેણીનો પેહેલો ધણીજ હતો, માટે તેની સાથે લગનથી જોડાવાને તેણીએ કબુલ કીધું. નયાયાધીસે કીરીયા કરવાની ના પાડયાથી, તેઓ શેહેરના મેયર અથવા શેરીફને ત્યાં જવા નીકલ્યાં. તોપણ રસ્તામાં જતાં આ ડામાડોલ સ્ત્રીનો વીચાર ફરયો, અને પોતાના બીજા પ્રેમી સાથે પરણવાનો ઠરાવ કરયો. આથી તેણીનો પ્રથમ કબુલેલો ધણી એટલો રીસે ભરાયો, કે રસતામાં એક નાની સરખી લડાઈ ઉઠી. પરીણામમાં બંનેને જાહેર શાંતીનો ભંગ કરવાના વાંકસર બંધીખાને મોકલવામા આવયાં, અને તયાં મીસ જોઝીને મરજી પ્રમાણે પોતાનો વીચાર બદલવાનો પુરતો અવકાશ અને છુટ મલ્યાં હતાં.

**૨૮૭૯ દવાની ગોલી કેવી રીતે ગલવી**–સાધારણ રીતે દરદી ગોલી ગલતી વેલાએ માથાંને પાછલ નાખી દે છે. જેવી રીતે તે ભોજણ લેતી વેલા માથું નીચું રાખે છે તેવી

રીતે નહી, પણ જેવી રીતે તે હસતાં હસતાં માથું પાછલ નાખી દે છે, તેવી રીતે ગોળી ગળતી વેળા દરદી ડોકાને વાંક આપે છે. આ રીતને ખુદરતથી ઉલટી ગણીને, ડાકટર સેમ-યુઅલ વોલીસ નામે અમેરીકન તબીબ કહે છે, કે જો એજ રીતે માથું રાખીને આપણે સાધારણ ખોરાક ગળી જવાની કોશિશ કરશું, તો માલમ પડશે કે તેનું પરીણામ ગુંગળાવા માં આવે છે. અને દવાની ગોળી ગળતાં પણ વારંવાર મુશકેલી જેવું લાગે છે, તે સાધારણ રીતે જાણીતું છે. કાંઈપણ ચીજ ગળતી વેલાએ જયારે આંખ પગ તરફ રાખી હોયછે તયારે ગળાંનો મારગ સઊથી સુતરો અને સેહેલો રહે છે. ખોરાક લેતી વેલાએ માથાની ખુદરતી ઢબ તેજ હોવી જોઈએ; અને જયારે દરદીઓ તેથી ઊલટા જઈને ગોળીનો કડવાસ નહી લાગતો કરવાની કોશિશ કરે છે, તયારે ફકત ધારેલાંથી ઊલટું પરીણામ નીપજાવે છે.

**૨૮૮૦ કાફીની શોધ કેમ થઈ**–પંદરમી સદીની અધવચમાં એક ગરીબ આરબ આબીસીનીઆમાં મુસાફરી કરતો હતો. ઘણી થાકથી નબલો થઈ જવાથી તે એક ઝાડી આગલ થોભયો. ચોખા પકાવવાને માટે તેણે આતશ રોશન કીધો, પણ બલતણ પુરતું નહી હોવાથી પાસેનું એક ઝાડ કાપીને તેણે કામ ચલાવયું. આ ઝાડને ઠલીઆ સાથનાં જુણાં સુકાઈ ગયલાં ફલો હતાં, અને જયારે આગમાં તેઓ સારી રીતે સેકાયાં, તયારે આરબને તેમનો સોડમ ઘણો ખુશકારક આપવા લાગયો. તેણે તેમને એક પથરથી વાટી જોયાં, અને તેમની ખુશબો તેને વધારે જણાવા લાગી. આ નવાઈ જેવી સુગંધી પદારથ વીશે તેની અચરતી હજી નરમ પડી નહી, તેટલાં અકસતમાતથી વાટેલી ભુકી એક પાણીનાં વાસણમાં પડી, અને તેણે ઘણી અજા-

યબી સાથે જોયું, કે તે ગદલું પાણી એકદમ સ્વચ્છ થયું હતું. તેણે તે સહજ હોઠસે લગાડયું, અને તેનો સ-વાદપણ મનપસંદ લાગયો. થોડીક પલમાં તેની અસરથી તે ઉસ્તવાર થયો, અને નવાં જોરથી તાજો થઇને તેણે પોતાની મુસાફરી આગલ ચલાવી. તે ભાગ્યવંત આરપે બની શકે એટલાં ફલ પોતાની સાથે લીધાં, અને અરબસ્તાનમાં આરડન ખાતે આવીને ત્યાંના મુફતીને પોતાની શોધ વીશે વાકેફ કીધો. બલો મુફતી અફીમનો મોટો શોકીન હતો, અને તેની ઝેરી અસરથી તે ઘણાં વરસોનો હેરાન થતો હતો. તેણે આ ફલો ઉકાલીને પીધાં, અને પોતાનું ખોયલું જોર પાછું મેલવવાથી તે એટલો તો ખુશી થઈ ગયો, કે તેણે તે કાવાને "કબના" યાને જોરનું નામ આપયું. આપણે આ કાવાને કાફી કહીએ છીયે.

**૨૮૮૧ દક્ષીણ આફ્રીકાના કેટલાંક નહી જણાયલાં જંગલી માણસો**—ગયા માસમાં મોસયુ ફારીની નામના એક સાહસીક ફ્રેંચ દક્ષીણ આફ્રીકામાંથી મલી આવેલાં અને આજ સુધી નહી જણાયલાં કેટલાંક જંગલી માણસો જાહેર-માં જોવા મુકયાં હતાં. તેઓ કદે બહુ ઠીંગણા છે, પણ જે ઉચી જાતની મનશકતી તેઓ દેખાડેછે, તે સુધરેલી પ્રજા-ઓમાં પણ વારંવાર જોવામાં આવતી નથી. આ વાત આ-પણાં સાધારણ અનુભવથી ઊલટી લાગેછે. કારણકે આજ સુધી જણાયલી જંગલીઓની ઠીંગણી જાતોની ઓપરી ક-દમાં ઘણી નાની હોયછે, અને તેમની શકતી પણ જાણવાજોગ હોતી નથી. આ આફ્રીકનોનો સરદાર નામે નેકોનેકી, જે પોતાનાં દેશનાં લોકો વચે એક રાક્ષસ સરખો ગણાયછે, તે પાંત્રીસની ઊમરનો છે, તેની ઊંચાઇ ૪ ફીટ અને ૮ ઇંચ છે, તેની છાતીનો ઘેરાવો ૨૮½ ઇંચનો છે, અને તેનું માથું

ઘેરાવામાં ૨૧½ ઈંચથી ઓછું નથી. તેની સ્ત્રી નારએસી પોતાનાં ધણી કરતા વધારે ઉંચી છે, અને તેણીનાં ભેજાંનો ઘેરાવો ૨૦¾ ઈંચનોછે; અને બે જવાનો, જેઓની ઉમર ૨૪ અને ૧૯ની છે, તેમનાં ભેજાંનો ઘેરાવો ૨૧½ અને ૨૦¾ ઈંચનો છે. પણ આ માણસોની ઉમરનો અડસટો, તેમણે ખમેલા શીઆલાની સંખયાં જે તેમનાં ધયાનમાં રહીછે, તે ઉપરથી કરવામાં આવયોછે. તેઓ ગણુતરીની કોઇ બીજી રીતી જાણુતા નથી. ઉપલા આંકડાઓ ઉપરથી જણાયછે કે આ જંગલીઓની મગજ શકતી કોઇપણ સુધરેલી પ્રજાની સરાસરી શકતીને પોહોંચી વલે છે. અને તેમનો દેખાવ અને ચાલા આ **તર્કને** ખરી પાડેછે. જયારે તેઓએ દરીઆની **સફરનો પેહેલો** નાપસંદ અનુભવ મેલવયો, અને સામાન **ઉંચકવાની** ચારી, રેલવે એનજીનો, દોરડાં ઉપર ચહડી જતા **ખલાસીઓ,** ઘોડેસવાર થયલા પુરૂશો, અને મુસાફરીમાં **દેખાયલી બીજી** ચીજો અને દેખાવો જોયા, તયારે જે **મુગા ચાલા સાથે** તેઓએ પોતાનો કમકમાત અને અચરતી બતાવયાં, તે એક અચ્છા નાટકીને ઘણા બંધબેસતા થઇ પડે. દેખાવમાં આ માણસોની ચાલવા હાલવાની તથા બીજી શરીરની શકતી સારી રીતે ખીલેલી છે. તેમના દાંતોમાં ચોકસ વીલક્ષણુપણું છે. તેઓ જોકે પારામાં સારી રીતે મકમ બેઠેલા છે, તોપણ તેમની દાઢો ચોકસ રીતે હીલચાલ કરી શકેછે. વલી આ આફ્રીકનોના સરદારની નકલ કરવાની શકતી ઘણી ધયાન ખેંચનારી છે.

**૨૮૮૨ દક્ષીણુ આફરીકાના લોકોની સીંહને મારવાને હીંમત ભરેલી રીત**–દક્ષીણુ આફરીકાના જંગલીઓ સીંહને પુછડીએ પકડેછે એ વાત વાંચનારને નહી માનવા જોગ લાગશે, પણ તેની સચ્ચાઇની શાહદત મી૦ લીમુ

નામનો નામનો એક મુસાફર આપેછે. તે કહેછે કે, દક્ષીણ આફ્રીકાના કાલીબારી નામે દેશમાં સીંહો કોઇવેળા તયાંના રેહવાસીઓને ઘણા ધાસતી ભરેલા થઇ પડેછે. એકવાર માણસનો આહાર કીધા પછી, બીજુ કાંઇ ખાવાની તેઓની મરજી થતી નથી. જયારે કોઇ ગામડાંમાં સીંહ ધાડ પાડેછે, તયારે તયાંના રહેવાસીઓ ટોલું થઇને સીંહ શોધી કાઢેછે અને તેની પાસે જઇ આસપાસ ઉભા રેહછે. સીંહે એકની ઉપર હુમલો કીધો, કે લાગલા બીજાઓ આગલ ધસી આવીને તેની પુછડી પકડે છે અને સઘલા જોર સાથે તેને શરીરની લગોલગ તાણેછે. આથી કરીને તે જાનવર ઘભરાઇ જાયછે; અને થોડો વખત સુધી તેનાંથી કાંઇ થઇ શકતું નથી. તેટલાવારમાં બીજાઓ પોતાના ભાલા લઇને તેને જખમી કરીને મારી નાખેછે.

**૨૮૮૩ જેપાનમાં પ્રીતી સ્વીકારવાની રીતિ**-જેપાનમાં જયારે કોઇ જવાન પુરૂષ કોઇ તરૂણી ઉપર લોભાય છે, તયારે તે "મીસટલટો" નામે રોપાની એક ડાલી તેણીનાં ઘરનાં બારણાં સાથે બાંધી આવે છે. જો તે તયાંજ પડી સુકાઇને કરમાઇ જાય, તો તેનો અરથ નાકબુલ થવાનો થાય છે; પણ જો તે તયાંથી ઊચકાઇને તેણીનાં શરીરનો સણગાર થાય, તો જવાને પણ પોતા વીશે તેમજ સમજવું. પોતાનાં વચનની સચાઇ દેખાડવા, તે જુવાન સ્ત્રી પોતાના દાંતો તાબડતોબ કાલા રંગે છે. લગનને સવાલ નકી થયા પછી, બંને પક્ષ તરફના દોસ્ત આસનાવો રીત અને પેહરામણીની વાત નકી કરે છે, અને પરણતાં જોડાંની એક બીજાં સાથે મુલાકાત કરાવીને તેમના લગનનો દીવસ ઠરવે છે.

**૨૮૮૪ એબીસીનીયાના રાજાનો બાવરચી**-એબીસીનીયાના રાજા જાનનો બાવરચી, નવાઇ સરખો માણસ

છે. તેને ધરમ ગુરૂના વરગમાંથી રાજાએ પસંદ કરેલો છે, અને તેને એક સાધુ જેવી નીતીમાન જીંદગી ગુજારવાના ફરજ પાડવામાં આવે છે. તેનાથી કદી પરણી શકાતું નથી, અને કંઇબી અનીતી તે કરે તો, તેને મોતની સજા કરવામાં આવશે. એટલી સખત નોકરીને લીધે, તેને માન અને મરતબો પણ તેવોજ આપવામાં આવે છે. રાજાના મુખ્ય દરબારીઓમાં તેને જગા મલે છે, અને એક બાવરચી નહી, પણ એક પ્રધાન જેવો તેનો દમામ છે.

**૨૮૮૫ તબીબનો લવાજમ**-ગયા મે માસમાં લંડનનાં એક દેવલમાં વાઆજ થતી હતી, તેવામાં મોજલસમાનો એક પુરૂશ એકાએક બીમાર થઈ ગયો. લારડ મેયર તયાં હાજર હતો, તેણે તરતજ પાસેના તબીબને તેડાવી મંગાવયો. તબીબે આવીને દરદીની માવજત કીધી, અને મેયરને નામે હડી રૂપીઆનું બીલ કીધું. મેયરે તે ચુકવી આપવાની ના પાડી, અને દરદી ઊપર મોકલવા તબીબને ભલામણ કીધી. તબીબે આ ઉપરથી મેયરને કોરટમાં ઘસડયો. મેયરે પોતાના બંચાવમાં કહયું કે, દરદી તરફની તેણે પોતાની ફરજ એક સાધારણ શેહેરી તરીકે નહી, પણ મેયર તરીકે શેહેરી રક્ષક દાખલ બજાવી હતી. જડજે પણ ચુકાદો આપતાં મત આપયું, કે પાસેના તબીબને બોલાવવા મોકલવાથી કોઇબી પુરૂષ તે તબીબ તરફ કાંઈ ફરજથી બંધાઇ જતો નથી. આ મુકદમાં ઊપર વીચાર આપતાં એક વૈદક ચોપાનીઉં કહેછે, કે આવી જાતની ઊદારતા ચલાવવાનું લોકોને ઘણું મનભાવતું થઈ પડશે, અને ગરમીની મોસમમાં જે જવાન બાઇઓને દેવલમા બેસુધ થવાનું સગવડ ભરેલું માલમ પડશે, તેમને માટે પાસેનો તબીબ ઘણું ઊપયોગી આતું થઇ પડે ખરૂં. ધારાની નજરે જોતાં, આ મુકદમાનો

ચુકાદો તબીબોને ગેરઇનસાફ ભરેલો લાગેછે. કોઇપણ પરતીવાદીની અરજથી એક પુરૂષ કામ યા મેહનત કરે, તો તે પુરૂષ ધારાનો લાભ લેવાને શકતીવાન થાય, એવું સાધારણ રીતે ઇંગ્રેજી કાયદાની રૂએ મનાય છે. અને તેવો સાધારણ ધારો તબીબોને લાગુ કાં નહી પડે, તેનું કારણ ઉપલું વૈદક ચોપાનીઉં સમજી શકતું નથી.

**૨૯૮૬ મુસાફરી કરતી વેલાએ અપસગણ મલવા વીશેના હીંદુઓના રમુજી વીચારો**—હીંદુઓનાં ઘણા નુકસાનકારક અને ત્યાગ કરવા જોગ વેહેમોમાં કેટલાક એવા હોય છે, કે જેઓ તદન બુરી અસર ધરાવતા હોવાના કરતાં, વધારે બીજવનારા અને પીડાકારી હોય છે. મુસાફરી અમુક દીવસે, અમુક રીતે, અને અમુક નીસાનીઓ હોય ત્યારેજ કરવી, એ સઘલું સાધારણ કરનારને ઘણું રમુજી અને પોડા જેવું જણાવું જોઇએ. નીચલી હકીકતો તેમને વીશે કાંઇક ખ્યાલો આપેછેઃ—

એક લાબી મુસાફરીએ નીકલવું, એ એક હીંદુને ઘણી અગતયતા ધરાવનારો બનાવ છે, અને તેને લગતી તઇયારી કરવામાં તે પેહલો યાદ પોતાનું વસીઅતનામું કરવાની રાખે છે, કે રખે તે મુસાફર સ્વદેશ જોવા પાછો ફરે નહી. આ મોટી અને ચીંતાતુર ફરજ બજાવ્યા પછી, પેહલી ચીજ એક શુભ દહાડો નકી કરવાની છે. જે દીશાએ તમે મુસાફરીએ જતા હોવો, તેની ઉપર શુભ અશુભ દીવસનો મોટો આધાર રહે છે. કોઇક જોતીશીના મત પ્રમાણે આમવારે પુરવ તરફ જવું, સોમ અને શનીવારે દક્ષીણે, બુધ અને ગુરૂવારે પશ્ચીમે, અને શુકરવારે ઊતરે જવું યથાકાલ છે; અને જેઓ આ નીયમો તોડે તેઓએ ઘણા જોખમ અને ધાસતી ખમવાની વકી રાખવી. વલી કોઇક

જોશીઓ એવું પણ કહે છે કે રવીવારે મુસાફરીએ નીકલવું ઠીક નથી; રવીવાર મુસાફરીએ નીકલનાર ધણી કુતરાને મોતે મરશે. ભોમ અને ગુરૂવારે રાજ કરતા ગ્રહો મુસાફરોને ધણા ગેરલાભ ભરેલા હોય છે, અને તેટલાં માટે તે દીવસો ઊપર મુસાફરી શરૂ કીધેલી ન કહેવાય માટે હીંદુઓ સોમ અથવા બુધવારે રાતે ઘર છોડે છે, અને તેજ ગામમાં કોઈ બીજાં ઘરમાં એક રાત વાસો કરે છે. ચોકસ દીવસોને લગતી હીંદુઓમાં ચોકસ દંતકથાઓ ચાલતી હોય છે. ચાંદરાત પછી પેહેલો ભોમવાર કમભાગ્ય છે, કારણ કે તે દીવસમાં નલ ચકરવરટીએ ઘણું ખમયું હતું; ચાંદરાત પછીનો પેહેલો શુકરવાર પણ તેવોજ ગણાય છે, કારણકે તે દીવસે બાલચકરવટી હાર પામયો હતો. ચાંદરાત પછી પેહલો રવી અશુભ છે, કારણ કે રધુ રામ તે દીવસે ઘણી મેહનતમાં આવી પડયો હતો, અને પેહલો ગુરૂવાર એટલાં માટે કે તે દીવસે અરજુનપર એક મહા સંકટ વીતયું હતું. ચાંદરાત પછીના પેહેલા શનીવારે ઘર છોડવાનો કોઇ વીચાર પણ કરતું નથી, કારણ કે ત્યારે રાવન મુઓ હતો, અથવા પેહેલા સોમવારે, કારણ કે પરસુરામ તે દીવસે હારયો હતો. આ ઉપરથી ખુલું માલમ પડશે કે, જે પુરૂષ આ સઘલી દંતકથાઓને વજણ આપીને તેઓ ઊપર અમલ કરેછે, તેને મુસાફરીએ નીકલવાનો દીવસ નકી કરવાનું કામ મુશકેલ તો ખરૂં; કેમકે સરસામાન તથા ખોરાક પોશાકની ગોઠવણ ઉપર જેટલું ધયાનનથી અપાતું તેટલું ધયાન ગામના જોતીશી સાથે આ ગંભીર સવાલ ઊપર લંબાન અને ચીંતાતુર વાતોમાં રોકાવું પડેછે. પણ સમજો કે દીવસ પણ નકી થયો, તોપણ ફકત એકજ અપસગણ આ સઘલી ગોઠવણોને ઊંધી મારવાને

બસ છે. સરસામાન એકઠો કરીને એક પુરૂષ નીરાંતે બાહેર નીકલયો, અને કોઇ પડોશી આવીને કહે કે ભાઈ, કયાં જાઓ છો? અથવા શામાટે જાઓછો; અથવા હું પણ આઊંછું; અથવા ના જાઓ, નીષ્ફલ થશો; અથવા જંગલમાં વાઘો અને ચોરોની ધાસ્તી છે ઇતિયાદી, તો ગરીબ બીચારો મુસાફર પોતાને ભાગ્યહીન ગણીને મુગો મુગો પાછો ઘર જઈ બેસે છે, નહીં તો મોટું સંકટ ખમવાની વકી રહે છે. વલી આવો કોઇ કામકાહડુ મીત્ર નહીં મલે તોપણ જો તે કોઇને છીંકતાં, રડતાં, કુટતાં જોય, અથવા તેનો ઘોડો લાત મારે, અથવા જો તે રસતામાં કોઇ તેલીઆને, કોઇ બ્રાહ્મનની વીધવાને, એક નવી ટોપલી અથવા નવું દોરડું જોય, અથવા કોઇ લંગડા, આંધલા, કે બોડ માંથેનાં પુરૂષને મલે, અથવા કોઇ સનયાસી, ભીખારી, કે હજામ તેને સામો મલે, અથવા તેની નજર કોઇ માથું ખજવાલતી સ્ત્રી ઊપર પડે અથવા તે ચાલતાં ઠોકર ખાય, અથવા તેનો પગ લપસે; તો તેની ખાતરી થાય છે કે તેનાં કામમાં કાંઇ ફતેહ નહી મલશે, અને જો તે દાહયો હોય છે તો પાછો ઘર જાય છે અને આવતા બીજા સુભ દીવસની રાહ જોય છે. એવા અનેક વેહમોની હરકત તેમને ખમવી પડે છે.

**૨૮૮૭ સીકાઓની કીમતમાં વપરાસથી થતો ઘટાડો**—એક હાથમાંથી બીજા હાથમાં અને એક જગયાએથી બીજી જગયાએ ફેલાતાં, સીકાઓ કેટલા ઘસાય છે, અને તે ઘસારાથી તેનાં મુલમાં કેટલો ઘટાડો થાય છે, તે વીશે સાધારણ વાંચનારને ખ્યાલ નહી હશે. ઇંગ્રેજી સીકાઓના સંબંધમાં એ જાતની ગણતરી મી॰ મીલર નામના ગ્રહસ્થે ઘણી બારીકીથી કીધી છે, અને તેણે મેલવેલાં પરીણામ ધ્યાન

એચનારાં છે. રૂપાંનો સીકાઓના ઘસારાના સંબંધમાં આ ટલું યાદ રાખવું જોઇએ, કે જેમ તેમનું કદ નાનું, તેમ તે, મની કીમતમાં જલદીથી ઘટાડો થાય છે. એટલે સુધી કે ઇં ગ્રેજી છ પેન્સનો એક સીકો એક સદીના વખત પછી પો તાની અરધી ઉપર કીમત ઘસારામાં ખોએ છે. એવી ગણ- તરી થઇ છે કે, ક્રાઉન, અરધા કરાઉન, ફ્લોરીન, શીલીંગ અને છ પેન્સના ઇંગ્રેજી સીકાઓમાં દર વરસે વપરાસથી રૂ ૧,૧૦,૦૦૦ ની કીમતનો ઘટાડો થાય છે. ૧૮૨૦ ના વર સના સો પાઉંડના સો સીકાઓ મી૦ મીલરે ૧૮૫૯ માં તો લી જોયા, તો તેમની કીમતમાં રૂ ૧૩૧ નો ઘટાડો થયો હતો. થોડાંક વરસની વાત ઉપર એજ ગ્રહસ્થે નકી અખત્રા ઓ ઉપરથી ચોકસ કીધું હતું, કે સો વરસના અરસામાં સો પાઊંડની કીમતના પાઉંડના સીકાઓ આસરે રૂ ૩૫ નો ઘ સારો ખમે છે. તેજ પ્રમાણે તેટલા અરસામાં સો પાઉંડની કીમતના અરધા કરાઉનના સીકાઓમાં રૂ ૧૩૬ નો, શીલીં ગના સીકાઓમાં રૂ ૩૬૭ નો, અને છ પેનસના સીકાઓ માં રૂ ૫૦૯ નો ઘટાડો ફેલાવા અને ઘસારાથી થાય છે.

૨૮૮૮ **દુનીઆમાં સઉથી મોટો કરોડપતી**—ચાલી- સ વરષની વાત ઊપર મેકે નામે એક સાહસીક જવાન, મે- હેનતુ, ઠરાવવાલો અને લોભી, આયરલંડનો એક અપ્ર- સીધ વતની હતો. મજુરી કરીને તે પોતાનું ગુજરાણ ચલા વતો હતો, અને પોતાનાં સ્વદેશમાં એક ખેડુતની પદવીથી ઉપર વધે, એવી તેની હાલતમાં આશા હતી નહી. તોપણ જવાન મેકેએ પોતાના સ્વદેશીઓનો દાખલો પકડીને અમે- રીકા ખંડમાં પોતાનું નસીબ અજમાવવા ઝોંકાવ્યું, અને બીજા સાહસીકો વચ્ચે તેણે પણ કાલીફોરનીઆની સોના- ની ખાનો શોધવા પાછલ પોતાનું મન લગાડ્યું.

ખાન ઓદીને મજુરી કરવાનું કામ હવે તેને ભાવયું નહી, અને વેપાર તરફ તેની ખુદરતી વલણ હતી, માટે તેણે છુ-ટક ધંધો કરવા માંડયો. તરેહવાર કામમાં પડયા પછી તે અંતે એક પોહોચખાનાનો માલેક થયો. અને ત્યાં તેણે થા-પણ એકઠી કરવા માંડી. આ નાણાં વધારવાને માટે તેણે ઘણી સાઊચેતી રાખીને સતો કીધો. તે વારંવાર એવી વેપારી પેહેડીઓમાં જોડાઈ જવાની તક શોધતો, કે જયાં બીજા ભા-ગયાઓ ભુખડીબારસ હોય. તેવી પેહેડીઓ સાથે સંબંધ જોડયા પછી, તે બીજા ભાગયાઓને તરેહવાર યુકતી વાપ-રીને થોડુંકમાં પટાવી "ખરતા" કરતો હતો, અને એકલે હાથે પઇસાનાં અને મનનાં બલથી દરેક બાજુએથી કમા-ણી કાહાડતો હતો. પણ તેની સઘલી ફતેહોને ઢાંકી નાખ નારૂં એક ગંજાવર સાહસ તેણે હવે માથે લીધું. મી૰ જેમસ ફેર નામે એક ઇજનેરે એક ચોકસ જગયા વીશે એ-વું અનુમાન કીધું, કે, જો તયાં બરોબર શોધખોલ ચલા-વી હોય, તો એક નીરમલ રૂપાંનો પાહાડ ખચીતજ હાથ-લાગે. એવું અનુમાન ઘણા પુરૂષોએ આગમજથી બાંધયું હતું, પણ તેઓની કોશેશ જાણવા જોગ રીતે ફલદરૂપ ની-વડી નહી હતી. મી૰ ફેરે મેકેને સમજાવીને તેને પોતાનો ભાગયો કીધો, અને તેઓએ બીજા બે પુરૂશોને ભાગમાં લઇને સાનફરાનસીસકો શેહેરમાં પોતાની શોધ ચલાવી. તેમની શોધનું પરોણામ તેમની સઉથી મોટી આશાને પણ પાછલ મુકનારૂં હતું. ચારે ગરહસથો મોટા કરોડપતી થયા. તેઓમાં સઊથી ભાગયવંત કોણ હતો, તે વીશે જાહેર રીતે કોઇની જાણમાં નહતું. થોડા વખત ઉપર મી૰ ફેર દુનીઆ માં સઉથી મોટો કરોડપતી જાહેર થયો હતો, પણ હમણાં તે અદેખાઇ ઉપજાવનારી પદવીએ મી૰ મેકે ઉભો છે, અને તયાંથી તેને ખસવાની હાલ તરત વકી નથી.

**૨૮૮૯ દુખનો અતી અગતનો ઊપાય આશા છે–** ગમે એવા દરદીને ધાસ્તી આપીને નીરાશ નહી કરવો, એ એક તબીબની પેહેલી ફરજ અને તેની ધંધા સંબંધી લાયકાતની અચુક સાબેતી છે. જે તબીબો, અને માઠાં ભાયગે તેવા થોડાજ હોય છે, દરદીને ભડકાવવાથી હાથ ખાંચે તથા દાહાપણ અને વીચાર વાપરીને તેને આશાવંત રાખે, તે પોતાના ધરાકને લાભ કરે છે તેમજ પોતાની ફરજમાં ફતેહમંદી મેલવવા વીશે ખાતરી ભરેલો થાય છે. જાણીતું છે કે માણસના તનની હાલત તેનાં મનની સ્થીતી સાથે ઘણો અતલગનો તાલુકો ધરાવે છે. તેના વીચાર, તેની લાગણીઓ, તેની ખરેખરી અને કલ્પીત હાલતનો દરદી ખ્યાલ એ સર્વનો ઊપાય લેવાનું કામ તબીબની દવામાં સમાઇ રહયું નથી. તયાં તબીબને પોતાની ફરજ એક ધંધાદારી તરીકે નહીં, પણ ફકત માણસની ખુદરતને પીછાણનાર તરીકે બજાવવી છે, અને તેની પાછલી ફરજ તેના ધંધાથી કોઇબી રીતે વેગલી નથી. ફકત એટલોજ વીચાર કરવો પુરતો છે, કે હજારો માણસો ખુદરતથીજ યા બીજી રીતે નબલા મગજના હોવાથી, ફકત તબીબ તરફથી આશાનો શબ્દ નહી સાંભલવાથી, કવખતે મોતના ભોગ થવાની ધાસ્તીમાં રહે છે. મનની ચીંતા અને મોતની ધાસ્તી, એ બે ચીજો સારી તંદરૂસ્તી અને લાંબી જીંદગીના વીચારથી સદંતર ઊલટી છે, અને જયાં આશાની ગેરહાજરી છે, તયાં દરદીને સુખશાંતી યા નચીંતાઇ નહીજ મલે, એમ દરેક તબીબે ગોખી રાખવું જોઇએ.

**૨૮૯૦ બરમાના ધરમ ઉપાધયાઓની લુચ્ચાઇ–** બરમાના અગ્નાન લોકોમાં સઉથી વધતું માન ધરાવતો વર્ગ ધરમ ઉપાધયાઓનો છે. જેને ગમે તે ધરમગુરૂ થઇ શકે

છે. તેઓ ગરીબ હોવાનો ઢોંગ કરેછે, અને દરરોજ સહવા-
રના પોહોરમાં હાથમાં ખાલી થાલીઓ લઇને ભીખ માંગ
તા ફરેછે. સાંજ પડતાં થાલીઓ ભરપુર થાય છે, અને ગુ-
રૂઓ પોતાના શોભીતાં ઘરોમાં જાયછે, જ્યાં તેઓ રેલ-
છેલ અને દમામમાં સાથે રહેછે. ભીખારીઓ હોવાના કા-
રણે ચીંઠડાં તો પેહડવાંજ જોઇએ, માટે આખાં કપડાંનાં
તેઓ કાપીને નાના કડકાઓ કરેછે અને પછી તેમને સા-
થે સીવી લઇને ચીંઠડાંનો જભો બનાવેછે. વલી તેઓ બહુ
શરમાલ પણ હોય છે. તેમને પોતાનું મોઢું દેખાડવા ગ
મતું નથી, અને તેટલા માટે સરવ પ્રસંગો ઊપર, વાઆજ
કરે તયારે પણ, તેને પંખાનો ઓથો કરેછે. તેઓ વાઆજ
કરેછે, એટલે ગુરૂ બુધ વીશે વાતો કહેછે. બુધને બરમીઝ
લોકો ગવદમા કહે છે, અને ચીનાઓ તેને "ફો"ને નામે
ઓલખેછે. બરમીઝોની કેતાબોમાં બુધને વીશે પાંચસો પ-
ચાસ વાત લખેલી છે; કારણ કે તેમના કહેવા પ્રમાણે બુધનો
આતમા પક્ષીનાં, માખીના, હાથીનાં, અને બીજાં તરેહવાર
જાતનાં જાનવરોનાં શરીરોમાંથી પસાર થયો હતો, અને તે
દરેક જાનવરના આકારમાં તે એટલો તો રૂડો હતો, કે છેલે
તે એક રાજાનો છોકરો જનમયો હતો. આવી વાતો કરીને
બરમીઝ ઉપાધયાઓ પોતાના લોકોને જમાનાઓ થયા છેત-
રતા આવયા છે અને હજુ તેમ કરેછે, એ માણસની ત-
વારીખમાં એક ખરેખરી અજાયબીની વાત છે.

**૨૮૯૨ દુનીઆં ફના થવાની એક આગાહી**–૧૭૧૨
ના વરસમાં વીહસટન નામે એક ઇંગ્રેજ વીદવાને એવી આ
ગાહી કીધી હતી, કે ૧૪ મી અકટોબર અને બુધવારે સવારના
પાંચ કલાક અને પાંચ મીનીટે એક ધુમકેતુ દેખાશે, અને તે
પછીના શુકરવારે દુનીઆ આગથી ફના થઇ જશે. વીહસટ

વીશ લોકોનું મત ઘણું ઉંચું હતું, અને ધુમકેતુ દેખાયો. હજારો લોકો બોટોમાં બેસીને થેમ્સ નદીમાં ઊતરી પડયા, કે પાણી તેમને આગથી બંચાવે. શેર બજારના ભાવ ઉતરી ગયા. એક ડચ વહાણના કેપટને પોતાનો સઘલો દારૂગોલો નદીમાં ફેંકી દીધો, કે વાહણને આગના બનાવમાં નુકસાન થાય નહી. ધુમકેતુ દેખાયા પછી, બપોરે એકસો પાદરીઓ ને નદીપર મોકલવામાં આવયા, કારણ કે દેવલમાં કોઈ હાજર નહી હોવાથી બંદગીનું કામ તયાં થઇ શકયું નહી હતું. ઘણા લોકો એવું માનવા લાગ્યા, કે રસ્તાએજનો વખત આવી લાગ્યો છે. ઇંગિલંડની બેંકમાં લોકોની દોડાદોડ ચાલી રહી, અને તેના ડીરેકટર સર ગીલબરટ હીથકોટે લંડનની આગ બુજવનારી સરવ કંપનીઓ ઊપર હોકમ કાહાડયા કે તેઓએ પોતાનું કામ કરવાને તતપર રહેવું, અને મુખ્ય કરીને બેંક ઊપર ઘણી સાવચેત નજર રાખવી! પણ તે સઘલાંનું શેવટ બીજી અટકલો જેવુંજ આવયું.

**૨૮૯૨ આલ્પસ પરવત ઉપર બાંધેલા ગાડી ઘોડાના રસતા**—આલ્પસના ઊંચા પરવતો ઊપર બાંધેલી ગાડી ઘોડાની સડકોની લંબાઇ માણસની મહાભારત શકતીનો એક મજબુત દાખલો છે. રસ્તાનું ચઢાણ સરાસરી ગણતરીએ એક ફુટની લંબાઈ સાથે એકેક ઈંચ વધતું જાય છે, અને તેની આડી ટીડી અને સરવાકારી વલણોનો તો જાણે છેડોજ નથી. આ રસ્તો બાંધવાને ૩૦,૦૦૦ માણસોને રોકવામાં આવયાં હતાં, અને તેમનું કામ ૬ વરશો સુધી ચાલયું હતું. ૪૦ માઇલના વીસ્તારમાં ૬૧૧ પુલો, ૧૦ ગાલરીઓ, અને ૨૦ મુસાફર ખાનાંઓ છે, અને તે છતાં સડકની સરાસરી પોહલાઇ ૨૫ ફીટથી પણ વધુ છે.

**૨૨૯૩ માણસાઇ મરઘો**—ગેઇ સદીની શરૂઆત સુધી એક ઘણી નવાઇ જેવી અને બેહૂદી રસમ ઇંગિરેજી દ-

રબારમાં ચાલુ હતી. લેનટ નામે ઓલખાતા ખરીસટી રોજા ઉપર એક ચોકસ નેમી રાખેલો અમલદાર રાજાના મેહલની આસપાસ દર રાત્રે કલાકે કલાકે મરઘાની માફક વાસતો હતો! એક વેલા એવું બનયું, કે લેનટના દીવસો ઉપર જયોરજ પેહલાનો વડો દીકરો રાત્રે ખાણું ખાતો હતો, તેવામાં ઉપલો અમલદાર તુરત તેના ઓરડામાં દાખલ થયો, અને "કુકડે કુક" કીધું! તે શખસ પોતાને જાણી બુજીને અપમાન કરે છે એવું સમજીને શાહજાદો ઘણા ગુસામાં તેને સજા કરવા ઉઠયો, પણ જયારે તેને તે કીરીયાની ખુબી સમજાલવામાં આવી, તયારે તે સંતોષ પામયો. તે વખત પછી આ બેવકુફી ભરેલો રીવાજ બંધ પાડવામાં આવયો.

**૨૮૯૪ કોઇબી ચીજને પથરરૂપી કરવાનો ગુણ ધરાવનારા પાણીના ઝરા**–ઇંગલાંડ મધે યોર્કશાયરમાં નેસબરો નામે ઉપલો ગુણ ધરાવતો એક ઝરો છે. તયાં ગરીબ ફેરીઆઓ આવીને તરેહવાર સુંદર રોપા અને નાજુક ફુલોને પથરરૂપ કરી લેઈ જાયછે, અને પછી તેઓ તેમને મોંઘે ભાવે વેચીને "બે પઇસા" રલી ખાય છે. નેર્સબરોના જેવા ઝરાઓ કાંઇ સાધારણ જોવાની ચીજો નથી, તોપણ બેશક આખી પરથવી પર એવા ઘણા ઝરાઓ વીખરાઇ પડેલા છે, અને તેઓમાંના થોડાક તો જાત જાતની વસ્તુઓને પથરરૂપી કરવાનો ગુણ ધરાવેછે. આ ગુણ, જે જાતની જમીન ઉપર તે ઝરાઓ વેહ છે, તે જમીન પેદા કરેછે. ખડકની ઘણી બારીક રજો એવાં પાણીમાં પચેછે, [illegible] જયારે કોઇબી ચીજો આ ઝરાઓમાં બોલવામાં આવેછે, તયારે તેમના છેક અંદરના ભાગ સુધી આ રજો પોહુચી વલેછે અને તેમને પથરનું ઢાંકણ આપી દેછે, જેથી તેઓ પથરનું રૂપ લેછે. ઉપર કહેલો નેર્સબરોનો ઝરો એક જોવા લાયક

દેખાવ છે. તે એક ટેકડી ઊપર આવેલો છે, અને તેનાં પાણીનો નીરમલ ધોધ, જે એક મીનીટમાં વીસ ગયાલન જેટલો વધેછે, તે જોવો ઘણો રલીઆમણો લાગે છે.

**૨૯૯૫ કલીફ હરૂન અલરશીદનું અજાયબ જેવું ઘડીઆલ**-ફરેન્ચ તવારીખ કરતાઓ કહેછે કે વખણાયલા કલીફ હરૂન અલરશીદે ફરાનસના રાજા શાર્લેમેન ઊપર ૮૦૭ ના વરષમાં એક મોટું ઘડીઆલ મોકલ્યું હતું. તેનાં સાંચા કામ વીગેરેએ ફરેનચ દરબારનું ઘણું ધયાન એંચ્યું હતું. તેમાં ચોકસ જાતનાં ચકરો હતાં, અને કાંહેક ગોઠવણથી એક પાણીનો ધોધ પોતાના જોરથી તેમને ચલાવતો હતો. તેના ચંદા ઉપર કલાકના આંકડાઓને બદલે બાર નાના બારણાંઓ હતાં, અને જે કલાક ઊપર કાંટો આવતો હતો, તે કલાકવાલું બારણું ઊંઘડીને બે નાના પીતલના દડાઓ બાહાર આવતા, અને એક ઘાંટ ઊપર કલાક વજાડતા હતા. આ પ્રમાણે એકથી અગયાર કલાક સુધી બારણાં ઊંઘડયા કરતાં હતાં, પણ જયારે બાર ઉપર કાંટો આવતો, તયારે તે આંકડાવાલાં બારણામાંથી બાર ઘોડેસ્વાર પેહલવાનોના આકારો બહાર આવતા અને ચંદાની ગોલાઇએ દમામથી ફરી જતા હતા.

**૨૯૯૬ હાલંડ દેશના ચોકસ સીકાઓના છાપને લગતી જાણવા લાયક તવારીખ**-હાલંડ દેશના ડોરડરેકટ નામના શેહરમાં સીકાઓ ઊપર એક દુધ દોહતી દુધવાલીનો છાપ પાડવામાં આવે છે. આ નવાઇ જેવા છાપ સાથે નીચલી તવારીખ જોડાયલી છે. જયારે હાલંડ દેશ છુટાપણું મેલવવાને માટે સ્પેન સાથે લડતું હતું, તયારે પાછલાં દેશે ડોરડરેકટ ઉપર એકાએક હલો કરીને તેને સર કરવાના ઇરાદાથી એક લશકરની ટુકડીને તયાં છુપાછુપ મોકલી. શેહરની

પડોસમાં રેહતા કોઇ તવંગર ખેડુતની દુધવાલીઓ દુધ દોહ-
વા જતી હતી, તેવામાં તેઓએ થોડા સીપાઈઓને ઝાડીની
પછવાડે સંતાતા જોયા. સમયસુચકતા વાપરીને તે દુધવા-
લીઓએ અંજાણપણાનો દેખાવ કરીને પોતાનું કામ
બેદેહશત કરી ગઈ. ઘર પોંહચતાંજ પોતાના શેઠને દુશમ-
નો વીશે ખબર આપી, અને તેણે શેહરનો હાકમ, જેને હા
લંડમાં બરગો માસ્ટર કેહેવામાં આવે છે. તેને ચેતાવીને
ઘટતા ઉપાયો લેવાડયા. આ સેવાના બદલામાં તે સ્ત્રીઓને
ઇનામો આપવામાં આવયાં હતાં, અને તેમના કામની યાદ-
ગારી સીકાના છાપના રૂપમાં કાયમ રાખવામાં આવી છે.

**૨૮૯૭ દરીઆમાં નાહાવાનું યુરેપમાં કયારે શરૂ થયું ?**—અસલી ગરીક અને રોમન લોકો દરીઆ ઊપર ધા-
સ્તીની નજરે જોતા હતા. સમુદરનાં પાણીમાં શરીર બોલ-
વું, એ એક ભયંકર અખતરો ગણાતો હતો; અને જો ગ્રી
ક યા રોમન તેમાંથી જીવતો બાહેર નીકલતો, તે પાસેનાં દે-
વલમાં જઇને, સમુદરના દેવતા પોઝાઈડોન અથવા નેપચયુ
નની મેહેરબાનીને માટે માનતાઓ લેતો હતો. દરીઆ તર
ફની આ બીક, ગ્રીક અને રોમન લોકોના વખત પછી ઘ
ણી સદીઓ સુધી યુરોપમાં ચાલુ રહી હતી. દશમીથી તે પં
દરમી સદી સુધી તેના સુખાકારી ગુણો, અને મનુષયની આ
મડીને સુધારવાની તેની ખુબી અંધારામાંજ રહી હતી. એ
ટલુંજ નહી, પણ તે વખતના ગુનેહગારોને સજા તરીકે સ-
મુદરના પાણીમાં જોર જુલમથી બોલી કાહાડવામાં આવતા
હતા, અને તેનું પરીણામ જોઇતી અસર ઊપજાવતું હતું !
છેક ગઇ સદીની અધવચમાં ઇંગલંડમાં દરીઆના સુ-
ખશાંતી આપનારા ગુણો વીશે પેહેલ વેહલી માહીતી
થઇ. તે વખતે યુરોપના પશ્ચીમ ભાગમાં કંઠમાલાનો રોગ

બહુ પીડાકારી થઇ પડયો હતો, અને સરવે વરગના લોકોને તે થોડો યા ઘણો લાગુ પડયો હતો. દરીએ કીનારે વસતા લોકો આ રોગની સામે ઉપાય લેવા ખારૂં પાણી પીતા, સમુદરમાં નાહતા, અને દરદને તેના પાણીથી ધોતા હતા. આ ઉપાયનો ફાયદો ઘણી કારગત રીતે થતો હતો, અને દરદીઓ થોડાજ વખતમાં તને અને મને મજબુત થઇને બાહેર પડતા હતા. સમુદરનો આ ગુણ દરબારના વઇદ ડાકટર રસલની જાણમાં પેહેલ વેહુલો આવયો, તેણે પોતાના ઘરાકોને તે ફરમાવયો, અને તેની નકલ તેના વખતમાં બીજા તબીબોએ કરવા માંડી. થોડા વખતમાં ઇંગલંડના કીનારા પર હજારો ગામડાં અને બંગલીઓ ઊભી થઇ, અને આગલ ચાલતાં ગામડાંઓનાં મોટાં આબાદ શેહેરો થયાં. છેલી સદી આખર થતાં જરમનીએ ઇંગલંડનો દાખલો પકડયો. તેની પાછલ બેલજીઅમ, તેની પાછલ ફરાનસે સમુદરની આશીરવાદ ભરેલી ખુબીઓ પીછાની.

**૨૮૯૮ કરજદારને ઊડાવવાની એક સરસ હીકમત**-પ્રખયાત કવી અને નાટકકાર શેરીડન માટે કહેછે કે, તે પોતાના હાલોવે નામના એક માંગનારને બહુ ઊડાવયા કરતો હતો. એક દહાડે તે પોતાના મીત્ર સાથે રસતેથી પસાર થતો હતો, તેવામાં સામેથી હાલોવેજ, એક ઘોડા ઉપર સવાર થયલો આવી મલયો. તેણે તુરતજ પોતાનો ઘોડો થોભાવીને ઉઘરાણી કરવા માંડી; અને શેરીડનને તેની ઢીલ માટે સારી પેઠે ઠપકો આપીને કેટલીક ગાલો ચોપડી કાહાડી. શેરીડને થંડે પેટે તે સાંભલયું, અને તેની કાંઇ દરકાર નહી કરતો હોય એવી રીતે તેના ઘોડાની તરફ વખાણની નજરે નીહાલવા માંડયું, અને બોલ્યો, "કેવો સરસ ઘોડો તારે હાથ લાગોછે, હાલોવે" હાલોવે પોતાના ઘોડાની વખા

ણ થયલી જોવાને બહુ ખંતી હતો, તે જાણીનેજ શેરીડને આ ટીકા કરયા હતા. હાલીવેએ મગરૂરીથી ફુલીને શેરીડન આગલ પોતાના ઘોડાની વખાણ ચલાવવા માંડી. શેરીડને તેને અરજ કરી કે, જરા એની ચાલણ મને દેખાડો. તરતજ હાલીવેએ ઘોડાને એડ મારીને થોડોક દોડાવયો, અને તે તકનો લાભ લેઇ, શેરીડન પડોશનાં એક દેવલના નાના દરવાજામાંથી થઇને બીજી બાજુએ નીકલી ગયો. પાછો ફરતા, હાલીવેને ભારે ખીજવાટ સાથે માલમ પડયું કે, શેરીડને તેને કેવી થાપ આપી હતી.

**૨૮૯૯ અસલી અંગરેજોના બીલાડી વીશે કેટલાક વેહમો**–અસલી અંગરેજોમાં બીલાડી વીશે તરેહવાર નવાઇ સરખા વેહમો ચાલતા હતા, જે હજીબી કેટલાક વેહમો અંગરેજોમાં ટકી રહેલા છે. એક વહેમ એવો હતો, કે કાલી બીલાડીને કોઇ માનસ ચુમી લે તો જાડો થાય, અને સફેદને લેતો તે લેવાઇ જાય. વલી એવું માનવામાં આવતું, કે જેઓ બીલાડી પાલે તેમની કનયાઓને વર મેલવવામાં કશી હરકત પડશે નહી. અસલી સેલરોની સ્ત્રીઓ હમેશાં ઘરમાં બીલાડી પાલતી, કેમકે તેથી તેમના ધણીઓને દરયાઇ મુસાફરીમાં કશોબી જોખમ લાગતો અટકશે, એમ મનાતું હતું. વલી કેટલાકો એમ માનતા હતા કે, બીલાડીઓ નાનાં બાલકોનો શવાસ ચુશી લેઇને, તેમને મારી નાખેછે. તે વેહમ છેક ગઇ સદીની આખરી સુધી ચાલતો હતો, અને લોકોનો તે પર એટલો બધો વીશવાસ હતો, કે ૧૭૯૧નાં સાલનાં ઇંગલંડનાં સરકારી રેજીસટરમા, એક બીલાડીએ એક બાલકનો દમ ચુસી લેવાના દાખલાની નોંધ, પુરતી ગંભીરાઇ સાથે લીધેલી જોવામાં આવેછે. તે નોધમાં આ પ્રમાણે લખેલું છે:– "તા૰ ૨૫મી જાનેવારી ૧૭૯૧ને દીને પનાઇ

માઊથ ખાતે એક અઢાર માસની વયનું બાલક અંચીતું મરણ પામેલું જણાયું હતું. તેની લાશ પર ભરાયલી કોરોનરની જુરીએ તપાશ ચલાવીને મત આપયું કે, એક બીલાડીએ તે બાલકનો દમ ચુશી લેવાથી, તે મરણ પામયું હતું." ડેવનશાયરનાં લોકો હજી સુધી માનેછે કે, મે માસમાં જનમેલી બીલાડી કદી ઊંદર મારતી નથી, પણ ઉલટાં સાપનાં બચાં તથા બીજા જીવડા બાહેરથી ઘરમાં લાવી મેલેછે.

**૨૯૦૦ એક રેલવે ટરેનમાં એક ઘોડાએ કરેલી ગમત**-થોડા દીવસ ઊપર સાઇરાકયુસથી સારટોગા ખાતે જતી એક રેલવે ટરેનને મારગમાં કેટલીક નહીં ધારેલી અડચણથી અટકવું પડયું હતું. એ ટરેન થોડે રસ્તે જવા પછી, ધાસતી વેલા ડરાઇવરને ચેતવણી આપવા માટેના ઘંટનું દોરડું કોઇએ ખેંચવાથી, તરતજ ટરેનને થોભાવીને ડરાઇવરે ટરેન થોભાવવાનાં કારણ વીશે પુછપરછ કરવા માંડી. કોઈ ઊતારૂએ દોરડું ખેંચયું હતું નહીં એમ જણાવાથી, કાંઇ અકસમાતથી તે ખેંચાયું હશે એમ માની ટરેન આગલ ચલાવામાં આવી. તે થોડાક કદમ વધી, એટલે પાછો ઘંટ વાગો. કોઇ જાણી જોઈને ઘંટ ખેંચેછે, એમ માની ડરાઇવરે ટરેન અટકાવી અને તે માટે તપાસ ચલાવી, પણ કાંઇ જણાયું નહી. ત્રણ ચાર વખત એવી રીતે થયા કીધું, અને ડરાઇવરે ટરેન થોભાવીને વધારે ચોકસાઇથી પણ તદન નીશફલતા સાથે તપાસ ચલાવયાજ કીધી. અંતે ઘોડાઓ ભરેલાં ગાડાં તરફ એક જણનું ધયાન ખેંચાતાં જણાયું કે, ઘંટ ખેંચવાનાં દોરડાંનો તે ગાડાં સાથ લગાડેલો ભાગ નીચે લટકી પડવાથી, એક ઘોડો તે સાથે ગેલ કરતો હતો. તરતજ તે દોરડાંને ઊંચે ચડાવીને, વગર હરકતે ટરેન આગલ ચલાવવામાં આવી.

**૨૯૦૧ જરમનીમાં લગ્ન વેળા થતી એક રમુજ**—જરમનીમાં લગ્ન વેળા કન્યા ઉપર એક રમુજી ક્રીયા કરવામાં આવે છે. લગ્નની સહવારે કન્યાને તેની કેટલીક સહીઓ એક હાર પેહરાવે છે, અને લગ્ન ક્રીયા થઈ રેહવા પછી, તે હાર કન્યા કાહડી નાખે છે. તે કાહાડવા પછી તેણીની આંખે પાટા બાંધવામાં આવે છે, અને તેણીના સઘળી સહીઓ તેણીની આસપાસ ફરીને નાચે છે. એ વેળા કન્યા આંખે પાટા બાધેલા રાખીનેજ, પોતાની સહીઓની કોઈએકનાં માથાંપર તે હાર નાખે છે. જેના માથાંપર તે જઈ પડયો, તે, તે દીવસથી એક વરસની અંદર પરણશે, એમ માનવામાં આવે છે.

**૨૯૦૨ ગોધા સાથે લડાઈ કરવા નીકલેલી સ્ત્રીઓ**—થોડી મુદત ઉપર સપેનમાં તારાગોના ખાતે કેટલીક સ્ત્રીઓએ, મરદનો વેશ લેઇને એક જંગલી ગોધા સાથે લડાઈ ચલાવી હતી. એ દેખાવ જોવા માટે પુષકલ લોકો ભેગાં મલ્યાં હતાં, અને ચોકસ લવાજમ લેઇને તેમને તે રમત દેખાડવામાં આવી હતી. પણ લોકોને તદન નીરાશ થવું પડયું હતું. શરૂઆતમાં એક ગોધા સામે ત્રણ સ્ત્રીઓને ઊતારવામાં આવી, તે દરેકને થોડી પલમાં ગોધાએ પોતાનાં સીંગડાપર ઉઠાવીને દુર ફેંકી દીધી; અને તે દેખાવ જોઇ બીજી સ્ત્રીઓ નાહીમત બની ગઈ, અને કોઇ લડવા ઊતરીજ નહી. લોકોને ખબર ન હતી, કે આ ખેલાડીઓ સ્ત્રી છે, અને તેથી તેમને મરદો સમજીને તેમનાં હીચકારાપણાંથી લોકો ચીરડાઇ ગયાં. તેઓએ પોતાની બેઠકો ભાંજવા તથા ગડબડ કરવા માંડી. તેમને ખબર આપવામાં આવી કે તેમના પઇસા પાછા મલશે, અને તેથી તેઓ શાંત પડીને ટીકીટ આફીસ તરફ દોડી ગયા. થોડાક જણના પઇસા

પાછા મળ્યા, પણ પછી તે આપનાર કામદાર પઇસા નાસી ગયો. આથી પાછી ગડબડ વધી પડી, અને મુશકેલીથી પોલીસ તથા લશકરની મદદથી લોકોને વાળવામાં આવ્યા. તે પછી, એ એલ કરનારાઓને પકડી ગુનાહના વાંક માટે સજા કરવામાં આવી છે. પણ એ દાખલાની દરકાર ન કરતાં, સપેનની રાજધાની માડરીડ ખાતે કેટલીક મજુર સ્ત્રીઓ ગોધાઓ સાથે લડાઇ ચલાવા તઇયાર થઈ છે. તેઓએ પોતાની એક ટોલી ઉભી કરી છે, અને ગામેગામ ફરીને ગોધાની લડાઇના તમાશા લોકોને દેખાડવાનો તેમનો ઇરાદો છે.

**૨૯૦૩ નામદાર માહરાણીની ચીત્રકલામાં કાબેલીયત**–ચીતારાના હુનરમાં આપણી નામદાર માહરાણી બહુ કુશલ છે. તેણીને એ હુનરની તાલીમ આપનાર ચીતારો વીલયમ લીચની જીંદગીનો હેવાલ છપાયો છે, તે ઉપરથી જણાય છે કે, ચીત્રકલાની તાલીમ લેતી વેલા, નામદાર માહરાણી તે ઉપર બહુજ ઉલટથી ધયાન આપતી હતી. જાણે તે ઉપર પોતાનાં ગુજરાણનો આધાર રાખવાનો હોય, તેમ તે મેહનત કરતી હતી. તેણીએ પાડેલાં વીંડસરના મેહલના નજદીકના કેટલાક સુંદર દેખાવોનાં ચીત્રો, મી૰ લીચને એટલાં પસંદ પડયાં હતાં, કે તે તેણે ફરેમમાં જડાવા માટેનાં પરવાનગી મેલવી. એ ચીત્રો જડાવા માટે તેને ત્યાં રહેલાં હતાં, તે વેલા એક મીત્રે તે ચીત્રો જોઇ તેમની ઘણી વખાણ કીધી. મી૰ લીચે જયારે તેને કહયું કે, એક સ્ત્રીએ તે પાડયાં છે, ત્યારે તે બહુજ અજબ થઇ ગયો, અને બોલયો કે, આ સ્ત્રી બેશક ચીતારાનાં ધંધામાં ફતેહમંદ નીવડશે. મી૰ લીચે નામદાર માહરાણી અને તેણીનાં છોકરાંઓને એ હુનર શીખવવામાં બાવીશ વરસ કહાડયાં હતાં.

**૨૯૦૪ રેલવેના વેહવાર સામે શુરૂઆતમાં દેખાડવામાં આવેલા કેટલાક વેહમો**—યુરોપયનો જેવા સુધરેલા લોકોમાંથી, રેલવેના વેહવાર સામે ધરમ સંબંધી વેહમો રાખનારા કેટલાક લોકો હતા. ઘણાક લોકો, તેમાં અક્સર કરી ખરીસટી ધરમગુરૂઓ, એ રેલવે દાખલ કરવા સામે નવાઇ સરખા વાંધાઓ ઉઠાવતા હતા. તેઓ કેહતા હતા કે, એક વરાલ શક્તીનો મુસાફરીના કામમાં મદદ લેવી, એ ખુદરત સામે લડાઈ ઊઠાવા જેવું છે, અને જેઓ તેને ઉતેજન આપશે, તેઓ ખતા ખાશે. ફરાનસના એક ધરમગુરૂએ રેલવેના વેહવારમાંથી પોતાની મતલબને અનુસરતો એક નવોજ સાર કાહાડયો હતો. તેણે જાહેર કરયું હતું, કે મુસાફરખાનાં વાલાઓ રવીવારે અપવાસ નહી પાલતાં પોતાના લાભને ખાતર ખાણાં પકાવે છે, તેમને સજા કરવા માટે ખુદરતે રેલવે દાખલ કરવાનો વીચાર માણસોને સુજાડયો છે, કેમકે તેથી હવે મુસાફર ખાનાવાલાઓની નજર સામે, મુસાફરો તેમને ત્યાં આગલ માફક નહી ઉતરતાં રેલવેમાં આગલ ચાલી જશે, અને તેથી સુગે મોંડે તેમને પોતાની રોજી પોતાનાં બારણાં આગલથી ચાલી જતી જોવી પડશે.

**૨૯૦૫ માણુસના સ્વભાવ ઉપર ગાયનની અસર**—માણુસ જાતના સ્વભાવનો મોહોલો અનુભવ ધરાવનાર એક અંગ્રેજ ધર્મગુરૂને માટે કહેછે કે, તેણે પોતાનો સઘલ બેટીઓને ગાયનની પાકી તાલીમ આપી હતી. તે સર્વ છોકરીઓ ઘણા આનંદી અને સારા સ્વભાવની હતી, અને તેઓમાં કદીબી કુસંપ, અદેખાઇ વગેરે દુર્ગુણોનાં ચીનહો નજરે પડતાં નહી. તેઓના બાપને તેમની એવી સારી કેલીવણીનું કારણ કોઇ પુછતું, તો તે કહેતો કે, “એમની ગાય

નની તાલીમ, એઓની સારી હાલતનું મુલ કારણ છે. હુ કદીપી એ લોકોમાં ખટપટ ચાલતી જોતો, કે તરત તેમને ગાવાનો હુકમ કરતો; કોઇ જરાપી ચીંતાતુર અથવા ગુસે થયલી દીઠે, એટલે હું તેણીને ગાવાની ભલામણ કરતો; કોઈ દીને તેઓ બુરૂં બોલવાની પેરવણ કરે, એટલે તેમને આગલ વધતાં અટકાવીને એક ગીત ગવાડતો; અને એ રીતે ગાયનની અસર, તેમના સ્વભાવ ઉપર ઘણી સારી થઈ છે.

માણસના સ્વભાવ ઉપર ગાયનની થતી ચમતકારીક અસરનો બીજો એક દાખલો આપવામાં આવેછે. ઇંગ્લંડ અને સપેન વચ્ચે આગલ લડાઇ ચાલતી હતી તે દરમયાન સપેનીયરડોને હાથ કેદ પકડાયલા કેટલાક હાઇલાંડ સોલજરોમાનો એકજણ એક ખુબસુરત સપાનીસ સ્ત્રી ઉપર મોહી પડયો. કેદમાંથી છુટકો મેલવવા પછી તેણે વીચાર કરયો કે, સકાટલંડના પાહડી મુલકમાં જઇને લશકરી જીંદગીના જંજાલ ખમવા કરતાં, સપેન જેવા ફલદરૂપ મુલકમાં મારી પ્રીયા સાથે રહીને શાંત જીંદગી ગુજારૂં. તેનો આ વીચાર તેના બીજા હાઇલાંડર ભાઇબંધને જણાતાં, તેણે તેને કોઈ રીતે વારયો નહી, પણ તેને પોતાના તંબુમાં લેઇ જઇને બેસાડયો, અને હાઇલાંડરોનો એક માનીતો રાગ તેને ગાઈ સંભલાવયો. આ રાગ સાંભલતાંજ પેલાને પોતાનાં વતનની સઘલી વાતો યાદ આવવા લાગી, તેનું સ્વદેશાભીમાન ઉશકેરાઇ આવ્યું, તેની આંખો આંસુથી ભરાઇ ગઇ, અને સપેનમાં મોજ મજાહની જીંદગી ગુજારવા કરતાં પોતાના વતનની મેહનત અને થાક તેને વધારે વાહાલી લાગવા માંડી. તરતજ તેણે પોતાનો વીચાર ફેરવયો, અને પોતાના વતનનો રસ્તો લીધો.

**૨૯૦૬ જીંદગી વીશે કાલજી રાખવાનો ખરો વખત (!)**—પ્રોફેસર ઊડવરડ નામે વીદવાન માટે કહે છે કે તે,

ઘણો રમુજી બોલનાર તથા લખનાર હતો. તેણે એકવાર ડાકટર મીડ નામે તબીબની કાંઇ ઠેકડી, પોતાના વઇદાંને લગતા એક નીબંધમાં કરવાથી, તે તબીબે તેને તલવારથી લડવાની "ચાલિંજ" કીધી. લડતાં લડતાં પ્રોફેસર ઉડવરડ હારયો, અને ડાકટર માંડે તેનાં ગલાં સામે તલવાર ધરીને તેને તાબે થવા માટે ફરમાવતી વેલા કહ્યું કે, "તારી જીંદગી માંગી લે." એવી અંતની ઘડીએબા પ્રોફેસર ઊડવરડ પોતાના રમુજી સ્વભાવને છોડી શકયો નહીં, અને ત બેદારીની નીશાન દાખલ પોતાની તલવાર ડાકટર મીડને સરણ કરતાં બોલ્યો, "તારી દવા કરો મને કરવી પડશે, ત્યારે મારી જીંદગી તારી પાસે માંગી લેઇશ, કેમકે જીંદગીની માંગણી કરવાનો વખત તેજ છે."

**૨૯૦૭ એક ચીતારાની કાહાણી**–બેલજીયમમાં ડેવીડ ટેનીયરસ નામે એક પ્રખ્યાત ચીતારો થઇ ગયો છે. તેને માટે કહેછે કે, તે અતીશે પ્રમાણીક અને ભલાં દીલનો માણસ હતો. તેનાં પ્રમાણીકપણાં અને ઉદારતાનો એક ઘણો સરસ દાખલો, તેણે પંદર વરસની નાદાન વયમાં આપયો હતો. કહેછે કે, એટલી નાની વયે તે પેહલ વેહલો ચીતારાના ધંધામાં પડયો હતો. એ ધંધાને કારણે તે એનટવરપ ખાતે આવી રહેલો હતો, તેવામાં તેનો એક જુનો મીત્ર તેને અંચીતો મલીં ગયો. તે મીત્ર આગલ સારી અવસથામાં હતો, પણ બહુ અપ્રમાણીક અને વીષયી હોવાથી, તે નાચારીમાં આવી પડયો હતો. તે એટલી લાચાર હાલતમાં હતો કે, પોતાનું પેટ ભરવાના પણ તેની પાસે પઇસા હતા નહી, અને ટેનીયરસ તેને મલયો, ત્યારે તે એક ભઠીયારાની દુકાનમાંથી એક પાંઉ ચોરવાની વેત્રણમાં હતો. તેની ઉપર દયા લાવીને ટેનીયરસ તેને પોતાની

સાથે જમવા તેડીને, એક પોંહચખાનામાં લેઇ ગયો. તયાં જવા પછી ટેનીયરસે પોતાની શકતી પ્રમાણેનું સાદું ખાનું મંગાવ્યું, પણ તેના મીત્રને ઘણે દીવશે સારૂં ખાવાની તક મલવાથી, તેણે નફટાઇથી સારી સારી વાનીઓ મંગાવવા માંડી. શરમમાં પડીને ટેનીયરસે તે સામે કશો વાંધો લીધો નહી. જમી રહયા પછી જે બીલ આવ્યું, તેમાં જણાવેલા પઇસા ટેનીયરસનાં ગજવામાં હતા નહી, તેથી બીલ ચુકવવા વીશે તે વીચારમાં પડયો. તેઓના જમવાના ઓરડાનું એક બારણું રસ્તા ઊપર ઉઘડેલું હતું. તે વાટે નાસી જવાને પેલા મીત્રે તેને સલાહ આપી. જે અલબતે ટેનીયરસે ધીકારી કાહડી. તેને પડતો મેલી પેલો અપ્રમાણીક શખસ પોતે એકલો નાસી જવાની પેરવણમાં હતો, તેવામાં એક નાનો ભીખારી છોકરો તે બારણાંમાં આવી ઉભો; અને પોતાની એક આંધલી માતા માટે મદદ માંગી. ટેનીયરસે વગર વીચારે પોતાનાં ગજવામાં જે થોડા ઘણા પઇસા હતા, તે તેને આપી દીધા. છોકરો તેને દુવા દેતો ઊભો હતો, તેવામાં તેને એક વીચાર સુજયો. તેણે તે છોકરાને ઉભો રાખીને તેનું ચીત્ર પાડી લીધું; અને તે ચીત્ર પોહચખાનાં વાલાને તેના ખાવાના પઇસાના બદલામાં આપવાનો તે વીચાર કરવા લાગો. તે પોંહચખાનામાં ઊતરેલા એક ઈંગરેજ ઊમરાવે આ સઘલો બનાવ જોયો હતો; અને તેણે ટેનીયરસને પેલાં ચીત્રની સારી કીમત આપીને તે ખરીદ કીધું; તથા તેનાં પ્રમાણીકપણાં માટે તેને શાબાશી આપી. પોંહચખાનાં વાલાના પઇસા તેમાંથી ચુકવીને, બાકીના પઇસા દયાલુ ટેનીયરસે પોતાના પેલા અપ્રમાણીક મીત્રને આપયા, તથા સારી જીંદગી ગુજારવા માટે શીખામણ દેઇ વીદાય કરયો. આવા ભલા માણસને તેને લાયકનો

દલો ઇશવરે થોડાજ વખતમાં આપયો; અને પોતાના ધંધામાં કીરતી તથા દોલત મેલવીને, હેંસી વરસની બુજો રગ વયે તે મરણ પામયો.

**૨૯૦૮ ખાવા પીવા પાછલ પઈસા કોણ વધારે ખરચે છે?**--લંડનનાં એક મોટાં હોટલના માલિકે થોડા વખત ઉપર એક નવાઇ સરખી ગણતરી કરી હતી. કેઈ જાતના લોકો ખાણાં પીણાં પાછલ વધારે પઇસા ખરચે છે, તે નકી કરવા માટે તેણે પોતાનાં ઘરાકોની જાતવારી નકી કરીને હીસાબ રાખવા માંડયો હતો. કેટલાક મહીનાના હીસાબ ઉપરથી તે મત બાંધવાને શકતીવાન થયો છે કે, ઈંગ્રેજો એ કામમાં નાણાં ખરચવામાં પેહેલા ઉતરે છે, તેમનીથી ઊતરતા જરમનો આવે છે, તેમની પાછલ ફરેંચો અને તેથી ઊતરતા અમેરીકનો છે. એક લખનાર એ ગણત્રી ઊપર ટીકા કરે છે કે, અમેરીકનો ખાવા પીવામાં એટલા બધા ઉતરતા નથી. હોટલોમાં ખાવા કરતાં દારૂ વગેરે પીણાં પાછલ વધારે ખરચ થાયછે, અને અમેરીકનો જમતી વેલા બીલકુલ દારૂ પીતા નથી, પણ જમવાની કેટલોક વખત આગમજ પીયે છે, અને મજકુર હોટલના અમેરીકન મેહમાનો જમવા આગમજ જુદો દારૂ પીને તેના જુદા પઇસા આપતા હોવાથી, તેમનાં જમવાના ખરચનાંજ બીલ ઊપરથી ઊપલી ગણત્રી થઇ હશે.

**૨૯૦૯ છાકટપણાંથી થતી ભયંકર ખરાબીઓનો એક સરવાલો**—"સાયનસ મંથલી" નામે એક વીદયા હુનર સંબંધી ચોપાનયું, છાકટપણાંથી થતી ખરાબીઓનો કેટલીક ધયાન ખેંચનારી વીગતો આપે છે. તે ઊપરથી જણાય છે કે, એકવાર લંડનની આસપીટાલમાં ૧૨૭૧ દેવાનાં માણસોની આગલી તવારીખ વીશે ખોલ કરવામાં આવી

હતી, અને તે ઊપરથી માલમ પડયું કે, તેઓમાંના ૬૪૯ જણાંનાં દીવાનાપણાનું કારણ, બેહદ દારૂ પીવાનો શોક હતું. એડીનબરે। શેહેરમાં સતાવીસ હજાર માણસો અશકત અને લાચાર હાલતમાં છે, અને તેઓમાંના વીસ હજાર માણસો, છાકટપણાને વશ થવાથીજ, તેવી હાલતમાં આવી પડયા છે. લંડનમાં પણ, લાચાર માણસોના બે ત્રતયાંઉશ ભાગની કંગાલયતનું કારણ એજ માલમ પડયું છે. પણ એ માઠાં પરીણામો બગ અપરાધીઓને એકલાનેજ ભમવાં પડતાં નથી. કેટલાંક એવાં ઓધે ઊતરતાં દરદો છે, જેને છાકટપણું કારણ આપે છે, અને તેથી એક છાકટો માણસ પોતાની નાદાનીથી પોતે એકલોજ નહીં, પણ તેનાં બચ્ચાં અને કોઇ વાર તેની ત્રણ ચાર પેહડી સુધીની ઓલાદ પીડાય છે. તેને એકજ દાખલો આપેલો બસ થશે. માસાચુસેટસના એક તબીબે ત્યાંનાં ત્રણસો અરધાં ઘેલાં છોકરાંઓ વીશે તપાસ કરતાં, તેને માલમ પડયું કે, ૧૪૫ છોકરાઓના બાપ છાકટા હતા.

**૨૯૧૦ બ્રીટીશ શાહાનશાહાતનાં વીસતાર, વસતી વગેરેની ગણત્રી**–એવી ગણત્રી કરવામાં આવે છે કે, ગ્રેટ બ્રીટન, આયરલાંડ, કેનેડા, હીંદુસ્તાન, આસ્ટ્રેલીયા વગેરે મલીને આખાં બ્રીટીશ શાહાનશાહાતનો વીસતાર પંચયાશી લાખ ચોરસ માઇલનો છે. ઇજીપટ, ઝુલુલાંડ, અફગાનીસતાન વગેરે બ્રીટીશ શાહાનશાહાતની દેખરેખ હેઠલ રહેલા દેશોનો વીસતાર જો સાથે ગણીયે, તો એકંદર એક કરોડ ચોરસ માઇલ થાય. એટલી મોટી વીસતારની જમીનનો માત્ર પાંચમો ભાગ, ખેડાયલો તથા વસાયલો છે. કેનેડા અને આસ્ટ્રેલીયામાંજ, બીજાં વીસ કરોડ માણસ વસાવી શ[illegible]એટલી જમીન ખાલી છે. આખી શાહાનશાહતની

કુલે વસતી, સાડી એકત્રીશ કરોડ માણસની છે, જેમાં લગભગ ઓગણીસ લાખ હીંદુઓ છે. એ અબજથીએ વધારે રૂપયાની વારશીક મેહસુલ તેને મલે છે; અને તેમાં ચુમોતેર કરોડ એકલાં હીંદુસતાનમાંથી મલે છે. એકંદર લશકર સાહડા આઠ લાખ માણસનું છે, અને તેમાં સાત લાખ યુરોપયનો છે. જમીનનાં તેમજ દરયાઇ લશકર મલીને, એકતાલીશ કરોડ રૂપયાનો ખરચ થાય છે. બીજાં મોટાં રાજો સાથે સરખાવતાં, લશકર પાછલના ખરચમાં યુનાઇટેડ સ્ટેટ્સ સીવાય સઘલાં રાજોથી ઈંગલંડ ઊતરતું આવે છે.

**૨૯૧૧ ઘોડાઓ વીશે યુરોપયનોમાં ચાલતા કેટલાક વેહમો**—ઘોડાઓ વીશે કેટલાક જુના વીચારના યુરોપયનોમાં તરેહવાર વેહમો ચાલતા જણાયછે. તેઓ માને છે કે, જો ઘોડાના બંને આગલા પગ ઉપર સફેદ ધાભાં હોય, તે ભાગયશાલી નીવડશે. એક બાજુ પરના આગલા તથા પાછલા એકેક પગપર ધાભાં હોય, તો તે ખરાબ ચીનહ ગણાયછે. એકલા એક પગ ઊપર સફેદ ધાભું હોય, તે પણ સારો ગણાયછે. એક અંગ્રેજી કવીતા, એ વેહમ ઉપરથી નીકલી છે, જેનો અરથ એવો છે કે, એક પગે ધાભાં વાલાં ઘોડાને એકદમ ખરીદ કરો, બે ધાભાં વાલાને બેશક અજમાવો, ત્રણ ધાભાં વાલાથી સંભાલમાં રેહજો, અને ચાર વાલાને તદનજ પડતો મેલજો.

**૨૯૧૨ નાટકનો હુનર પેહલો હસ્તીમાં કોણે આણયો**—નાટકનો હુનર પેહલાં હસ્તીમાં આણવાનું માન, ગ્રીસ દેશને આપવામાં આવે છે. ગ્રીસની કેઈ ચોકસ પ્રજાએ એ હુનરમાં પેહલ કીધી, તે વીશે મતફેર છે; પણ સાધારણ રીતે આથીનીયનોને તે માન આપવામાં આવેછે. બાકસ નામે એક દેવતાની પુંજા વેલા ગવાતાં ગાયણો અને ટોંગ સોગ

ઉપરથી, આથીનીયનોને નાટકનો શોક લાગો હતો, તે દેવતા અનીતીવાન હતો એમ મનાતું, અને તેણે કરેલી તરેહવાર અનીતીનાં ગાયણો ગાવા ઉપરથી આગલ વધીને, તે કામો ની નકલ કરી દેખાડવાને તેઓ તજવીજ કરતા હતા. એવી રીતે એક કઢંગી રસમ ઉપરથી એક સારા હુનરનો પાયો નખાયો હતો.

**૨૯૧૩ ખાણાં ઉપર દારૂ પીતી વેલા લેવાતી સલામતી**–ખાણાં ઊપર દારૂ પીતી વેલા સલામતી લેવાનો સુધ- રેલો રેવાજ, કેટલીક જંગલી પ્રજાઓમાં પણ ચાલતો જોવામાં આવેછે. અસલી ઈંગ્રેજોમાં સલામતી લેવાતી વેલા- એક નવાઈ સરખી ક્રીયા થતી હતી. મેજબાની વેલા, એક મોટા ટમબલરમાંથી સઘલાઓ થોડો થોડો દારૂ પીતા હતા, અને એવી રીતે દરેક જણ દારૂ પીતી વેલા ઊભો થઈ સલામતી લેતો. એક વેલા એડવરડ નામે એક રાજા એવી રીતે સલામતી ઇછતો હતો, તેવામાં તેની નભરવશ હાલતનો લાભ લેઈ, એક દુશમને તેને તીર મારી બેજાન કરયો હતો. તે વખત પછી એવો ધારો નીકલ્યો, કે દરેક જણ દારૂ પીવા ઊભો થાય, ત્યારે તેની પડોશમાંનો એક માણસ તેની સાથે ઉભો થઇ હાથમાં નાગી તલવાર પકડતો, અને દારૂ પીનારનાં શરીરને કોઈ ઈજા નહી કરે, તેની સંભાલ રાખતો. થોડાક ફેરફાર સાથે એ રસમ હજી ઈંગ્લંડમાં ઘણે ઠેકાણે ચાલેછે. અલબતાં કાવાદાવા અને અંચીતાં ખુનો થવાનું હાલના વખતમાં આગલ જેટલું સાધારણ નથી, એટલે દારૂ પીનારના પડોશીને તેની સાથે ખુલી તલવારે ઉભા રહેવાની હાલ જરૂર પડતી નથી, પણ માત્ર તે અમસ્થો ઉભો રહેછે.

**૨૯૧૪ પાણી ગાલવાનું એક વીજલીક ફીલટર**–પાણી ગાલવા માટેનું એક વીજલીક ફીલટર, એક અંગ્રેજ

તબીબે બનાવયું છે. એક સાધારણ ફીલટર સાથે વીજલીક બેટરી જોડીને, ફીલટરમાંથી ગલાઇને પસાર થતાં પાણીને વીજલીક પ્રવાહથી શુધ્ધ કરવાની, તેમાં ગોઠવણ કરી છે. ડાકટર ડાએલ નામે તબીબે આગલ સુચના કરી હતી કે, જો વીજલીક પ્રવાહની મદદથી પાણીમાંનાં સુક્ષમો મારી નાખવાની ગોઠવણ કરવામાં આવે, તો ઘણાક ઊડતા રોગોનો ફેલાવો અટકાવી શકાય. ડાકટર સટીવનસ નામે તબીબે તે સુચના ઊપાડી લઈને, આ ફીલટર બનાવયું છે; અને તેમાં ગાલેલું પાણી તદન સ્વચ્છ રેહવાની ખાતરી આપવામાં આવે છે.

**૨૯૧૫ લોખંડની વસ્તુઓને કાટથી બચાવાનો નવો ઈલાજ**-પ્રોફેસર કાલવરટ નામે વીદવાન જણાવે છે કે, લોખંડની વસ્તુઓને કાટ ખાતો અટકાવવા માટે "કારબોનેટ આફ સોડા" (Corbonate of Soda,) તથા "કારબોનેટ આફ પોટાશ" (Corbonate of Potash) નામે દવાઓ ઘણી ઊપયોગી છે. એ બેમાંથી કોઇબી એક દવાને પાણીમાં પીગલાવીને, તે પાણીમાં છરીના પાનાં, સોય, વગેરે વસ્તુઓને થોડો વખત બોલી કાહડી હોય, તો તેઓ ઉપર કાટ ચહડશે નહી.

**૨૯૧૬ એક ઊંદરની કહાણી**-એક ઊંદરની સમજ શકતીનો જાણવા જોગ દાખલો, એક અમેરીકન ચોપાનયું નીચે પ્રમાણે આપે છે:—

એક મોચીએ કેટલાક ચાંમડાના પટા નવા બનાવીને, તેને ચરબીથી ચલકતા કરી પોતાની એક ખુલી પેટીમાં મુકી રાખ્યા હતા. તે પટાઓમાંથી દરરોજ એકાદ બે ઉચાપત થવા લાગા, અને તે કોણ લઇ જતું હતું, તેનો પતો મલી શકયો નહી. એક દીને મોચી પોતાનાં કામ ઊપર બેઠેલો હતો, તેવામાં તેણે એક ઊંદરને એક ખુણામાંથી નીક

લીને આસપાસ સંભાલથી નજર કરતો જોયો. સઘલું શાંત જોઇને, તે ઊંદરે હીંમતથી આગલ પગલાં ભરયાં, અને પેલી પેટીમાંથી એક ચામડાંનો પટો કાહડીને પોતાનાં દરનો રસતો લીધો. હવે પટાનો ચોર જણાયો. મોચીએ ઠરાવ કીધો કે, બીજી વખતે તેને પકડવો, અને તે વીચારથી તેણે પટાની પેટી આગલ એક છટકું માંડયું. બીજેજ દીને ઊંદર તેમાં સપડાયો. છટકાંમાંથી તેને બાહાર કાહડીને મારી નાખવાના ઇરાદાથી મોચીએ હાથમાં એક લાકડી ઝાલીને છટકું ઉઘાડયું. ઊંદર એક મીનીટ સુધી તો તદન હીલચાલ વગર પડી રહયો, પણ પછી જહડપથી મોચીના હાથ ઉપર ચહડી આવ્યો, અને જાણે કાલાવાલા કરતો હોય, તેમ તેનું મોહું નીહાલવા માંડયું. મોચીને આથી દયા આવી, અને તેથી ઊંદરને પસવારીને બોલ્યો, "બચા, તું મારાં ચામડાંને છેડશે નહી, તો હું તને રોજ વખતસર ખાવાનું આપીશ." એટલું બોલી, તેણે ઊંદરને રોટલી અને સેજ સુકું પનીર ખવાડયું, અને પછી છોડી મેલ્યો. એ દીવસથી દર રોજ ઊંદર વખતસર આવીને રોટલી તથા પનીર ખાવા લાગ્યો, અને બીજી કોઇ ચીજ તરફ નજર કરીજ નહીં. ધીમે ધીમે તે એક પાલેલાં જાનવર માફક પલોટાઇ ગયો, અને ઘરમાં છુટથી ફરવા લાગો. બપોરે સુરજનું તડકું પડતું હોય તે વેલા બારી ઉપર ચાહડીને ઊંઘવાની તેને બહુ ટેવ હતી, જે તેનો જાન લેનાર થઇ પડી હતી. એક દીવસે તે એવી રીતે ઊંઘતો હતો, તેવામાં પડોશમાંના એક કુતરાએ તેનો શેકાર કરી નાખયો; અને તેની જીંદગીનો છેડો આવી ગયો.

**૨૯૧૭ ચીનમાં અપ્રાધીઓને થતી કરૂર સજા**-ઓગણીસમી સદી જેવા સુધારાના વખતમાં, માની નહી

શકાય એવું ઘાતકીપણું, ચીનમાં અપ્રાધીઓ ઉપર ગુજરે છે. તેમની સાધારણ સજા જાડા વાંસની લાકડી વતે ફટકા મારવાની છે. જો એ સજા કરનાર અમલદારને લાંચ આપવામાં આવે, તો અપ્રાધીને જોરમાં ફટકા મારવામાં આવતા નથી; પણ તેમ નહી બનાયું, તો એ સજા ખમનારને ઓદા યાદ કરવા પડે છે. તેથી ચહડતી સજા, ગલે લાકડાનું ચોકઠું પેહરવાની છે. વધતામાં વધતા બે ત્રણ મહીના સુધી એ ચોકઠું ગલે ઓલવી રાખવું પડે છે, અને તેટલો સઘલો વખત, તેઓને જાહેર મોહલાઓમાં ફરતા ફરવું પડેછે. તેમનાથી પોતાને હાથે ખવાતું નથી, સગવડે સુવાતું નથી, અને એવી તરેહવાર પીડા તેમને ખમવી પડે છે. કાચનાં ભાગેલાં વાસણોના કકડા પર ગુઠણ મંડીએ નાખવા, આંગલાં તથા હાથ પગ કચડવા, એવી એવી સજાઓતો ઘણી સાધારણ ગણાય છે, અને અપરાધીઓને ગુનાહ કબુલાવતી વેલા કામે લગાડવામાં આવે છે. કેટલીક વેલા, અપ્રાધીને એક લાંબાં પીંજરાંમાં ગોંધવામાં આવે છે, અને તે પીંજરાંના મથાલાં સાથે તેની ચોટલી બાંધીને, તેવી લટકતી હાલતમાં તેને દીવશો સુધી જાહેર જગાઓમાં ફેરવવામાં આવે છે. વલી બંધીવાને પીંજરામાં રાખવાની બીજી એક રીત, એથી વધારે ઘાતકી છે. તેમાં, બંધવાને પીંજરામાં ગોંધીને તેનું માથું એક ગાબરાં વાટે બાહેર રાખવામાં આવેછે; અને તેને એવી રીતે ઊભો રાખવામાં આવેછે, કે તેનાં પગનાં આંગલાંજ માત્ર, પીંજરાંનાં તલીયાંને લાગે. એવી હાલતમાં ઊભો રેહતાં તે બાપડો થાકી જાય, ત્યારે પોતાના પગ પીંજરામાં બરાબર આખા મેલવા માટે પોતાનાં આખાં શરીરનો ભાર પોતાનાં નીચલાં જડબાં ઉપર નાખવો પડે છે. એવી સજા ખમનારાઓ, કદાચજ જીવ-

તા રહીને સજાની મુદત પુરી કરી શકે છે. દેશનીકાલની સ-જાઓ, નજીવા જેવા વાંકો માટે કરવામાં આવે છે. મોતની સજા માટેબી ઘણી ભયંકાર રીતો વપરાય છે. અપ્રાધીને ગું-ગલાવીને, જીવતો કરવત વતે વેહરીને, શરીરમાં ખીલા ઠો-કીને, અને શરીરના સઘલા અવયયો પેહલાં છુટા છુટા કાપવા પછી શેવટે માથું કાપીને મોતની સજા અમલમાં મેલાય છે. છેલી રીત સામે ચીનાઓને બહુ વાંધો હોય છે, કેમકે તેઓ માનેછે કે, જેવી હાલતમાં માણસ પોતાની છેલી ઘડીએ હોય તેવીજ હાલતમાં બીજી દુનયામાં તે જઇ ઊભો રહે છે; અને તેથી તેમને હાલહવાલ હાલતમાં પોતાના વડવાઓ સામે જઈ ઊભા રેહવાને ગમતું નથી. એ સઘલી ઘાતકી સજાઓમાંથો કોઇબી માતબર માણસ બચી જઈ શકે છે; કેમકે દરેક માણસને પોતાનો બદલી આપવાની છુટ છે અને માતબરો કોઈબી ગરીબ માણસને પઈસા આપીને, તેને પોતાને ભાગની સજા કરાવે છે. ચીનાઇ કેદખાનાઓ દો-જખનો ખ્યાલ આપે એવાં હોય છે, અને લોકો પણ તેને દોઝખનાંજ નામથી ઓલખે છે. બંધીખાનાના સતાવાલા-ઓ, પોતાના હાથમાં સપડાયલાઓ ઉપર તરેહવાર વેદના પાડે છે, અને પઇસાવાલાઓ, પાસેથી મનમાનતી લાંચ ની-ચવી શકે છે.

૨૯૧૮ ગાયની સમજ શકતીનો એક દાખલો-ઘો ડા, કુતરા વગેરેની સમજ શકતીના દાખલા સાધારણ છે, પણ ગાયની સમજ શકતીનો દાખલો કદાચજ મલે છે. તેવો એક દાખલો ઇંગલંડનાં એક પત્રનો ખબર પત્રી આપે છે. તે કહે છે કે, થોડા દીવશની વાતપર અમારા ઘેર આગલ બે ગાયો ખેતરમાથી ચરતી આવીને ઊભી રહી, અને જાણે કાંઇ માંગતી હોય, તેમ અમારો તરફ જોવા

લાગી. હું વીચારમાં પડયો કે, તેઓ શું માંગતી હશે. એ વેલા ગરમી ઘણી સખત પડતી હતી, તેથી મેં અટકલ કરી, કે કદાચ તેમને પાણી જોઇતું હશે, અને તેથી મેં એક પાણીનું વાસણ તેઓ સામે ભરી મુકયું. તરતજ તેઓ ઘણી જહુડપમાં તે પીવા મંડયાં. મન ભરતું પાણી પીને તેઓ વીદાય થયાં; પણ અરધાક કલાકમાં મેં અજબ થઇ જોયું કે, તેઓ બીજી તરણ ગાયો સાથે પાછી ફરી હતી. મેં પાછું પાણીનું વાસણ મંગાવ્યું, અને પેલી નવી આવેલી બાઇઓએ તેને પેટ ભરતો ઇનસાફ આપયો. પાણી પી ધરાવા પછી, દરેકે વારા ફરતી એકેક ખંખાર મારીને, ( હું ધારૂં છું કે, તેમાં મારે માટે ઊપકારનું મત પસાર કરવાની તેમની નેમ હશે ) ચાલવા માંડયું. બીજી સહવારે, મારી પેલી જુની બે મેહમાનો પોતા સાથે બે તરણ નવી બેનપણીઓને લઇને મારી મુલાકાતે આવી, અને આગલ જેવીજ રીતે મેં તેઓની પરોણાગત કરી તેઓ તેથી તદનજ સંતોષ પામયા, કેમકે દરરોજ તેઓ બંને, પોતા સાથે એકાદ બે નવી ગાયોને લઇને મારે ત્યા આવયા કરે છે.

**૨૯૧૯ મોતને મલતી બેભાની**-ઘણીવાર દરદી તથા નબલી હાલતને લીધે, માણસો એવી બેભાન હાલતમાં આવી જાય છે, જે તદન મોતને મલતી લાગેછે. કેટલીક વાર તબીબો વટીક, એવી બેભાનીથી છેતરાઈ જાય છે. ઘણા કાબેલ તબીબોના અનુભવમાં બનેલા એવા દાખલા જાહેરમાં આવયા છે, જેમાં વીલયમ ટેનંટ નામે પાદરી ઊપર ગુજરેલો બનાવ, ખચીત જાણવા જોગ છે. તે સુમારે એકસો વરસની વાત ઊપર બનયો હતો. રેવરંડ વીલયમ ટેનંટ, નયુ જેરીસી ખાતે પાદરીનો ધંધો કરતો હતો. તેણે એક ધરમ સંબંધી પરીક્ષા માટે ઘણેજા આ-

ભયાસ કરવાથી, તેની તબીયતમાં બહુ બીગાડો થવા માંડ-યો, અને તે એટલો તો વધયો, કે શેવટે તેની જીંદગી ધાસતીમાં આવી પડી. તેનો એક જાની મીત્ર તબીબ હ-તો, અને તે તેની દવા કરતો હતો. તે તબીબ એક દીવશે બીજે ગામ ગયલો હતો, તેટલાં ટેનંટ અચબુચ વાત કરતાં તુટી પડી મરણ પામયો. તેની લાશને એક ઓરડામાં મેલવામાં લાવી, અને બીજે દીને તેને દફનાવવા વીશે ની ખબર ગામમાં ફેલાઈ. એવામાં તેજ સાંજે તેનો તબી-બ પાછો આવી લાગો. તેણે આવીને મરનારની લાશને તપાસી, અને તેમાં સેજ ગરમી જેવું જણાવાથી, તેને શક પડયો કે, કદાચ તેનો મીત્ર ખરેખર મરી ગયો નહી હશે. ડાકટરે સઘલા ચાંપતા ઊપાયો લેવા માંડયા, પણ ટેનંટના મીતરોને તે ઊપર વીસવાસ નહી હતો. તેઓ સમજ-યા કે, ડાકટર નકામો લાશપર ચુંથણાં પાડેછે. એવાં ચુંથણાં પાડવા માટે તેઓએ ડાકટરને ઘણો વારયો, પણ તેણે તેઓને સમજાવીને ચુપ રાખયા. એવી રીતે બે દી-વશ વહી જઇને ત્રીજો ચાલુ થયો, પણ જીંદગીનાં કશાં ચોનહો જણાયાં નહી. ડાકટર શીવાયે સઘલાંઓએ આશા છોડી, અને તેઓએ લાશને અવલ મંજલ પુગાડવાની કીરયા કરવા માટે ઉતાવલ દેખાડવા માંડી. ડાકટરે તેમને ઘણાં સમજાવયાં, તયારે તેઓએ માત્ર એક કલાકની તેને મેહતલ આપી. તે એક કલાકબી વહી ગયો, તયારે ડાક-ટરે બીજો અરધો કલાક માંગયો, અને તે પછી પા કલા-કની મેહતલ માંગી. મેહતલની છેલી ઘડી પુરી થવા પછી, લાશને દાટવા માટે સઘલાંઓ તઇયાર થયાં, એવામાં સર-વેની અજાયબી વચ્ચે તે હીલવા માંડી, તેની આંખ ઊઘડી અને તેણે એક દુખનો પોકાર મારયો. વલી પાછી પે-

હેલે જેવીજ બેભાની શુરૂ થઇ; પણ હવે લોકોને ડાકટર ઊપર વધારે વીશવાસ આવવાથી, તેને સઘલા ઉપાયો લેવા દીધા. છ અઠવાડીયાં સુધી મોત અને જીંદગી વચે ડોલા ખાઇને, ટેનંટ જરા સાજો થયો; અને એક વરસ પછી તદન ફરતો હરતો થયો. તેના મીત્ર તબીબે જો ખંતથી મંડીને તેની સંભાલ નહી લીધી હતે, તો તે જીવતો દટાઇ મરતે.

બોસટન ખાતે હાલ એક ગરહસથ વસે છે, તેની ઊપર પણ એવીજ કાંહણી ગુજરી હતી. તે એક વેલા વાહાણમાં મુસાફરી કરતો હતો તેવામાં તેને આ બેભાની લાગુ પડી. તેનું શરીર દેખઇતી રીતે મુએલાં જેવું અશાકત થઇ ગયું, પણ તેનું મગજ તદન સાવધ હતું. લોકો તેને મુએલો સમજી વાત કરતા તે, તે સાંભલતો હતો; પણ તેઓને પાછો જવાબ વાલવાની તેનામાં તાકાત ન હતી. તેઓએ તેને દરયામાં હોમાવાની તઇયારી કીધી, તયારે તેણે હીલચાલ કરવા તથા બોલવા માટે ગમે એટલાં ફાંફાં મારયાં પણ વલયું નહી. તેને પથર સાથે બાંધીને વાહાણપરથી ઊતારવા માંડયો, તે વેલાએ ગભરાઇને ઘણી મેહનત કરવા-પછી તે પોતાનો હાથ ઊંચકી શકયો, તે તરફ કોઇનું ધયાન ખેંચવાથી લાશને પાછી ઉપર ખેંચીને ઉપાયો કામે લગાડતાં, તેમાં જીવ આવયો હતો.

**૨૯૨૦ વીજલીક માછલી**-કારનવાલ આગલના દરયામાંથી થોડા વખત ઊપર એક માછલી પકડવામાં આવી હતી, જેનામાં વીજલીક આચકાથી પોતાના શીકારોને પકડવાની શકતી જણાઇ હતી. એ માછલી ૩॥ ફીટ લાંબી, અને પંચાવન રતલનાં વજનની હતી. એવી જાતની માછલીઓ કેથે કેથે મલી આવે છે, અને તેઓમાં વીજલીક બેટરી જેવા

આચકા ઊતપન કરવાની શકતી હોય છે. કારનવાલમાં પકડાયલી માછલીની તે શકતી તપાસવા માટે કેટલાક અખતરા કરી જોવામાં આવ્યા હતા, અને તે મનમાનતા ઊતરયા હતા. એક વીજલીક ઘંટ વટીક, તેના આચકાથી વગાડી જોવામાં આવયો હતો.

**૨૯૨૧ સુખમાં જીંદગી ગુજારવાનો એક નવો રસતો**-એક માતબર અમેરીકને, સુખી જીંદગી ગુજારવાને એક નવો રસતો શોધી કાહાડયો છે. તે લગાર ગડબડયા સવભાવનો માણસ છે, એટલે ઘરમાં રહીને શાંત જીંદગી ગુજારવા ગમતી નથી; તેથી તેણે પોતાના ગડબડયા સવભાવને છાજતી એક રીત વાપરી છે. તે એ કે, તે નયુયાર્ક અને ચીકાગો વચે ફરતી મેલ ટરેનમાં પોતા માટે એક ખાસ ગાડી રખાવીને, તેમાં રાત દીવશ ફરયા કરે છે. કલાકના સાઠ માઈલની ઝડપે મુસાફરી કરયાથી, તેને બહુ મજાહ મલે છે. તેની વારસીક આવક લગભગ પોણાબે લાખ રૂપયાની છે, એટલે રેલવેમાં આવી રીતે ફરતાં થતો રોજનો આશરે પોણોસો રૂપયાનો ખરચ તેને ભારી પડતો નથી.

**૨૯૨૨ રૂશયાના શેહનશાહનો મોભો જાલવવા માટે લેવાતા વીચીત્ર ઊપાય**-રૂશયામાં શાહનશાહનો મોભો જાલવવા માટે વીચીત્ર ઉપાયો લેવાય છે. શાહાનશાહનું અથવા તેનાં કુટુંબનાં માણસોનું નામ, માત્ર પેહલા વરગની સટીમરોનેજ આપવામાં આવે છે, કેમકે, જો કોઈ નાની સરખી સટીમર અથવા હોડીનું નામ, રાજ કુટુંબનાં કોઈબી માણસનાં નામ ઉપરથી રાખયું હોય, તો તેને અપમાન થયલું ગણાય છે. વલી હોટલો, કાફી હાઉસો વગેરે ઠેકાણાંઓનાં માલેકોને રૂશયન પોલીસે હાલ તાકીદ કરી છે કે,

તેઓએ પોતાનાં મકાનમાં ઝાર અથવા તેનાં કુટુંબનાં કોઈબી માણસની સબીઓ રાખવી નહી; કેમકે એ સબીઓ પર નજર પડતાં વારતુરત ટોપી ઉતારીને તેને માન આપવા માં ઘણાં લોકો પસ્તાત પડે છે, તેથી તેવાં અપમાનમાં રાજકુ-ટુંબનો સબીઓ રખાવો નહીં જોઇયે.

**૨૯૨૩ આગલા વખતના અંગ્રેજ ડાકટરોની લાકડી**–હાલના વખતના અંગરેજ ડાકટરોને જેમ પોતા સાથે હમેશ છાતી તપાસવાની નલી રાખે છે, તેમ આગલા વખતના અંગરેજ ડાકટરો હમેશ પોતાના હાથમાં એક લાકડી રાખતા હતા. એ લાકડી, તેમના ધંધાની નીશાન ગણાતી હતી. એ લાકડીની મુઠ ઘણું કરી સોના અથવા રૂપાંની રેહતી હતી. છેક અસલના વખતમાં, એ મુઠને પોકલ કરીને તેમાં દુરગંધીનો નાશ કરનારી કાંઇ દવા ભરી રાખવામાં આવતી હતી; અને કોઈ તેવી જગાએ જવું પડે, ત્યારે ડાકટરો પોતાને ખરાબ અસરથી બચાવવા માટે એ દવા સુંઘતા હતા. વાહાડકાપના ડાકટરોબી ચોકસ જાતની લાકડી વાપરતા, અને તેની મુઠ ઉપર રાતો, બલુ તથ· સફેદ, એ ત્રણ રંગ લગાડવામાં આવતા હતા. એ રંગો તેમના ધંધાની નીશાની તરીકે ગણાતા હતા. બલું રંગ સાદી નસોનું લોહી, રાતો ધોરી નસનું લોહી, અને સફેદ રંગ વાહડકાપ કરવા બાદ બંધાતા સફેદ પાટાનાં ચીનહો દેખાડતા હતા. આગલા વખતમાં હજામોબી થોડું ઘણું વાહાડકાપનું કામ કરતા હતા, અને તેથી તેઓબી એક લાકડી વાપરતા હતા, જેની મુઠ ઊપર માત્ર સફેદ અને બલુ રંગજ લગાડવામાં આવતો હતો. વલી અસલી ડાકટરો ચોકસ દરદોના ઇલાજો તરીકે, પોતાની લાકડી વતે ગણતીના ફટકા પણ મારતા હતા.

**૨૯૨૪ ઘરો કેવાં હોવાં જોઈયે ?**—લંડનમાં ભરાયલાં તંદરોસતીને લગતાં પ્રદરશનમાં બે ઘરોના મોટાં કદના નમુના મેલવામાં આવયા હતા, જે ખચીત જોવા લાયક હતા. સુખાકારી તથા અસુખાકારી ભરેલાં ઘરોની હાલત વચેનો તફાવત દેખાડવાની એ નમુનાઓની મતલબ હતી. એક ઘરની બાંધણી સરવ પરકારે તંદરોસતીને અનુસરતી હતી, અને બીજાની તદન તેથી ઊલટી હતી. તેઓને એવી રીતે ગોઠવવામાં આવયાં હતાં, કે જેથી અસુખાકારી ભરેલાં ઘરમાં પેહલાં દાખલ થઇને તેના દરેક માલો તપાસવા પછી છેક મથાલે જઇ પુગયા, એટલે પેલાં સુખાકારી ભરેલાં ઘરમાં દાખલ થવાતું, અને તયાંના સઘલા માલો તપાસતાં નીચે ઉતરવાનું હતું.

**૨૯૨૫ હાથે રંગેલાં ચીત્રોની ફોટોગ્રાફથી નકલ**—લંડનનાં ચીત્રોનાં મોટાં સંગરહસથાનમાનાં ચુનંદાં ચીત્રોની ફોટોગ્રાફથી નકલ લેવાની હાલ ગોઠવણ થઇ છે. એ ચીત્રોની આબેહુબ નકલ લેવામાં આવશે. તેમ થવાથી ઘણાક કાબેલ ચીતારાઓનાં સુંદર હુનર કામોના નમુનાઓ જોવાની તથા ખરીદવાની ઘણાઓને તક મલશે. પેહલાં કોણ જાણે શા કારણથી, એ સંગ્રહસથાનના સતાવાલાઓ પોતાનાં ચીત્રોની નકલ કરાવાને ના પાડતા હતા, પણ હાલ તેઓએ તે માટેની છુટ મેલી છે, તથા ફોટોગ્રાફરોની સગવડની કેટલીક ગોઠવણ કરી આપી છે. નકલ કરવા માટેનાં દરેક ચીત્રને એક સારી રોશનીની જગામાં લાવીને પછી તેનો ફોટોગ્રાફ લેવાને બને, એટલાં માટે તેઓએ એક સગવડ ભરેલો માચરો પણ બંધાવયો છે. એ સંગરહસથાનમાંનાં કેટલાંક નાદર ચીતરો એવાં છે, કે જેમનો જોડો કેથે મલતો નથી, અને

તેવાં ચીતરેલાને, પુરતો ઇનસાફ મળે એવી તેમની નકલ, ફોટોગરાફીથી થઈ શકાશે.

**૨૯૨૬ ટેલેગરાફના સંબંધમાં એક નવી શોધ**–ટેલેગરાફ ખાતાંની રીતોઓમાં સુધારો કરવા તરફ, આજ કેટલાક વરસ થયાં યાંત્રીકો અને વીદવાનોનું ધયાન એંચાયું છે, હાલની રીત પ્રમાણે, એક તારનો સંદેશો મોકલતી વેલા એકેક અક્ષર જુદી નીશાનીથી બતાવવો પડેછે, જે રીતીમાં ફેરફાર કરીને, એક વધારે સગવડ ભરેલી રીતી, સીયોર માઇકલ નામે ઇટાલીયને શોધી કાહડી છે. તે એવી રીત છે કે, દરેક અક્ષરને બદલે દરેક શબદ માટે એકેક નીશાનીથી કામ લેવું. આ રીતે વધારે ઝડપથી કામ થાયછે, અને તાર ખાતાંનો એક ચાલાક કામદાર, તેની મદદથી કોઇ માણસ બોલતું હોય તેના દરેક બોલની નોંધ લઇ શકેછે.

**૨૯૨૭ પક્ષીના માલાનો સેરવો**–પક્ષીના માલાનો સેરવો, ચીનમાં ઘણું ઊતમ પકવાન ગણાય છે, અને હાલ તે ઇંગિલંડમાં પણ બનાવવામાં આવેછે. ચીનાઓ એ સેરવા માટેના માલા કયાં પક્ષીના વાપરે છે, અને કયાંથી મેલવે છે, તે જાણવાને ઇંગિલંડના ઘણા લોકો આતુર હતા, અને તે આતુરતા એક ઇંગિરેજ મુસાફરે શાંત કરીછે. તે કહેછે કે, ઊતર બોરનીયોમાં આવેલા કેટલાક ગંજાવર ગુફાઓમાંથી એ માલા મેલવવામાં આવેછે. હજારો રૂપયાનો એ માલનો વેપાર ચીન અને બોરનીઓ વચે ચાલેછે; અને બોરનીઓના ગુફાઓ સીવાયે બીજું કોઈ એવું મથક જણાતું નથી, જયાંથી એટલા બધા પક્ષીના માલા મલી શકે. એ માલામાં ઘણી કુમલી અને નરમ વનસપતીઓ વપરાયલી હોયછે, અને વલી તે ગુફાઓમાં રહેલી ગંધકનો પણ ભેલ તેમાં થયલો હોયછે.

**૨૯૨૮ ગરમ પાણીનો એક નવો ઉપયોગ**-એકવી ખાતેના એક હમામખાનાંના માલેકે ગરમ પાણીનો એક નવો ઉપયોગ કરવા માંડયો છે. તે પોતાના હમામખાના માટેનું પાણી તે તરફ આવેલા ગરમ પાણીના એક ખુદરતી ઝરામાંથી મેલવે છે. હમામખાનાંના કામ ઊપરાંત ફાલતુ પડતાં પાણીને તે રદ નહી જવા દેતાં નલીઓને મારફતે એક બગીચામાં લાવેછે, અને તે બગીચામાં ઊગાડેલી, તરબુચ, ટામાટા, એવી પાણીદાર વનસપતીનાં મુલયાંની નીચે નલીઓ લાવીને, પાણીની ગરમી તેને લાગુ પાડેછે. તેની અસરથી એ વનસપતીઓ ઘણી જલદી બાહારમાં આવેછે, અને ઘટતી મોસમ આગમજ તે બજારમાં વેચાય છે.

**૨૯૨૯ યુરોપની મુસાફરીએ નીકલેલી અમેરીકન કનયાઓની એક ટોલકી**-બાવન અમેરીકન છોડીઓની એક ટોલકી, મી૦ બીમીસ નામે એક ગરહસથ અને તેની ધણીયાણીની સંભાલ હેઠલ, યુરોપની મુસાફરીએ નીકલી છે. માત્ર શોખને ખાતર તેઓ ફરવા નીકલયાં છે. તેઓ જયાં ઉતરે છે તયાં સઘલાં એકઠાં એક ઠેકાણે ઊતરતાં નથી, તથ શેહેરમાં ફરતી વેલાબી સઘલાં સાથે ફરતાં નથી, કેમકે છોડીઓની એવી એક મોટી ટોલી જો સાથે ફરે, તો તેમની પછવાડે અજાયબીથી તેમને જોવા માટે ઘણાં લોકો નીકલી આવે, અને તેઓ જયાં જાય તયાં તેમની પાછલ છોકરાંઓ અને ભટકતાં લોકોનું ટોલું થયા વીના રહે નહી. આથી તેઓ પાંચ છની નાનો ટોલીઓમાં વેંહેંચાઇને સાથે રહે છે તથા ફરે છે, અને દરરોજ ઠરાવેલી જગાએ માત્ર થોડોક વખત સરવે સાથે મલે છે.

**૨૯૩૦ અમેરીકાની સ્ત્રી ધંધાદારીઓ**-અમેરીકામાં વીશ હજાર સ્ત્રીઓ મરદને લાયકના ધંધા કરે છે. તેઓમાં

વકીલ, પંચ્યાશી ડાકટર, એક દંતવઇદ, એક શીલ્પ શાસ્ત્રી, ધરમગુરૂ, ૧૦૬ હજામ, નવ વેપારી, ચાર છત્રી બના- ,, સોલ ઘડયાલી, ચાર લોહાર; બે કંસારા, ચાર પથર તરનાર છ શુથાર, તેર મીસતરી, બે ગાડી બનાવનાર, પં- ોતેર પાંઊ, બીસક્રીટ વગેરે બનાવનાર, સીતેર જાહેર લખ- ,૧૧૦ કલારક, એક બંદુક બનાવનાર, એક પાણીના લ મુકનાર અને સતર દારૂની દુકાનદાર છે.

**૨૯૩૧ તારતાર લોકો**–તારતરીમાં જઈ આવેલો એક ુસાફર તયાંનાં લોકો વીશે કહે છે કે, તેઓ સાધારણ રીતે એક લાંબો જભો પેહરે છે, અને તેની ઉપર એક મરપટો બાધે છે. તવંગર લોકો એ જભા ઉપર બીજો ક ખુલો જભોપેહરે છે. પગમાં તેઓ એડી વીનાના નરમ ટ પેહરે છે. તેઓનો મુખ્ય ખોરાક પુલાવ અને શેરવો છે. એ શેરવાને સવાદદાર બનાવા માટે તેમાં મરી અને ખાટું થઈ ગયલું દુધ નાખવામાં આવેછે. વલી કારદેક નામે એક પકવાન પણ તેઓમાં ઘણું સાધારણ છે. તે મેંઢાં- ની પુછડી ઊપરની ચરબીમાં ગોસતના કકડા, ઈંડાં તથા રોટીના કકડા તલીને બનાવવામાં આવેછે. લીલી ચાહ તેઓ છુટથી પીએછે. બે જાતના દારૂઓ તેઓમાં સાધા- રણ છે. તેમનાં નામ બુઝા અને કોકનાર છે. બુઝા બ- નાવા માટે તેઓ બાજરીને બોંતેર કલાક સુધી ગરમ પાણી- માં ભીનવી રાખેછે, અને પછી પાણી કાહડી નાખીને બાજ રીમાં ચરબી ઉમેરે છે. બંને મલીને લાહી જેવાં બની જાય તયાં સુધી તેમને ઉકાલવા પછી, સઘલું એકરસ કરી પથ- રના વાસણમાં નાખીને તે ઉપર થોડોક બાજરીનો આટો નાખવામાં આવેછે. બીજી સહવારે તેમાં ફીણ ચહડવા માં- ડેછે, અને તે વેલા તેને હીલવતા જઇને, તેને બેવડે ભાગે

પાણી ઊમેરવામાં આવેછે, એટલે બુઝા તઇયાર થાયછે. ઢાકનાર ખસખસના છોડમાંથી બનાવવામાં આવેછે, તે એટલું કેફી હોયછે, કે તે ચાલુ પીનાર માણસ વરસમાં તવાઇને મરણતોલ થઇ જાયછે. પણ તારતાર લોકોમાં છાકટપણું કેથે જણાતું નથી.

**૨૯૩૨ કલોરોફારમની કેફી અસરનો નવાઇ ભરેલો દાખલો**—અરેબીયન નાઇટસમાં આપણે ઘોલે દીવસે ઊંઘમાં પડેલાં એક આખાં શેહરનાં લોકો વીશે વાંચયે છીએ તેતો માત્ર કલપીત છે; પણ થોડા દીવશ ઊપર બોરડો ખાતે એક આખા મોહલાના લોકો ઘોલે દીવશે ઊંઘમાં પડેલા-ખરેખર જોવામાં આવયા હતા. તયાંનું એક પત્ર જણાવે છે કે, રૂ સેંટ જેકસ નામે એક મોહલાના દુકાનદારોને એક દીવસે એકાએક ઊંઘ આવવા લાગી, અને તે અટકાવાને ગમે એટલી તજવીજ કરવા છતાં તેઓને ઊંઘાવુંજ પડયું. તે રસતેથી જતા એક રાહદારીનુ એ બનાવ તરફ ધયાન ખેચાતાં, તે ગભરાટ અને અજાયબીથી પોલીસ સતાવાલાઓને તે વીશે ખબર કરવા ગયો. પોલીસે તલાસ કરતાં જણાયું કે, તે મોહલામાંના એક દવા વેચનાર ગાંધીના કેટલાક માણસોએ બે દરકારીથી રસતા ઉપર કલોરોફારમનું એક મોટું વાસણ ઊંધુ વાલયું હતું, અને તેની અસરથી પેહલા તેઓ અને પછી આખા મોહલાના સરવ લોકો ઊંઘાવા પડયા હતા. તેઓને તરતજ હુશયાર કરવામાં આવયા હતા; અને સારા ભાયગે કોઇના જાનની હાણી થઇ નથી, તેમજ દુકાનદારોની નભરવસ હાલતનો લાભ લેઇ કોઇએ તેમનો માલ પણ ચોરયો નથી. જો તેવુ કશું થાત, તો પેલા ગાંધીના માણસો મેહનતમાં આવી પડતે.

**૨૯૩૩ ટારપેડો અને ડીનેમાઈટની શોધથી માતબર થયલું કુટુંબ**—આ ખાનાખરાબીનાં હથયાર બનાવનારાઓનું આખું કુટુંબ, પોતાની શોધોનાં બલથી લખો રૂપયાની દોલત મેલવવા પામયું છે. ઇમાનયુઅલ નોબલ નામે સવીડીશ ટારપેડોની શોધ કરી હતી; અને તેના બેટા આલફરેડે ડીનેમાઈટની શોધ કરીને, પોતાનાં કુટુંબની દોલત તથા કીરતીમાં વધારો કરયો છે. ઇમાનયુઅલે ૧૮૩૮માં ટારપેડો શોધી કાહડીને, તે શોધ તેણે રૂશયન સરકારને વેચી હતી. કરાઇમીયાની લડાઇ વેલાએ રૂશયન સરકારને એ શોધ ઘણી કામે લાગી હતી. કરાઈમીયાની લડાઇ પછી ઇમાનયુઅલે રૂશયન સરકારની મદદ પર ભરૂશો રાખીને, ટારપેડો બનાવવાનું કામ મોટા પાયાપર જારી રાખયું, પણ તે સરકારે તેને પુરતો આશરો નહી આપયાથી, તે દીવાલું કાહડીને પોતાને વતન જતો રહયો, અને થોડે વખતે તયાં મરણ પામયો. તેને એ શોધમાં ઝાઝો લાભ થયો નહી, પણ તેના દીકરાઓ તેમાંથી મોટી દોલત કમાવી શકયા. તેના ત્રણ દીકરા હતા, તેઓમાંના એકે ટારપેડો તથા બીજાં દારૂગોલાના હથયારો બનાવીને આજે લખોની દોલત મેલવી છે. બીજો દીકરો એ ધંધામાં થોડીક પુંજી કરીને પેટરોલીયમ તેલના વેપારમાં પડયો, અને તે પણ પોતાના ભાઇ જેવા માતબર છે. ત્રીજા દીકરા આલફરેડે પોતાના બાપ માફક દારૂગોલાને લગતા અખતરાઓ ચાલુ રાખીને ૧૮૬૭માં ડીનેમાઇટની શોધ કીધી, અને યુરોપનાં ચઉદ મોટાં ડીનેમાઇટનાં કારખાનાંઓ સાથ હાલ તે સંબંધ રાખે છે. વલી ત્રણે ભાઇઓ બાગમાં પેટરોલીયમ તેલનો મોટો વેપાર ચલાવીને, પોતાની દોલતમાં લખો રૂપયાનો ઉમેરો કરતાજ જાય છે.

**૨૯૩૪ હીમાલયા તરફના લોકોની એક નવાઈ સરખી રસમ**-હીમાલયના પાહડી જીલાઓમાં વસતી કેટલીક જાતો, દર વરસે પોતા માટે આબાદી મેલવવાના ઇરાદાથી એક નવાઈ સરખી વેહમી ક્રીયા કરે છે. ચોકસ તેહેવારને દીને, તેઓ પરવતનાં એક શીખર ઉપરથી એક લાંબુ દોરડું નાચે ખીણમાં લંબાવે છે. દોરડાં ઉપર કસરત કરનાર એક ખેલાડીને, તેઓ આ દોરડાં ઉપર બેસાડીને નીચે ઊતારે છે. એક લાકડાંનાં ઓગીર ઊપર બેસાંને તે નીચે ઊતરે છે. તે ઓગીર જલદીથી સરી જાય, માટે તેને તેલ લગાડીને સારી પેઠે ચીકણું બનાવવામાં આવે છે. એ કસરત કરનાર ખેલાડી "બાદી"નાં નામથી ઓલખાય છે. દોરડાં પરથી તે બહુજ ઝડપથી સરી જાયછે, અને જોકે અકસ્માત ઝાઝા બનતા નથી, તોપણ એ કામ ઘણું જોખમ ભરેલું છે. અલબતાં, અકસમાત અટકાવા માટે ઘણી સંભાલ લેવામાં આવે છે. દોરડું ઘણું મજબુત રાખવામાં આવે છે, અને બંને તરફથી ટકાઉ ખુંટાઓ સાથે તેને સારી રીતે બાંધવામાં આવે છે. ઓગીર ઢલી નહી પડે એવી રીતે તેને બાંધવામાં આવે છે, અને તે પર બેસનારના પગ સાથે રેતીની કોથલીઓ બાંધીને તેનું સમતોલપણું જાલવવાની સંભાલ રાખવામાં આવે છે. જો આ ઊતરાણ પેલો ખેનાડી સલામતીથી પસાર કરે, તો આખું આવતું સાલ આબાદીમાં ગુજરવાની વકી રેહેછે, પણ જો તે તુટી પડયો, તો માઠા સગન ગણાય છે. અસલ તો એવો રેવાજ હતો, કે ખેલાડી તુટી પડેલો, તો તેની સારવાર કરવાને બદલે તે જમીનપર ખરાબર પડે તેટલાંમાં તેને આસપાસના લોકો ઠાર કરી નાખતા, કેમકે તે પડીને જીવે તો, લોકોને ઘણી નુકસાની થશે, એવો વેહમ ચાલતો હતો. પણ બરીટીશ

સરકારની મેહરબાનીથી તે ભય નીકલી ગયો છે. એ એ-લાડી ફતેહમંદીથી પોતાનું કામ પુરૂં કરે, તો તેને વીશ-પચીશ રૂપયાનું ઈનામ મલે છે, અને લોકો તેના તરફ માનથી જોય છે. આસરે પચાશેક ગામોમાં દર સાલ એ કીરયા થાય છે, પણ તેમાં ૧૮૧૫થી અતયાર સુધીમાં એકે અકસમાત થયો નથી. જે દોરડાંપર આ કીરયા થાય છે, તેમાં પણ કેટલીક ચમતકારીક શકતી સમાયલી માનવામાં આવે છે, અને તેથી લોકો તેના નાના નાના કકડા કાપીને તે વેંહચી લેય છે. લોકો આખું વરશ એ કકડા પોતાના ઘરમાં ટાંગી રાખે છે, અને માને છે કે, તરેહવાર ખરાબ અસરો તેથી દુર રહેછે. વલી એલાડીનાં માથાના બાલમાં-બી તેવીજ ખુબી સમાયલી માનીને, લોકો તે કાપી લેય છે. એ એલાડીને પોતાના ગુજરાણ માટે મેહનત કરવી પડતી નથી, પણ જાહેર ઊંઘરાણું કરીને લોકો તેને પાલે છે. એવુ માનવામાં આવે છે કે, લોકો માટે આબાદી મેલવવા માટે મેહનત કરવાથી, પોતાનાં એતર તથા ધંધા માટે તેને તેવીજ આબાદી મલી શકતી નથી. તે એતી અથવા બીજો કાંઈબી ધંધો કરે, તો તેમાં તેને ફતેહ મલી શકે નહી; અને તેથી તેને પાલવાની લોકો ફરજ સમજે છે. વરસમાં એકવાર આ જોખમ ભરયું ઉતરાણ પસાર કરયું, એટલે આખું વરસ તે ન ચીંતાઈમાં ગુજારી શકે છે.

**૨૯૩૫ એક હઠીલી નાટકકારને ઠેકાણે લાવવા માટે એક ફોટોગ્રાફરે વાપરેલી હીકમત**—અમેરીકાની એક જાણીતી નાટકકારને પોતાનો ફોટોગ્રાફ પડાવા સામે સખત વાંધો છે, અને ઘણા ફોટોગ્રાફરોએ ગમે એટલા કાલાવાલા કરવા છતાં, તેણી નાજ પાડયા કરતી હતી. પણ એક હીમ-તવાન ફોટોગ્રાફર આખરે તેણીને માથેનો નીકલયો છે. નયુ-

યારકથી તેણી થોડી મુદત ઉપર સેન ફરાનસીસકો ખાતે દરયામાં નાહવા માટે ગઇ હતી. તે વેલા એક ફોટોગ્રાફર પોતાના સઘલાં હથયારો સહીત તેની પાછલ નીકલી પડયો. એક દીને તેણી દરયામાં પડી નાહતી હતી, તે વેલાએ પેલાં ફોટોગ્રાફરે તેણીની સબી પાડી લીધી, અને થોડાજ વખતમાં એક નમનતાઇ ભરેલી ચીઠી સાથે તેના ફોટોગ્રાફની એક નકલ મોકલીને જણાવયું કે, ઘટતા પોશાકમાં બેશીને તમો તમારી સબી પડાવવાની મેહરબાની કરશો નહી, તો આવીજ સબીઓની દશ હજાર નકલો અમને બાહાર પાડવાની ફરજ પડશે. પોતા ઉપર આવો અઘટીત લાભ લેવાયલો જાણી તે નાટકકાર બહુજ ચીરડાઇ ગઈ. પેહલાં તો તે પોલીસમાં જવાની વાત કરવા લાગી, પણ ગુસો શાંત થવા પછી, નાચારીએ ફોટોગ્રાફ પડાવાને તઇયાર થઈ.

૨૯૩૬ એક ફાટેલ રાજાનો ઉસતાદ તબીબ-ફરાનસના રાજા નવમા લુઇ માટે કહે છે કે, તે જબરો ફાટેલ હતો, અને પોતાના અમલદારોને જરા જરા વાંક માટે બરતરફ કરતો હતો. પણ તેનો તબીબ નામે જેકસ કોઇટીયર તેને માથેનો નીવડયો હતો. રાજાને એ તબીબને હાથથી સારો ફાયદો થતો હોવાથી, તે તેનાપર વીશવાસ રાખતો હતો. રાજાને મોતનો ભય બહુ હતો, અને તેથી પોતાની તબીયતની બહુ સંભાલમાં રેહતો હતો. તેની બીકનો લાભ લઈ કોઈટીયર તેને અવારનવાર ચોંકાવયા કરતો કે, તમો બીજા નોકરોને બદલયા કરોછો તેમાં તમને કશી ઇજા થતી નથી, પણ મને કોઇ દહાડે કહાડી મેલશો તો, તે પછી પુરા આઠ દીવસબી તમે જીવવાના નથી. આ ધમકીથી રાજા પર ધારેલી અસર થઈ હતી, કેમકે કોઇટીયરને કાહડી મેલવાની તેણે કદી હીમત કરીજ નહી, અને ઉલટો અવાર નવાર તેને કીમતી ભેટોથી નવાજતો હતો.

**૨૯૩૭ બીડોઇન આરબોમાં સ્ત્રીઓને મલતું માન**–બીડોઇન આરબો, પોતાની સ્ત્રીઓ તરફ બેહદ માન ધરાવે છે. ગમે એવા અપરાધી માણસને એક સ્ત્રી પોતાનાં આશરામાં લે, એટલે તેનો ગુનાહ સતાવાલાઓ માફ કરે છે. એક અપરાધી સતાવાલાઓના હાથમાંથી છુટો થઇને કોઇ આરબના જનાનાના તંબુ આગલ જઇને ઉભો રહે અને બુમ પાડે કે હું જનાનાના આશરામાં છુ, તો તરત સ્ત્રીઓ અંદરથી બુમ પાડે છે કે, એને જવા દો, અને તેની પુઠે લાગેલા સરકારના માણસો તેને હાથ લગાડવા વગર પાછા ફરે છે, પછી તેણે ગમે એવો મોટો ગુનાહ કરયો હોય. બે જણ લડતા હોય તેવામાં કોઇ સ્ત્રી તયાં આવી લાગે અથવા તેણીનો અવાજ માત્ર સંભલાય, તો તરતજ બંને લડતા અચકી જાય છે.

**૨૯૩૮ સાપના ડંખના કેટલાક નવા જણાયલા ઈલાજો**–વેસટ ઈંડીસ તરફ આવેલાં ટાપુઓમાં ધંધા અરથે જતા હીંદુસતાનના મજુરોમાં, સાપના ડંખના કેટલાક ખાતરી ભરેલા ઈલાજો થતા જણાવામા આવે છે. એ મજુરોની રખેવાલી માટે સરકારે ઠરાવેલા અમલદાર તરફથી મલેલી કેટલીક ખબર, હીંદુસતાનના પ્રધાને આ દેશની સરકાર ઉપર મોકલી આપી છે, જે ઊપરથી જણાયછે કે, તે તરફ કેટલાક લોકો સાંપનો ડંખ ઉતારવાનો ધંધો ચલાવે છે, અને તેઓના ઇલાજ કદાચજ રદ જાય છે. સેંટ જેમસના ટાપુનો એક પલાનટર નામે લાબેંક, સાપનું ઝેર ઊતારવા માટે વખણાયલો છે; અને તે કેવા ઉપાયો વાપરે છે, તે સરકાર તરફથી જાહેર થયું છે. તે ઉપાયો નીચેમુજબ છે:–

ડંખ લાગવા પછી દરદી ઘણો ઘબરાઇ ગયલો લાગે તો તેને સેજ દારૂ પાવો, તથા હીમત આપીને તેને શાંત

કરવો; અને તરતજ તેને આ દવા પાવીઃ-"આમોનીયા" (Ammonia) દશથી વીશ ટીપાં, થીરીંક (Thexinque) અરધી ચમચી, અને કલારેટ દારૂ એક વાઇનિ ગલાસ જેટલો-એ દવાઓને સાથે ભેલીને દર દીને પાઇ દેવી. થોરીંક જો ભુકાના આકારમાં હોય, તો તે ચમચીથી સેજ ઓછું લેવું.

એ દવા પાવા પછી, એક લીંબુ ભુંજીને જખમની આસપાસ ફેરવવું, અને જખમ સાફ થવા પછી, તે ઉપર આમોનીયા તથા સાલેડ આઇલિનું ગરમ કરેલું મીશ્ર એક કપડાં ઉપર પાંથરીને મુકી દેવું.

ઉપલી પીવાની તેમજ લગાડવાની દવાઓ દર કલાકે ચાલુ રાખવી. ઘણું કરીને તો તેથી ત્રણ કલાકમાં દરદી તદન તંદરોસત થશે; પણ દરદનું જોર જો વધારે હોય, તો બંને દવા અરધે અરધે કલાકે આપવી. જખમ બેહુદ સુજે, પુશકલ તરસ લાગે, અને ચાલુ વામીટ થાય, તો જાણવું કે, દરદનું જોર ઘણું છે. તેથી ઉપલી દવાઓ અરધે અરધે કલાકે ચાલુ રાખવા ઉપરાંત, સોજો નરમ પાડવા માટે, જખમ ઊપર ઘાણીમાં પીલેલાં તેલનો છુંછો લગાડવો; વામીટ બંધ કરવા માટે, મરી ચવાડવાં; અને તરસ મટાડવા માટે સીંકોના બારકનો કાહવો અથવા કુઇનીન પાવું.

ઝેર ઉતરતાં સુધી દરદીને જરાબી ઊંઘવા દેવો નહી. વલી તેને એ સઘલો વખત કાંઇબી ખાવા પીવાનું આપવું નહી. વામીટ બંધ થાય, નાડી સરેસતાની ગતી પકડે, અને દરદીને શાંતી લાગે, તયારે જાણવું કે, ઝેર ઊતરયું. દરદીનાં આંગમાં જરાબી ભીનાં કપડા રાખવા નહી, અને તેને કોઇબી પ્રકારની સરદી લાગુ પડે નહી, તેની સંભાલ લેવી. જો હવા સરદ હોય, તો દરદીના ઓરડામાં સઘડી સલગાવવી

ઊપર જણાવેલા ઇલાજો દરદી ઊપર તરત લાગુ પાડી શકાય નહી, તો ઘટતી મદદ મળતાં સુધી તેને સાલીડ આઇલ સાથે રમ અથવા બીજો દારૂ ભેલીને, દર પા કલાકે, અથવા વામીટ ચાલુ રહે તો તેથીબી ઓછે અંતરે પાવો.

૨૯૩૯ એક ઠગ કુતરો–કુતરાની હીમત અને બીજા સદગુણોના દાખલાઓ વારંવાર મલી આવેછે, પણ એ જાનવરમાં માણસના જેવી ઠગાઈ અને બીજા દુરગુણો હોવાના દાખલા, કોઇજ વેલા જણાયછે. તેવો એક દાખલો, એક અંગ્રેજ લખનાર નીચે મુજબ આપેછેઃ–પેટલાંડમાં વસતા એક ગ્રહુસ્થનાં કુટુંબમાં એક મોટો પાલેલો કુતરો હતો. તેને વીશે કેટલાક ખેડુતો એવી ફરયાદ કરતા હતા, કે રાતની વેલા તે ખેતરોમાં જઇને, તયાં રાખેલાં મેઢાંઓને બુમ પડાવતો હતો. તેનો શેઠ તેને રોજ રાતે એક બંધ ઓરડામાં રાખતો હોવાથી, એ ફરયાદ પેહલાં તેણે માની નહી, પણ પાછલથી તે બહુ વધી પડવાથી, અંતે તે વીશે વધારે તપાસ કરવાનું તેણે મન ઉપર લીધું. જે ઓરડામાં કુતરાને બંધ કરવામાં આવતો હતો, તયાં એક રાત સુઇને તેની હીલચાલ ઉપર દેખરેખ રાખવાને, કુતરાના શેઠની એક જવાન બેટીએ માથે લીધું. રાતે પોતાના ઓરડામાં તેણીનું બીછાણું જોતાંજ, કુતરો તાસવોસ કરવા લાગો. તેણી સુતા પછી, તેણે તદનજ શાંત દેખાવ કીધો. મધરાત સુધી તે તદન શાત રહયો, અને પછી હલવે હલવે પોતાની શેઠાણીના બીછાણાં આગલ આવીને, તેણીની હીલચાલ તપાસવા લાગો. તેણી જાગરૂત હતી, પણ કુતરાને ઠગવા માટે ભર ઊંઘમાં પડવાનો દેખાવ તેણીએ કરી રાખયો. તે દેખાવથી કુતરો છેતરાયો, અને હલવેથી બારી આગલ જઇને, તે ઊઘાડી બાહાર કુદી પડયો. ઘણે વારે તે પાછો ફર-

યો, બારી પેહલાં માફક બંધ કીધી, પોતાના પગ મટોડીથી ખરડાયલા હતા તે ચાટીને સાફ કીધા, જમીન ઉપર તે પગથી ડાઘ પડયા હતા તે પણ સાફ કીધા, અને શેવટે પોતાની શેઠાણીનાં બીછાણાં આગલ આવીને બારીકીથી તેણીની હીલચાલ તપાસી. તેણી તદન શાંત પડી રેહવાથી, તેણીને ઊંઘાયલી માની, તે નચીંતાઈથી પોતાની જગાએ જઇ સુતો. સહુવારનું પોહર પડતાં, તે છોડી હલવેથી ઊઠીને ઓરડામાંથી બાહાર નીકલતી હતી, તેની ઊપર કુતરાની અંચીતી નજર પડવાથી, કુતરાનો શક ઉસકેરાયો, અને પોતાની ઠગાઈ બાહાર આવશે, એવા વીચારથી બહુ ઊસકેરાઇ જઇને, તે પોતાની શેઠાણીનાં આંગ ઉપર ધસયો. તેણીએ એક ઓરડામાં ભરાઇને બારણું બંધ કીધું અને બુમો પાડીને ઘરનાં સઘલાં માણસોને ચેતાવયાં. એ ગડબડથી કુતરો બહુજ છેડાયો, અને તેની આગલ જવાની કોઇની હીમત ચાલી નહી. શેવટે, એક બંદુક વતી તેને ઠાર કરવામાં આવયો.

**૨૯૪૦ કારજ કરવાનો શોકીન એક રાજકરતા**— પરૂશીયાનો એક પ્રખ્યાત રાજા ફ્રેડરીક ધી ગરેટ, પોતાના દેશમાં કદાવર માણસો વધેલા જોવાને બહુ ખંતી હતો, અને તેથી તે બનતાં સુધી પોતાનાં લશકરમાંના ઊંચા અને કદાવર સીપાહીને, તેવીજ સ્ત્રીઓ સાથે પરણાવતો, અને તેમ કરતાં પરણતાં જોડાંની એકમેક તરફની પસંદગી જાણવાની કશી દરકાર કરતો નહી. તેની એ વરતણુક વીશે એક રમુજી વાત ચાલેછે. તે એવી છે કે, એક દીને પોટસડામથી નીકલી બરલીન આવતાં મારગમાં એક કદાવર અને ખુબસુરત સ્ત્રી તેને મલી. આ સ્ત્રીનાં કદ તરફ શાહાનશાહનું ધયાન ખેંચાયું, અને તેણીને પોતા પાસે તેડીને, તેણીને લગતી સરવે હકીકત પુછવા માંડી. એ વાતચીતમાં જણા-

યું કે, તેણી કુંવારી હતી. તેટલું જાણતાંજ, શાહાનશાહે તેણીને એક કાગજ લખીને આપ્યું, અને ફરમાશ કરીકે, પોટસડામ ખાતેનાં લશકરના વડાને તે આપવું. તેણીની મેહનતના બદલા તરીકે, રૂપાંનો એક સીકો શાહાનશાહે આપ્યો. તે સ્ત્રી શાહાનશાહની મતલબ ચેતી ગઇ, અને તેથી તુરત વેલાતો મુગે મોડે કાગજ લેઇ ચાલવા માંડયું, પણ પછી મારગમાં એક ઘરડી ડોશીને તે કાગજ આપયું, અને તે પુગાડવાની મેહનતનો સીકો પણ તેણીનેજ આપ્યો. પેલી ડોશીએ કાગજ લેઈ જઇને પોટસડામના અમલદારને આપયું. કાગજમાં એવું લખેલું હતું કે, તે લાવનાર સ્ત્રીને મેકડવલ નામના એક કદાવર સીપાહી સાથે તુરત પરણાવી દેવી. એક જવાન સીપાહી સાથે આવી ઘરડી ડોશીને પરણાવાનું શાહાનશાહનું ફરમાન જોઇ પેલો અમલદાર વીચારમાં પડયો, પણ તે ઊપર અમલ કરવા વીના છુટકો નહી. પેલા સીપાહીને પણ નાખુશીથી પરણવુંજ પડયું. બીજે દને શાહાનશાહને જણાયું કે, એક કદાવર જોડાંનું કારજ કરવામાં તેણે થાપ ખાધી હતી. અને તેથી તેણે પેલા અમલદારને તલાક મેલવવાની પરવાનગી આપી.

**૯૯૪૨ ગરીબો માટે એસકી પોશાક પેહરવાનો શોક પુરો પાડવાની એક યોજના**–ગરીબ લોકોને એસકી પોશાક પેહરવાનો પોતાનો શોક પુરો પાડવામાં અડચણ પડે છે, પણ તેઅડચણ મટાડવા માટે એક પરવારતો અમેરીકન એક નવી યોજના સુચવે છે. તે કહે છે કે, ચાર પાંચ અથવા ગમે એટલા માણસોએ ભાગમાં પઇસા કહાડીને પોશાકની એકેક એસકી વસ્તુ ખરીદ કરવી, અને તે વારાફરતી સરવેએ પેહરવી. દાખલા તરીકે એક સારી શોભતી ટોપી ચાર જણે ભાગમાં ખરીદવી, અને દરેકે વારાફરતી એકેક

દીવશ પેહરવી. દરેક જણે પોતાને કોઇ સારે ઠેકાણે જવું હોય, તયા પોતાને ભાગેતે ટોપી પેહરવાનો દહાડો આવે તયારેજ જઇ લેવું. બીજી ઘણીક મોંઘી ચીજોમાં ગરીબ માણસોથી આવું પંતયાલું થઇ શકશે.

૨૯૪૨ દેવાનશાલાઓની ભેટ લેવાનો એક જોખમ-ઘેલા માણસોને રાખવાની જગયાનો એક નવો અનુભવ, ઓકસફરડશાયરની એક સ્ત્રીને, હાલ મલયો છે. આ સ્ત્રી ઓકસફરડથી ચાર માઇલ દુર આવેલા લીટલટન નામના ગામડામાં, જયાં આવી ઘેલા માણસોને રાખવાની જગયા છે, તયાં એક દરદીને મલવાના ઇરાદાથી ગઇ હતી. તે સ્ત્રીને અંદર દાખલ કરયા પછી, એક મજુર તેણીને એક ઘરડી રખેવાલ સ્ત્રી પાસે લઇ ગયો અને તેણીને તે સ્ત્રીની ઇછા જણાવી. પણ તે પેલી ઘરડી સ્ત્રી બરાબર સમજી નહી, અને એટલુંજ સમજી કે, તેણીની પાસે આવેલી સ્ત્રી પોતે એક દરદી છે. આ ઘરડી સ્ત્રીની ભુલ ભરેલી સમજણથી પેલી મલવા આવેલી સ્ત્રીને બહુ ખમવું પડયું. તે બુઢી તેણીને મકાનના ઊપલા ભાગમાં લઈ ગઇ, જે વખતે તેણીએ ધારયું કે, મને મારી મીત્ર પાસે મલવા લઇ જાય છે. પણ તેણીની અજાયબી વચ્ચે ડોશીએ તેણીને એક ખાલી ઓરડામાં બંધ કરી. એટલામાં એક આયા દાખલ થઇ, અને તે તેણીનાં કપડાં ઊતારવા લાગી. તેણીએ આનાકાની તથા ઘણો અટકાવ કરયો, પણ આયાએ છેવટે તેણીનાં કપડાં જોરથી ઊતારી લીધાં. અને નહાવાની એક કુંડોમાં તેને બેસાડી દીધી. તયારબાદ તેણીને જોરજુલમથી બીછાનામાં સુવાડી. આ વખતે તે બાપડી દેહેસતની મારી ઘણી ગભરાઇ ગઇ, જેથી ખરેખર જાણે ગાંડી થઇ ગઇ હોય એમ આયાને જણાયું. પણ સારા

નસીબે એક અકસમાતથી તેજ દીવસે ભુલ માલમ પડી આવી, અને પછી તે ભાગયહીણ સ્ત્રીને, કેટલીક માફી માગીને છોડી દેવામાં આવી. દેવાનશાલાના લાગતા વલગતાઓએ માંગેલી માફથી સંતોષ પામીને, તે સ્ત્રીએ તેઓ સામે વધારે ઉપાયો લીધા નહીં.

**૨૯૪૩ અમર જીંદગી વીશે ચીનાઓના વીચાર**–"નોર્થ ચાઇના હેરલ્ડ" પત્રના થોડા વખત ઊપરના એક અંકમાં, અમર જીંદગી વીશેના ચીનાઓના કેટલાક અસલી વીચારો આપેલા છે. તે ઊપરથી જણાયછે કે, ઘણાજ જુના કાળમાં, આ જીંદગી પછી મૃત્યુ પામેલાનો આત્મા હયાતીમાં રહેછે એવા વીચારથી વડીલોની પુજા કરવામાં આવતી હતી. આ દુનયામાંની જીંદગી, માણસ જાતની આખી હયાતીનો એક હીસ્સો માત્ર છે, અને મનુષયો, મુવા પછી ફરી ફરીને પાછી તેજ સ્થીતીમાં આવ્યા કરેછે, એમ માની, ચડતા દરજ્જાના મનુષયોને જે માન અને કીરતી તેની હયાતીના વખતમાં આપવામાં આવતી હતી, તે તેના મોત પછી પણ ચાલુ રહેતાં હતાં. વલી. તેઓ માનતા કે, હાલની જીંદગી તે પ્રકાશ છે; આવતી જીંદગીતે અંધારૂં છે. જેમ કોઇ પદારથને આભાસ હોયછે તેમ શરીરને આતમા હોય છે; જેમ પાણીને વરાળ હોયછે તેમ માણસને સ્વાસોસ્વાસ હોય છે; વરાળને ઠંડી પાડવાની ક્રીયાથી જેમ પાછું પાણી થઇ જાયછે, તે કીરયા, અને પ્રાણીઓનું એક રૂપમાંથી બીજામાં જવું તે આપણને શીખવે છેકે, માણસ જાતથી ઉતરતા દરજ્જાના પ્રાણી તેઓના મોત પછી જીવતાં રહેછે. રફતે રફતે, અને ધરમ સંબંધી વીચારોના ફેરફારને લીધે, મનુષયજાત, ચડતા પ્રાણીઓ (ફરીસ્તા વગેરે)ની સાથેના વેહેવારની શકયતા વધારે ખાત્રીથી માનવા લાગયા.

ખ્રીસ્તી સદ્દકાની આગમજ બારમી સદીમાં ખુલી રીતે એવું માનવામા આવતું હતું કે, ડાહ્યા માણસોના વીચારો, તેમને વાસ્તે ઇશવરે કહેલાં સતય બરાબરજ હતા. પાછલા વખતમાં આપણને માલમ પડેછે કે, લોકોની કલ્પનામાં પહેલીજ વખતે મોટા માણસોને આકાશમાં લઇ ગયા, એમ આવયું. વળી એમ મનાતું હતું કે, તેઓના આતમાએ, તારાના ચોકસ ઝુમખાઓમાં પોતાનું રહેવાનું કરયું. પાછલથી અમર હોવાના ખયાલો તદન બદલાઇ ગયા હતા, અને તે વખતનું તતવગ્નાન, આકાશના તારાઓને, આ દુનીઆની વધારે અશુધ વસ્તુના શુધ સતવ બરાબર ગણતું હતું. આકાશને લગતી ચીજો શુધછે અને પૃથવીને લગતી ચીજો અશુધછે, અને તેટલા વાસ્તે, જે શુધ વસ્તુ પૃથ્વી ઊપર હોયછે તે તારાઓમાં ઊંચે જાયછે. વલી રોપાઓ મરવામાંથી મુકતછે, એવો ખ્યાલ પણ પેદા થયો. "ફુનગસ" નામે રોપો મનુષય જાતને, મોતમાંથી અટકાવવાના કામ માટે અકસીર માલમ પડયો અને એવા એક રોપાની કીંમત ત્રણ હજાર આંઊસ ચાંદીની થઇ હતી. તેનો રંગ લાલ હતો, જેથી તે ઓલખાતો હતો. તે વખતમાં બાબીલનના જોતીશના પાંચ રંગ, સારા અને ખરાબ નસીબની નીશાની તરીકે કબુલ થયા હતા. સારા અને ખરાબ નસીબના મનુષયોની વચેથી અમર થવાના ખયાલ, આ લાલ રંગનો સંબંધ "સોનાબાર"નો સાથે આ પ્રમાણે મલવાથી, પારસમણીની માફક થયો, અને કીમીઆની રીતનું બંધારણ થયું. અમર જીંદગીનો રોપો ઇડનમાં જીંદગીના ઝાડ સાથેના વેહવારમાં આવયો હતો તેની એક બાબીલન દંતકથા, ચીના લખનારાઓએ અમર થવાના રોપા ઊપર લખાણ કરયું તે અગાઉ થોડાજ વખત ઊપર ચીનમાં વપરાતી માલમ પડી.

**૨૯૪૪ અજબ જેવી સહન શકતી**–કોઇ પણ મનુષય પોતાનાં જોર અને સહનશકતીનો જથો, જયારે અતીશય દુઃખની અંદર રીબાતો હોય તયારે એક પલની અંદર બતાવી શકે છે. આનો એક વખાણવા જેવો દાખલો અમેરીકાનો એક પત્રવાલો જણાવે છે. હાલમાં થોડા વખત ઊપર એક રેલવેનો બરેકમેન નયુઆરક અને વેસટરન રેલવે લાઇન ઊપર મુસાફરી કરતાં રસતામાં પડી ગયો હશે. તે વીશે પાછલથી જણાવાથી બે માણસે એક નાની ગાડી લઇને તેની તપાસ વાસતે નીકલી પડયા. થોડી વારમાં તે બરેકમેનનાં હાડકાં ભાંગી ગયા હોય તેવી હાલતમાં તે રસતેથી આવતો તેઓએ જોયો. ખરેખર આવી હાલતમાં થોડાકજ ચાલી શકતા હશે. તેનાં કપડાં તદન ફાટી ગયાં હતાં, તેના શરીર ઉપરથી લોહી ટપકતું હતું, અને તેનો જમણો હાથ જયારે તે ગાડીમાંથી પડી ગયો તયારે કપાઇને જુદો થઈ ગયો હતો. આટલી ઇજા ઉપરાંત તેનાં ગલાંનું હાડકું બે જગયાથી ભાંગી ગયું હતું, ચાર પાંસલીઓના કડકા થઇ ગયા હતા અને તેના માથા ઉપર ભયંકર ચીરાઓ પડયા હતા. તેણે કહયું કે, ગાડીમાંથી પડયા પછી જેવો હું સાવધ થાઊં, કે તરતજ ગાડી મારા હાથ ઊપરથી ફરી ગઈ. મેં મારા પગ ખેંચી લીધા અને જોયું તો એક હાથ જુદો પડયો હતો જે હું આ મારા બાકી રહે, લા હાથમા લાવયો છું. જયારે તે ગાડીને મલયો તયારે લગભગ એક માઇલ તેવીજ હાલતમા ચાલયો હતો. તે ગરીબ માણસ પોતાની વાત કરયા પછી ૪૮ કલાકે મરણ પામયો હતો.

**૨૯૪૫ વાહાડકાપની વીદયા ઉપર ધરમ સંબંધી વેહમોને લીધે પડેલાં વીઘનો**–જે વાહડકાપની વીદયાની મદદથી આજે સેંકડો હઠીલાં દરદોના ભોગોનો બચાવ-

થાય છે, તે વીદયા જયારે પોતાની બચ્ચગીમાં હતી, તયારે તેની ઉપર ધરમ સંબંધી વેહમોને લીધે બહુ સુંથણાં પડયાં હતાં. ખરીસટી ધરમ ગુરૂઓ શસ્ત્ર વઇદોના કટા શતરૂ થઇ લાગા હતા, અને તેમના મારગમાં બનતી હરકતો નાખતા. મુરદાં ચીરીને શરીરનાં માંહેલાં અવયવોની તપાસ કરવાનું કામ, તેઓ ધરમની વીરૂધ જાહેર કરતા હતા. રોમના કેટલાક પોપોએ વારા ફરતી હુકમો કહાડીને મુરદાં ચીરવાની સખત મનાઇઓ કરી હતી. પણ વીદયા હુનરના સામાનય વધારા સાથ, એ વીદયા પણ ઘટતે વખતે પોતાનાં પગલાં વધારતાં અટકી નહી.

**૨૯૪૬ જુદા જુદા અવાજોની નકલ કરવાથી થતું નુકશાન**-જુદાં જુદાં માણસો અથવા જાનવરોના અવાજ ની ઘડી ઘડી નકલ કરવાની ટેવ રાખનાર માણસ, પોતાના ખુદરતી અવાજને બહુ નુકશાન કરે છે. અલબતાં એવી નક લ કરવાથી, તે લોકોને રાજી કરી શકે છે, અને તેથી તેમ વધા રે ને વધારે કરવા માટે તેને ઉલટ થાય છે; પણ એ આદતથી ખરો અવાજ બહુ નબળો પડી જવા ઉપરાંત, તંદરોસતીને નુકસાન થાય છે. એક પ્રખયાત ગાનાર માટે કહે છે કે, તે ગાતાં ગાતાં તરેહવાર વજંત્રોના અવાજની નકલ કરતો હતો; પણ એક દીને એક બીકટ શુર ની નકલ કરવા જતાં, તેનાં ફેફસાંની એક નસ ફાટી જવાથી ચાલીશ વરસની ભર જવાન વયમાં તેનું મરણ નીપજયું હતું.

**૨૯૪૭ વીજલીના વ્યવહારીક ઉપયોગમાં રહેલો જોખમ**-ન્યુયોર્ક શહેરમાં થોડા વખત ઉપર એક અજાયબ જેવો બનાવ બન્યો હતો. તે ઉપરથી વીજલીના વ્યવહારીક ઉપયોગમાં રહેલો એક જોખમ, ખુલી રીતે જણાયો છે. એક સ્ત્રી એક વખત પોતાના જમણા હાથથી, પોતાના રસોડામાં

આવેલી ટાંકીના નળમાંથી પાણી ભરતી હતી. તેનો ડાબો હાથ ટાંકીને જડેલા લોખંડના પડને લાગ્યો, કે તરતજ તે બીચારીને એકદમ સખત ધકો લાગયો. આથી તે સ્ત્રી ભોંય ઊપર લાંબી પડી, અને તેણીનું અંગ શીથલ થઇ ગયું હોય તેમ દેખાયું; પણ તરતજ એક વઇદને બોલાવતાં માલમ પડયું કે તે સ્ત્રીના ડાબા અંગુઠાનો કેટલોક ભાગ અંદરથી ભાગયો હતો. આ ઊપરથી તેણે નકી કરયું કે તે સ્ત્રીને કોઇ પણ પ્રકારે વીજળીનો સખત આચકો લાગયો છે. એટલામાં તેની છોકરીને પણ તેવીજ ઇજા તે જગયાએથી થઇ. તેનાં કુટુંબના માણસોએ વીચારયું કે, નળમાં અથવા તો ટાંકીમાં કાંઇ પણ જોખમકારક હોવું જોઇએ. આથી, ટેલીફોન ખાતાંના ઊપરી પાસે થોડી તપાસ કરાવી તો માલમ પડયું કે, તે ઘર અને હોટેલ વચે એક તારનું જુનું રદી દોરડું આવી રહેલું હતું, જે દોરડું વીજળીના દીવાના એક તારને લાગેલું હતું. હવે તે જુનું દોરડું પેલી સ્ત્રીનાં રહેવાનાં ઘેરનાં લોખંડના છાપરાં સાથે જોડાયલું હતું. આ છાપરાંનો સંબંધ એક કલઇની નળી, જે પાણીની ટાંકીને લાગેલી હતી તેની સાથે હતો જયારે વીજળીક દીવાની કંપનીનું યંત્ર ચાલતું હતું, ત્યારે વીજળીની ગતી તે તાર ઊપરથી છાપરે અને છાપરેથી કલઇની નળી વાટે, પાણીની ટાંકીમાં આવી હતી, અને તેથી ઉપલી સ્ત્રીને વીજળીનો આચકો લાગો હતો.

**૨૯૪૮ મળતા ચેહરાની એક મુશકેલી**-માડમ મારસી નામે એક પ્રખયાત ફ્રેંચ નાટકકારને, આજ કેટલાક વખત થયાં એક નવાઇ સરખી મુશકેલી ખમવી પડેછે. તે એમ કે, પારીસમાં બીજો એક નાટકકાર છે, તેણીનો ચેહરો માડમ મારસીને તદન મળતો આવેછે, અને તેમના ચેહરાઓનું એ મળતાપણું, માડમ મારસીને ઘણી રીતે હેરાન

કરનારૂં થઈ પડયું છે. માડમ મારસીને પોતાનો ફોટોગરાફ પડાવવાનું બીલકુલ પસંદ નથી; પણ તેની વીખ્યાતીને લીધે તેના ફોટોગરાફો જાહેરમાં સારા વેચાવાની આશા હોવાને લીધે, એક ફોટોગરાફરે હાલ પેલી બીજી નાટકકારનો ફોટોગરાફ પાડી લઇને, માડમ મારસીના નામથી વેચવા માંડયા છે. તે ફોટોગરાફ પોતાનો નથી, એમ માડમ મારસીથી કહી શકાય એમ નથી, કાંકે તેમાં તેણીનો આબેહુબ ચેહરો દીસેછે. પણ એટલામાંજ તેણીની હેરાનગતીનો છેડો આવતો નથી. પેલી બીજી નાટકકારે થોડી મુદત ઉપર કાંઇ કરજ કરયું હશે, પણ તેણીના કરજદારે તેને બદલે માડમ મારસી ઉપર ટાચ કહડાવીને તેણીનો સામાન જપત કીધો, અને માહ મેહનતે કજયો લડીને માડમ મારસીએ પેલા કરજદારની ભુલ દેખાડીને પોતાનો સામન છોડવયો.

**૨૯૪૯ એક વીચીત્ર શોખ**—પારીસના મોહલાઓમાં એક વીચીત્ર દેખાવનો પુરૂષ હમેશાં ભટકતો નજરે પડે છે. તે ઘણો ચીથરેહાલ ફરે છે, તોપણ રોજ પોતાના ડગલાનાં બટનમાં, તે ઘણું સુંદર અને મોટાં કદનું "કેમીલીયા" નામે એક મોંઘી કીમતનું ફુલ ખોસવા વીના બાહાર નીકલતો નથી. એ ફુલ ઉપરનો તેનો શોખ હદ બાહારનો છે. તે જુગારીનો ધંધો કરે છે, એટલે કોઇ વાર લાગ લાગે તો નાણાંની મોટી રકમ તેને હાથ લાગી જાય છે, અને કોઈ વાર તેને તદન ખાવાનાંબી વાખા પડે છે. હવે પાછલી કીસમની હાલત વેલા કોઈ દીને કેમીલીયાનું ફુલ તેનાથી નહી લેવાય, તો તેને ચાલી નહી એમ છે, આથી તેવો સંભવ દુર રાખવાનો તેણે વીમો ઊતારયો છે. થોડી મુદત ઉપર જુગારમાં તેને મોટો તડાકો પડી ગયો હ-

તો. એ વેલા તેણે પોતાનાં ભવીશય વીશે બીજો કશો બું દોબસત ન કરતાં, એક માલીને નાણુંની મોટી રકમ આપીને તેની સાથે એવી ગોઠવણ કરી રાખી છે, કે તે નાણુના બદલામાં માલીએ તેને તેની આખી જીંદગી સુધી, રોજ સવારના એકેક કેમીલીયાનું ફુલ આપતા રેહવું.

**૨૯૫૦ એબીસીનીયન લોકોની લગ્ન સંબંધી રીત ભાત**–એબીસીનીયન લોકોની કેટલીક લગ્ન સંબંધી રીતભાતોનો હેવાલ, એક અંગ્રેજ મુસાફર આપે છે, તે ઉપરથી જણાય છે કે, લગ્નની ગંભીરતાનો એ લોકોને જરાએ ખ્યાલ નથી, અને પરણવા પછી ગમે ત્યારે ધણી ધણીયાણી, એકમેકને સેહલથી તજી શકે છે. લગ્નનું કારજ થવા પછી, અદરાયલાં જોડાંને લગન માટે લાંબો વખત થોભવું પડે છે અને તેટલાં તેઓને જરાબી કાંઇ વાંધો પડયો, તો લગન ભાગી પડે છે. અદરાવા પછી વરશો સુધી વખતે લગન મુલતવી રહે છે, અને એટલો લાંબો વખત બંને બાજુ વચ્ચે સલાહ રહે, તો પછી લગન નકી થાય છે. લગનની સહવારે કનયાના મરદ કુટુંબીઓ, તેણીને કોઈ છુપી જગયાએ સંતાડી દેય છે, અને પછી વરરાજાને બધેબધ ફરીને તેણીને શોધી કાહાડવી પડે છે. તે પછી સઘલાંઓ વાજતે ગાજતે ગામને પાદરે સરઘસના આકારમાં જઇને લગ્ન કીરયા કરે છે. લગનની રાતે એક ઘણી કઢંગી રસમ પાલવામાં આવે છે. એ રાતે, કનયાના કેટલાક સગાઓ, પરણેલાં જોડાંનાજ ઓરડામાં સુએ છે. લગનની જયાફતમાં દારૂનો બહુ છુટથી ઊપયોગ થતો હોવાથી, છાકટો થયલો વરરાજા પરણેલી જીંદગીની શુરૂઆતમાંજ પોતાની ધણીયાણી સાથે કાંઈ મારામારી કરે નહી, તેની સંભાલ લેવા માટે કદાચ આ કીરયા થતી હશે. એક જાતનો દેશી દારૂ અને કાચું ગોસ્ત, લગનની જયાફ-

તેમાં મુખ્ય ખાણાંપીનાં છે. લગનની મીજલશમાં જીવતા બળદો લાવીને, મેહમાનોની નજર સામેજ તેમને કતલ કરવા આવે છે. તે પછી તુરતજ તેમને વેતરીને, માશની કાચી કાતરીઓ મેહમાનોને આપવામાં આવે છે. એ કાતરીઓ પાતલી અને લાંબી હોય છે. ખાતી વેલા તેનો એક છેડો મોંમાં પકડીને, એક છરીવતે કાપી કાપીને તે ખાવામાં આવે છે. ખાવાની એ કઢંગી રીતથી, ઘણી વેલા છરી મોહડાંને લાગીને ઇજા કરે છે. અકસર કરીને દારૂ ઘણો પીવાવા પછી તો, એવી ઇજા થવાનો ઘણો સંભવ રહે છે. કાચા ગોસ્તની લેહજતમાં વધારો કરવા માટે, રાતાં મરચાંની ભુકીને ચરબી સાથે છુંદીને બનાવેલો એક મસાલો તેઓ વાપરે છે.

**૨૯૫૧ સ્ત્રી શોધ કરતાઓ**—નવી શોધો કરવાનાં મેદાનમાં પણ, સ્ત્રીઓએ મરદોની પુઠ પકડી છે. હાલમાં બે અંગ્રેજ સ્ત્રીઓએ એકેક ઉપયોગી શોધ કરવાની વાત જાહેરમાં આવી છે. એકે ભુમીતીના ઉપયોગનું એક યંત્ર શોધી કાહડયું છે, જેની મદદથી એક સીધી લીટીને અમુક સરખા ભાગોમાં વેંહચી શકાય છે. બીજી સ્ત્રીએ અઢાર વરસ સુધી અખતરાઓ કરીને એક યંત્ર શોધી કાહાડયું છે, જેની મદદથી તરેહવાર સુંદર નમુનાઓ બનાવવાનાં કામ માટે ધાતુની જાડી તખતીઓ સેહેલથી કાપી શકાય છે.

**૨૯૫૨ અસલી યુરોપયનોનો વયાજે નાણું ધીરનારાઓ તરફ ધીકાર**—અસલી યુરોપયનોમાં વ્યાજે નાણું ધીરનારા લોકો બહુ જણાતા હતા. ધરમના તેમજ રાજના કાયદાથી એવા ધંધા ઊપર સખત અટકાવ નાખવામાં આવ્યા હતો, અને તેથી ધીરધારનો વેહવાર ઘણોજ થોડો ચાલતો હતો. ઇંગલંડના માહાતમા રાજા આલફરેડે, પોતાનાં રાજમાં

વ્યાજે નાણુા ધીરવાની સખ્ત મનાઇ હતી, અને જે એવો ધંધો ચલાવતાં પકડાય, તેની સઘલી મતા જપત કરવામાં આવતી હતી, અને મરણ બાદ, તેને દેવલમાં દાટવા દેવામાં આવતો નહી. અસલી યુરોપયનોના વીચાર પ્રમાણે, વયાજે નાણાં ધીરનાર માણસ આ દુનયામાંજ સજા પામતો નથી, પણ પેલી દુનયામાં પણ તેને બહુ ખમવું પડે છે. પંદરમી અને સોલમી સદીમા, કોલંબસ અને વાસકો ડી ગામાની નવા નવા દેશોની શોધને લીધે, યુરોપનો વેપાર ખીલવા લાગો, તયારે નાણાંની ધીરધારની ઘણીજ જરૂર જણાવા લાગી, અને તેથી મધયમ વયાજે નાણાં ધીરવાની છુટ મેલવવા માટે ઘણીક તરફથી હીલચાલો થવા લાગી, પણ તેના પરીણામમાં ઊલટો તે ઉપર વધારે જાપતો આવી પડયો. ઈંગલંડ તથા બીજા ઘણાં દેશોની રાજસભાઓએ એ અટકાવ માટેના નવા ધારાઓ પસાર કીધા, તથા રોમના પોપે પણ તેજ મતલબનો એક ખાસ હુકમ કાહાડયો. પરોટેસટંટ યાને ધરમ સુધારકોનો નવો વરગ ઊભો થયો, તેણેબી એ જુના વીચારને પકડી રાખયો, પણ પાછલથી તેઓએ સેજસાજ વયાજની છુટ મેલવા માંડી. વેપારનો ફેલાવો થતો ચાલયો અને તેવા વખતમાં વ્યાજે નાણાં ધીરવા ઉપરનો આ અંકોશ ઘણો અગવડ કરનારો થઇ પડયો. લોકોના વીચાર પણ બદલાવા લાગા, અને નાણાં ધીરનારાઓનો પક્ષ બહુ બલવાન થઇ પડવાથી, અઢારમી સદીની અધવચમા રોમના પોપને, નાણાં ધીરનારાઓ સામેનો વાંધો ઉંચી લેવાની ફરજ પડી. તેણે એક દસતાવેજ બાહાર પાડીને, ગોલ ગોલ બોલીમાં સેજસાજ છુટ મેલી, અને તે સેજસાજ પરથી આજે તેણે જોઇયે એટલું મોટું રૂપ લીધું છે.

૨૯૫૩ ખુદરતી વીદયાના અભયાસ સામે અસલી ખ્રીસ્તી ધરમ ગુરૂઓનો અનગમો–ખુદરતી વીદયા વીદયાના અભયાસીઓ તરીકે આજે ઘણા ખરીસ્તી ધરમ ગુરૂઓ માન પામે છે; પણ એજ ધરમ ગુરૂઓના માત્ર છેલી એક બે સદી આગમજના વડવાઓ, ખુદરતી વીદયાના અભયાસના ફેલાવાના મારગમાં, બનતી હરકતો નાખતા હતા. ફરાનસમાં માત્ર વીસ વરસની વાત ઉપર, ધરમ ગુરૂઓએ ખુદરતી વીદયાનો અભયાસ એકદમ બંધ કરવાની ભલામણ સરકારને કરી હતી. તેઓએ એ અભયાસને, ધરમ વીરૂધ કામ તરીકે જાહેર કરયો હતો. તેઓએ પોતાની ભલામણ અમલમાં મેલવા માટે બલતવારીથી લડત ચલાવી, પણ જે ખરીસ્ટી ધરમ ગુરૂઓએ અગ્નાનપણાંની બલીહારીના વખતમાં લોકોને પોતાની મરજી પ્રમાણે ચલાવ્યા હતા, તેઓની ફતેહ, આ સુધારાના જમાનામાં ટકે એમ ન હતું. તેઓ પોતાની કોશેશમાં નીશફલ થયા હતા; અને ખુદરતી વીદયાનો અભયાસ, બેવડાં બલથી ફરાનસમાં ફેલાવા માંડયો.

ઇંગલંડ જેવી ધરમ સુધારકોની ભુમી, એ ખામીથી મોકલી ન હતી. ૧૮૬૪ નાં સાલમાં કેટલાક વીદવાન ગણાતા અંગરેજોએ એક એવી યાદી ઘડી કાહડી હતી, " કે ખુદરતી વીદયાનો અભયાસ, લોકોને ધરમનાં ફરમાનો ઊપર શક લઇ જવાને કારણ આપે છે. " આ યાદી ઊપર તેઓએ વીદયારથીઓ અને ભણેલા ગરહસ્થોની સહી માંગી. જે અલબત ઘણાજ થોડાઓએ આપી, અને તે હીલચાલ ઉભી કરનારાઓ લોકોની પુશકલ હાંસી ખમીને, અંતે ઠેકાણે પડયા.

૧૮૬૮માં પ્રશીયામાં પણ એવીજ હીલચાલ થઈ હતી; અને તેનું શેવટ પણ હાંસી અને નીશફલતામાંજ આવ્યું.

૨૯૫૪ ઘોડા ખરીદનારાઓને સુચના-એક અમે-રીકન ઘોડાનો દલાલ, ઘોડા ખરીદનારાઓ માટે કેટલીક જાણવાજોગ સુચનાઓ જાહેર કરેછે. તે કહેછે કે, કોઇનાખી બોલ ઉપર ભરૂશો રાખીને ઘોડો ખરીદતા ના, પછી તે તમારો સગો ભાઇ કાં ન હોય. વલી કોઇનાં મત અથવા સલાહનીખી દરકાર કરતા ના. માત્ર તમારે પોતાની આંખ ખુલી રાખીને કામ લેવું, એટલે ઘોડાની ખુબી ખામી પોતાની મેલે નજરે પડશે. ઘોડાને જોતરેલો રાખીને તેની તપાસ કદી કરવી નહી; તે મોકળો અને ઓલાશાથી ઉતા રહેલો હશે, ત્યારે તેની સઘલી ખોડ ખાંપણ જણાઇ આવશે. તેને થોડેક તફાવતે એકલોજ દોડાવી જોવો, અને જો દોડતાં દોડતાં કોઇબી ચીજ સાથે, તે અડડયા કરે, અને મારગમાં સામી હરકત જણાવા છતાં દોડીને તેની સામે જઇ અઠડી પડે, તો જાણવું કે તે આંધલો છે. ઘોડાની આંખ દેખાતી ગમે એવી સારી હોય, પણ તે ઉપરથી ભોલવાવું નહી. ઘોડાની પીઠની મજબુતી તપાસવાનેબી ચુકવું નહી. વગર કારણે અચકી જવાની, અડ કરવાની, અને એવી તરેહવાર ખોડ ખાંપણ હશે, તે તેને સારીપેઠે ચલાવી જોવાથી જણાઇ આવશે. ઘોડાની ઘણી નબલાઇઓ, તે સ્થીર ઉભેલો હોય તયારેબી પકડાઇ આવશે. જો તે મજબુત હશે, તો પોતાના પગ ઉપર સીધો અને ટટાર ઉભો રહેશે. જો તેના પગ ફસાઇ ગયલા જેવા દીશે, તો તેને બહુ નબલબાંધાનો જાણવો. ફીકી પડેલી અને બલુ રંગની આંખા, ઘણું કરી રતાંધલાપણાંની નીશાની છે. તોફાની ઘોડાના કાન હંમેશાં પાછલ નાખેલા હોયછે. પછાડી ઝાડવાની જે ઘોડાને ટેવ હોયછે, તેના પગ પર ચીરા પડેલા જણાયછે. ઠોકર ખાતા ઘોડાનાં ગુઠણ ઘસાયલાં જણાઇ આવશે. ખર-

બચડી ચામડી, ખરાબ કોઠાની નીશાની છે. નબલાં ફેફસાંનો ઘોડો કદી ખરીદવો નહી, જે નબલાઇ ઘોડાનાં દીલ નજદીક કાન લઈ જઇને ત્યાંથા નીકલતો અવાજ તપાસવાથી જણાઈ આવશે. જો તે અવાજ ગુંચવાયલા જેવો આવે, તો જાણવું કે, ઘોડો દમીયલ છે.

**૨૯૫૫ નવાઈ જેવી રીતે ખરો પડેલો એક સ્વપનો**–યુનાઇટેડ સ્ટેટસની ફોજમાં નોકરી કરનાર એક કરનલ પોતાની રીજમીટમાંના એક સોલજરના નવાઈ સરખા સ્વપનાની હકીકત આપે છે. તે કહે છે કે, મારી રીજમીટમાં વીલયમસ નામે સોલજર હતો. તેને એક દીવશ એવો સ્વપનો જોયો કે, આગલ નહી જોયલી એવી એક જગા પર આવેલાં દેવલ પાસથી અમારી રીજમીટ પસાર થઇ ગઇ, અને એક ખીન વટાવીને એક ઝાડ આગલ આવી લાગતાં, તેની છાતીમાં એક બંદુકની ગોલી આવી વાગી. આ સવપનાની વાતથી તેણે અમોને જાણીતા કરયા હતા. તે સ્વપના પછી થોડે મહીને અમે લડાઈમાં રોકાયા, અને અમારી રોજમીટ કુચ કરતી એક દેવલ પાસે આવી લાગતાં વીલયમસ બોલયો કે, આજ દેવલ મેં સ્વપનામાં જોયું હતું. આગલ ચાલતાં અમે એક ખીન પસાર કરીને થોડેક આગલ વધયા એટલે એક ઝાડ અમને દીશયું. વીલ્યમ હવે બોલી ઉઠયો, મારા સ્વપના વાલી ખીન અને આ ઝાડ બંનેની ઇધાણી બરાબર મલી, હવે મારી છાતીમાં ગોલી પણ લાગવી જોઇયે. એમ બોલી તેણે પોતાની ટોપી પોતાની છાતીને આડે ધરી. પેલા ઝાડ પાસે આવતાંજ, દુશમનોની છાવણી તરફથી એક ગોલી આબાદ વીલયમસની છાતી સાથ આવી અડઠી. જો તેણે પોતાની ટોપી આડે રાખી નહોત, તો બેશક તે વીંધાઇ ગયો હોત; પણ તે

ટોપીની એક બાજુ વીંધીને ગોળી નીચે પડી જવાથી તે ઉગરયો હતો.

**૨૯૫૬ એક તોફાની સરોવર**—કાલીફોરનયામાં મોનો લેક નામે એક નવાઇ સરખું સરોવર છે. તે એક ઉજડ ખીનની વચમાં આવેલું છે. તેના પાણી સાધારણ રીતે શાંત રહે છે, પણ કોઇ વેલા તે તરફ અંચાતું તોફાન થઇને તેનાં પાણી એટલાં જોશમાં આવે છે, કે આખું સરોવર સફેદ ફીણના એક ઢગલા જેવું દીશે છે. તોફાન પછી, સરોવરમાંનું ફીણ આસપાસ ઉડીને પરપોટાઓની દેવાલો બની રહે છે. એ સરોવરમાં માછલી થતી નથી, પણ એક જાતના કીડાઓ થાય છે, જે તયાંના દેશીઓ ખોરાકમાં લે છે.

**૨૯૫૭ ચંદર વીશે અસલી જરમનોનો એક રમુજી વેહમ**—ચંદર ઊપર જે ધાબાં દીશેછે, તેના સંબંધમાં અસલી જરમનોમાં એક નવાઈ સરખો વેહમ ચાલતો હતો. તેઓ માનતા હતા કે, એક કરીશચાયને પોતાના ધરમથી ઊલટો ચાલી રવીવારને દીવશે આશાયશ ન લેતાં કામ ચાલુ રાખવાથી, ઇશવરે ગુસે થઇને તેને સદા ચંદ્રમા ઉભો રેહવાની સજા કીધી હતી. એ વેહમની લગતી એક દંતકથા છે, જે જણાવેછે કે, એક ધરડો કઠીયારો કદીબી આતવાર પાલતો ન હતો, અને રાબેતા પ્રમાણેજ એ દીને બી કામ કરતો. એક દીવશે રવીવારને દીને તે લાકડાં બાંધે મારી જંગલમાંથી ધરભણી વલતો હતો, તેવામાં કોઈ પરપુરૂષ તેને સામે મલયો. તેણે કઠયારાને કહયું, "તને ખબર નથી, કે આજે રવીવાર યાને આશાયસ લેવાનો દહાડો છે?" કઠયારો બોલયો, "ભાઇ, મારે મનથી રવીવાર અને સોમવાર, એ બધા દહાડા સરખા છે." પેલો પરપુરૂષ ગુસ્સાથી બોલયો, "તયારે તું આ દુનયા માફક પેલી દુનયામાંબી સદા મ-

જુરી કરતોજ રહેજે. મુવા પછી તારા માથાંપરના લાકડાના ભારા સહીત તને ચંદરમાં ઊભો રાખવામાં આવશે.” એટલું કહી, તે પુરૂષ ગેબ થઇ ગયો.

**૨૯૫૮ ચંદર ઊપરનાં ધાબાં વીશે સીલોનનાં લોકોની એક દંતકથા**—ચંદર ઊપરનાં ધાબાં વીશે સીલોનનાં લોકોમાં એક રમુજી દંતકથા છે. તે એવી છે કે, તેઓનો મોટો દેવતા બુધ એક દીવશે જંગલમાં ભુલો પડયો. એવામાં એક સસલો તેને સામેથી આવી મળયો, જેણે બુધને કહ્યું, “ અહો માહાતમા ! તને મદદ કરવાનું મારા હાથમાં છે. તારી ડાબી બાજુ તરફના રસ્તાએ સીધો ચાલયો જા, અને તું જંગલમાંથી બાહાર નીકલશે.” બુધે તે સસલાનો ઉપકાર માની કહ્યું, “કમનસીબે મારી પાસે કાંઇ પઇસા કે ખોરાક નથી, કે હું તારો ઉપકાર ફેડું. હું પોતે ખોરાકની શોધમાં ભુખયો રઝલું છું.” સસલાએ કહ્યું, “જો તને ભુખ લાગી હોય, તો હું તારી સેવામાં હાજર છું. આતશ સલગાવ, અને મને તે ઉપર શેકીને ખાઇ જા.” બુધે આતશ સલગાવયો, અને તરતજ તે સસલો તેમાં કુદી પડયો. તે આવી ઉદાર વરતણુકથી ખુશ થયો અને તેને પોતાની ચમતકારીક શકતીનાં બલે આતશમાંથી જીવતો બાહાર કાહડી, તેને ચંદરની માંહે ફેંકયો, જયાં તે સસલો હજી હયાત ઊભો છે.

**૨૯૫૯ તરણુજનું તેલ**—એક ફ્રેંચમેને તરબુજનાં બીયામાંથી તેલ કાઢવાનો અખતરો અજમાવી જોયો છે. તે બનાવવાની રીત એક પત્ર એવી જણાવે છે કે, બીજને ૨૬૬ ડીગરીની ગરમીમા સુકવવામાં આવે છે. પછી એક યંત્રથી તેનું તેલ નીકલેછે. એ તેલ વીશે ધારવામાં આવે છે, કે, રસોઇના કામમા તે આવશે ખરૂં, પણ સાધારણ ઉપયોગમાં તે તેલ લાવવામાં અડચણ પડશે, કેમકે તેની કીંમત લગાર મોંઘી થશે.

**૨૯૬૦ દીવાસલીની શોધ કરનાર**—એક જરમન પેપર કહેછે કે, લાલ પેટીની દીવાસલી ( Lucifer Matches) પેહલી બનાવનાર એક રાજ્યદરોહી કેદી હતો, જેણે પોતાની યોજના સને ૧૮૩૩ માં કેદખાનાની અંદર પાર પાડી હતી. આ શોધ કરનાર કેમેરર નામનો એક લડવીગ બરગનો રહેવાશી, અને હોહેનસપેગના કેદખાનાનો કેદી હતો. આ જેલનો ઊપરી એક વરૂધ માણસ હતો, તેની મેહરબાની મેલવી, પોતે પોતાની કોટડીમાં રસાયણ શાસ્ત્રનો અભ્યાસ કરતો હતો, તેથી કેટલાએક અખતરા કરી જોવાની પરવાનગી લીધી. અહીઆં કેમેરર, લાકડાના પાટલા કટકાને છેડે ગંધક લગાડી કોઇ પણ જાતના રસાયણ પ્રવાહીમાં બોલીને ભડકો કરવાની ખામી ભરેલી રીતમાં સુધારો કરવાના હેતુથી અખતરા કરવામાં ગુંથાયો. આવી રીતે બનાવેલો પ્રવાહી પદારથ તાજો હોય તયારેજ દીવો થઇ શકતો, અને જયારે તેનો ગુણ થોડો વખત પછી જતો રહેતો તયારે દીવાસલી બનતી નહી અને પાછો ચકમકથી અગની પેદા કરવાનો ઊદયમ ચાલુ થતો. કેટલીક વાર નીશફલ થયા પછી કેમેરરે ફાસફરસથી એક અખતરો બનાવયો, અને પોતાની ટેપની મુદત પુરી થયા અગાઊ તેણે ખરૂં મીકસ્ચર શોધી કાઢયું અને દીવાસલી બનાવી, પોતાનીજ કોટડીમાં સલગાવી જોઇ. જીનદાનમાંથી બાર આવયા પછી તરતજ તેણે દીવાસલી બનાવવાનું કારખાનું ઉભું કરયું, પણ માઠાં ભાગયે તે વખતે પેટનટ આપવાનો કાયદો બંધ હોવાથી, આસટેરેલીઆના અને બીજા રસાયણ શાસ્ત્રીઓએ તરત એવુંજ મીકસ્ચર બનાવીને તેની નકલ કરવા માંડી. ૧૮૩૫ માં જરમનીના રાજાએ તેવી દીવાસલીનો ઊપયોગ ભય ભરેલો છે એવું ધારી બંધ કરાવયો. જયારે ઇંગલાંડમાં તે બનાવ

વામાં આવી અને યુરોપ અને બીજા દેશાવરો ખાતે ચ-ાવવામાં આવી તયારે તેનો વધારે ખપ જાગયો, પણ તેની શોધ કરનાર ધણી કાંઇ પણ ફાયદો મેળવ્યા શીવાય સને ૧૮૩૭ માં પોતાની જનમભુમોના દીવાનશાલામાં મ-રણ પામયો.

**૨૯૬૧ બે હજાર વરસો ઉપરની એક બાંગડી**–સાઉથ કેનસીંગટનના સંગરહસથાનના સતાવાલાઓએ દશ હજાર રૂપયાની કીમતે એક અસલી બનાવટની બાંગડી ખરીદી છે. તેની મુખય ખુબી એ છે કે, તે છેક બે હજાર સદી ઉપરના વખતમાં એશીયા ખંડના કોઈ ચાલાક સોની-એ બનાવી હોય, એમ તેની કારીગીરી ઊપરથી જણાય છે. ઊગમણ તરફની પુરાણી કારીગીરીના એક નાદર નમુના દાખલ તેને ઊપલાં સંગરહસથાનમાં રાખવામાં આવી છે. તે સોનાનીછે. તેની સઘલી સપાટી સાફ અને નકશી વીનાની છે, પણ તેને બે છેડે બે ગરૂડપક્ષીઓ ઘણી સરસ કારીગરીથી કોતરેલાં છે. એવું માનવામાં આવે છે કે, સોકંદરે એશીયા ઊપર કરેલી ચહડાઇ વેલા ચલાવેલી લુટમાંનું એક ઘરેણું હશે. એ બાંગડી, આક્ષસ નદીના કીનારા ઉપરથી પડેલી મલી આવી હતી.

**૨૯૬૨ સ્ત્રીઓની નીતી સુધારવાનો એક વીચીત્ર ઉપાય**–ફ્રાનસનાં એક પ્રગણાંના મેયરે પોતાના જીલામાંની સ્ત્રીઓની નીતી સુધારવા માટે એક નવાઇ સરખી ગોઠવણ કરી છે. તેણે જાહેર કરયું છે કે, નાટકશાલાઓમાં પતીવરતા સ્ત્રીઓને કોઇબી ઠેકાણે બેસાડવી; જે સ્ત્રીઓના પતીવરતા પણાં વીશે કશી ખાતરી મલેલી ન હોય, પણ જેઓ દેખાઇતી રીતે જાહેરમાં મલાહજાથી વરતતી હોય, તેમને ગાલરી શી વાય બીજે કેથે બેસાડવી નહી; અને જેઓની નીતી થક

ભરેલી હોય, તેમને છેક છેલા વરગમાં જગા આપવી. આ ગોઠવણ તો ઘણી સારી પણ તે અમલમાં કેમ આવી શકશે? નાટકશાલામાં ટીકીટ આપનારાઓ સઘલી સ્ત્રીઓને જોતાં વાર તેમની નીતી વીશે મત કેવી રીતે બાંધી શકશે, તેનો પેલા ભોલા મેયરે વીચાર કરેલો લાગતો નથી.

**૨૯૬૩ યુરોપમાં ચાલતી "ડયુએલ" યાને લડીને વાંધાનો નીકાલ આણવાની રીત**–ઇંગલંડમાં "ડયુએલ" યાને લડાઇથી વાંધાનો નીકાલ આણવાની રીતનો કાયદાથી હાલ અટકાવ કરવામાં આવયો છે; પણ યુરોપનાં બીજાં કેટલાક દેશોમાં એ રીત હજી ચાલે છે. સપેન, ઇટલી અને રૂશયામાં એ રીત ઘણી છુટથી ચાલે છે. તયાંના લોકો જરા જેવા વાંધાને ખાતર લડવા તઇયાર થાય છે. અલબતાં એવી રીતે લડનારા લોકોને સરકાર તરફથી સજા થાય છે, પણ તે નામનીજ. જરમનીમાં લશકરી અમલદારો શીવાયે બીજાઓને એવી રીતે લડવાની છુટ નથી, અને જેઓ લડે તેમને સખત સજા થાય છે. લશકરી અમલદારો વચે કાંઇ વાધો પડે, તો તેમના કરતાં ચહડતી પદવીના પાંચ અમલદારોની બનેલી એક લવાદ કોરટ તે વીશે તપાસ ચલાવે છે. જો એ કોરટ ઠરાવે કે, બેમાંથી એક જણે માફ-માગીને વાંધાનો નીકાલ આણવો, તો તેમ કરવામાં આવે છે; પણ લડાઇનીજ જો તે કોરટ જરૂર જણાવે, તો બને અમલદારે લડવુંજ પડે છે. જો કોઇ અમલદાર લડવાને આનાકાની કરે, તો તેને નોકરી છોડવાની ફરજ પાડવામાં આવે છે. એ લડાઇ પીસતોલથી થાય છે, અને લડનારાઓને એક મેકથી બાર પગલાંને તફાવતે ઊભા રાખવામાં આવે છે. જરમન અમલદારો નીશાનબાજીમાં ચાલાક હોવાથી, ઘણું કરી એ લડાઇમાં એક અથવા

બંનેનો અંતજ આવી જાય છે. જો એક જણ મરી ગયો અને બીજો જીવતો રહયો. તો તેને બેથી છ મહીના સુધી કાચી કેદમાં રેહવું પડે છે. આથી, જે જરમન અમલદાર લડવાને ના પાડે, તેને નોકરી છોડવી પડે છે; અને લડવા નીકલે, તેને કેદખાનું ભોગવવાનો જોખમ સાથે હોરવો પડે છે. લવાદ કોરટની પરવાનગી વીના જે અમલદારો લડે, તેમને નોકરીમાંથી કાહડી મેલવામાં આવે છે. રૂશયાના કેટલાક ભાગોમાં ડયુલ રમનારાઓ માત્ર ત્રણ પગલાંને તફાવતે ઊભા રહે છે. દેખીતી રીતે એમ લાગેછે કે, એટલા નજદીક રેહેવાથી બંને લડનારાઓની નેમ બરાબર લાગતી હશે, પણ સાધારણ રીતે તેમ બનતું નથી. ઘણું કરીને બંનેના હાથ આચકો ખાઇને ગોલી જમીનમાં રસતો લેય છે. થોડી મુદત ઊપર રીગા ખાતે એક લશકરી અમલદાર અને એક વીદયારથી વચે એવી લડત થઇ હતી, અને તે વેલા ત્રણ ત્રણ મરતબે બંનેની ગોલી રદ ગઇ હતી. ચોથી વેલા પેલા વીદયારથીના પગનો અંગુઠો ઊડી ગયા શીવાયે કાંઇ બનયું નહી, અને ડયુએલનો સમાધાનીથી અંત આવયો.

**૨૯૬૪ યુનાઇટેડ સટેટસની તીજોરીમાં નકામાં પડેલાં જવેરાતો**—યુનાઇટેડ સટેટસની સરકારી તીજોરીમાં દોહડ બે લાખ રૂપયાની કીમતનાં ઝવેરાતો નકામાં અને ન ધણીયાતાં સરખાં છે. એ ઝવેરોના મોટા ભાગના સંબંધમાં એવી વાત ચાલે છે કે, અમેરીકાના એક આગલા પરેસીડંટ વાન બુરને મસકતના ઇમામની કાંઇ સેવા બજાવવાથી, ઇમામે તેને માટે એ ઝવેરો ભેટ મોકલયાં. હવે યુનાઇટેડ સટેટસનું પ્રજાસતાક રાજ સથપાયું તે વખતથી એવો ધારો ચાલે છે કે, એ રાજના પરેસીડંટ અથવા કોઇ

બી અમલદારો પારકાં રાજવાલાઓ સોડેથી કશી ભેટ સોગાદ લેવી નહી. એ કાયદા મુજબ વાંન બુરાનથી તે ઝવેરોને હાથ લગડાયો નહી. અને તે જો પાછાં મોકલે તો, ઇમામને અપ માન આપેલું કહેવાય. તયારે એ કીમતી સોગાદોનું કરવું શું ? કેટલાક વીચાર પછી વાન બુરને એ ઝવેરો સરકારી તીજોરીમાં મોકલાવયાં. બીજાંબી ઝવેરોની આવીજ કીસમની કાહણી છે. બીજા પરેસીડંટો તથા સરકારી અમલદારોએ પણ એજ માફક પોતાને મલેલી કીમતી ભેટો તીજોરીને હવાલે કરી છે; અને તયાં તે નકામાં સરખાં પડયાં છે. તેમનો કોઇ નકી ધણી કેહવાતો નથી. સરકારી તીજોરીમાં એ ઝવેરો છે, તોપણ સરકાર તેની માલેક ગણાતી નથી. તીજોરીના સતાવાલાઓ તેના ફડચા વીશે ગુચવણમાં પડયા છે, અને વારંવાર તેઓ અમેરીકન રાજસભાને તેનો કાંઇ નીકાલ આણવાને અરજ કરે છે, છતાં તે રાજસભાને તે વીશે કાંઇ કરવાનું સુજતું નથી.

**૨૯૬૫ એક સકાચ સ્ત્રીની બહાદુરી**—સકાટલંડમાં આવેલાં એબરડોરનાં ગામડાંમાં વસતી મીસીસ વાહીટ નામે એક મજુર સ્ત્રીની બહાદુરીનો જાણવાજોગ દાખલો એક અંગરેજી પત્ર આપે છે, કહે છે કે, આ સ્ત્રી દરયા કીનારા આગલ એક ઝુપડાંમાં રહે છે. થોડા દીવસની વાત ઊપર થયલાં એક તોફાન વેલા, "વોલયમ હોપ" નામે એક સટીમર તેનાં ઘરથી થોડે દુર એક ખરાબા ઊપર અટકી, મીસીસ વાહીટની નજરે એ બનાવ પડતાંજ, તેણી સખત બરફના તોફાનની દરકાર ન કરતાં સટીમર તરફ દોડી અને તેમાંના ઊતારૂઓને કીનારે ઊતરવામાં મદદ કરવા લાગી. તેણી એટલુંજ કરીને અટકી નહી. સઘલા ઊતારૂઓ કીનારે ઉતરી રેહવા પછી, તે તેઓને પોતાની ગરીબ ઝુંપડીમાં લેઇ

ગઈ, અને પોતાની શકતી પરમાણે તેમની માવજત કીધી. એ વરસની વાત ઉપર પણ તેણે એક સવીડીશ સટીમરનાં માણસોની આવીજ રીતે બરદાશત કરી હતી. આ કીમતી સેવાઓની જાહેર રીતે કોઇ તરફથી કદર નહી બુજાવાથી, એક ગરહસથે તેનો હેવાલ એક અંગરેજી પત્ર ઉપર લખી મોકલવાની જરૂર જોઈ છે.

**.૨૯૬૬ એક રેલવે અમલદારની તારીફ લાયક સમય સુચકતા**—સમય સુચકતાનો એક વખાણવા જોગ દાખલો, ગયા નવેમબર માસની શુરૂઆતમાં લંડનનાં એક રેલવે સ્ટેશન ઉપર બનયો હતો. એ સ્ટેશન ઉપર એક ટ- રેન આવતી હતી, તેટલાં એક સ્ત્રી તે ચુકી જવાની ધાસ્તી થી સામા પલાટફારમ ઊપર કુદી પડીને ટરેનવાલા પલાટ ફારમ તરફ દોડવા લાગી. એટલામાં તેનો પગ સરવાથી, બરાબર ટરેનના પાટા ઊપરજ તુટી પડી, બેહોશ થઇ ગઈ. એ વેલા ટરેન માત્ર ત્રીશ વારને છેટે હતી, અને સરેસ્રતાની ઝડપે સટેશન તરફ ધસી આવતી હતી. જે વખત જાય તેમાં પેલી સ્ત્રી ટરેન તલે કચડાઇ જવાની વકી રાખીને લોકો ગભરાટથી તેણી તરફ જોતા હતા, પણ શું કરવું તે કોઇને સુજયું નહી. તેવામાં એક ધરડો રેલવે ઇનસપેકટર અંચી- તો સામા પલાટફારમ ઊપરથી વીજલીની ઝડપે કુદી પડયો, અને તેણે તે સ્ત્રીને ઊંચકી લીધી, અને તરતજ ટરેન તે જગા ઊપરથી પસાર થઈ ગઈ. એકજ સેકંડની ઢીલ થતે, તો બને ટરેન તલે કચડાઇ જતે. ટરેન પસાર થવા પછી સરવે લોકો પેલા હીમતવાન અમલદારને શાબાશી આપવા ગયા, તે વેલા તે બોલયો કે, "એ કામ મેં કેમ કીધું તેનો મને જરાબી ખયાલ નથી." જરાબી વીચાર કરવા વગર કાંઇ અંચીતા જુસ્સાને આધીન થઇ, તેણે આ કામ કરયું

હતું; અને આંખ વીચીને ઉઘડે તેટલી ઝડપમાં તેણે તે સ્ત્રીને ઊગારી હતી.

**૨૯૯૭ માછલી ખાવાની હીમાયત કરનારી એક મંડલી**-જેમ કેટલાકો માંશનો ખોરાક તજીને ભાજીપાલા ઉપર જીવવાની ભલામણ કરે છે અને તેમની મંડલીઓ બની છે, તેમ નયુયારકમાં માછલીના ખોરાકની હીમાયત કરનારાઓની મંડલી ઊભી થયલી છે, અને તેના સભાસદો માછલીજ નહી, પણ કોઇબી દરયાઈ પેદાશ ખાવાની હીમાયત કરેછે. શારક અને મગરમછ જેવી મોટી માછલીઓ તથા દરયાઇ જીવડાઓ ખાવાને બીજા લોકો સુગાય છે, પણ માછલી ખાનારાઓની આ મંડલીના સભાસદો તો, તેમને લેહેજતદાર ખોરાક તરીકે પસંદ કરેછે. તેઓની મંડલી દર વરશે એક ખાણું કરેછે, જે વેલા માત્ર સઘલી વાણીઓજ તરેહવાર માછલીમાંથી બનાવેલી હોતી નથી, પણ દારૂઓ બી તેમાંથીજ બનાવેલા વપરાય છે આજ પાંચ વરસ થયાં તેમની મંડલી ઊભી થયલી છે, અને તેનું પાંચમાં વરસનું ખાણું, ગયા અકટોબર માસમાં થયું હતું. એ વેલા, સર્વથી ઉમદાવાણી તરીકે શારક માછલીમાંથી બનાવેલું એક પકવાન વખણાયું હતું.

**૨૯૯૮ અમેરીકામાં જણાયેલો એક નવી જાતનો રૂ**-મી૦ સુબરસે નામે અમેરીકને, કેટલાંક વરશોના અખતરા પછી એક નવી જાતનો રૂ શોધી કાહાડયો છે. સાધારણ કપાસના બીયાં સાથે ઓકરા નામે એક જાતનાં રોપાનાં બી વાવીને તેણે એક નવીજ પ્રકારનો રોપો ઉગાડયો છે, જેમાંથી રૂ ઘણા મોટા જથામાં નીકલે છે, તથા વલી તેની સાથે બી બીલકુલ મેલાયલાં નહી હોવાથી, તેને જીનમાં સાફ કરવાની ખટપટ રેહેતી નથી. તેનાં ફુલબી ઘણાં સુગંધી તથા

મોટાં કદનાં થાય છે. આ નવો રૂ, ઘણો કીમતી થઈ પડવાની વકી છે.

**૨૯૬૯ એક નાપસંદ ગડબડ દુર કરવાનો સહેલો રસતો**-વજંત્રોના અવાજનો જેમને કંટાલો હોય, તેમને વજંત્રો વગાડનારાં માણસો, જયારે ગમે ત્યારે પેટ ભરતો ત્રાસ આપી શકે છે; અને ઘણીવાર પેલા બાપડાઓને તે મુગે મોહડે ખમવો પડેછે. લાસેન ખાતે એક ફ્રેંચમેને એવો ત્રાસ ટાલવા માટે ઘણો સરસ ઇલાજ વાપરયા હતો. તે બહું એકાંતસ્વભાવનો માણસ હતો, અને રોજ રાતે દસ વાગા માંઊંઘાઇ જતો હતો. પણ એક વેલા તેની પડોસમાં એક જવાન સ્ત્રી આવી રહી, જેણી તેની શાંતીમાં ખલલ કરનારી થઇ પડી. રાતે દશ વાગે તે ઊંઘાવા જતો, એટલે તેણી પીઆનો વગાડવા બેસતી; એટલે બે ત્રણ કલાક સુધી તેને જાગતા સુઇ રેહવું પડતું. વલી તેણી નવી નવી વગાડવા શીખતી હોવાથી બરાબર વગાડી શકતી નહતી, તેથી તરેહ વાર કંટાલાં ભરેલાં શુરો તેને સાંભલવાં પડતાં. તેણે તે બાઇને સમજાવીને કહ્યું, કાલાવાલા કરયા, પણ તેણીએ કાંઈ મનપર લીધું નહી; અને રોજ રાતના ઊજાગરો કરતાં, તે આજારી પડવાની અની ઉપર આવી લાગો. અંતે કંટાલીને તેણે એક આકલો ઇલાજ અજમાવી જોયો. તે સ્ત્રીએ એક રાતે પોતાનાં કેટલાંક મીત્રોને નોતરીને ગાયણ બજાયણ ચલાવાની તઇયારી કીધી, તેજ વેલા તેણે પોતાને ઘેર એક મજુરને તેડીને, તેની પાસે એક મોટું પરઘામ વગડાવવા માંડયું. તેણે તે મજુરને સારાં ઇનામની લાલચ આપી અને તેને દારૂ પાઇને ઊશકેરયો, એટલે તેણે ખુબજ શુરમાં આવીને પરઘામ વગાડવા માંડયું. હવે પેલી બાઇની, કાલાવાલા કરવાની વારી આવી. તેણીને ત્યાંના નાચરંગમાં

આ પરઘામના અવાજથી ઘણી હરકત પડી, તેથી તેણીએ તે બંધ કરાવા માટે તેને અરજ કરી, પણ તેણે તે ના પાડી. તેણીએ કાલાવાલા કીધા, ધમકીઓ આપી, પણ કાંઇ વલયું નહી. અંતે તેણીની ગાયણની મીજલશ ભાગી પડી. બીજી સહવારે, તે ફરેંચમેનને રાતની વેલા ગડબડ કરવાના વાંક માટે પોલીસમાં ઘસડીને એક રૂપયાનો દંડ કરાવામાં આવયો, પણ તે દંડ તેણે ખુશીથી આપ્યો, કેમકે તે દીનથી તેનો રોજનો કંટાલો મટયો.

**૨૯૭૦ તાલક પડવાનાં કારણો**–તાલક પડવાનાં ત્રણ કારણો હોય છે એક, ઘડપણથી; બીજું, વંશપરમપરા તે નબલાઇ ચાલતી આવવાથી; અને ત્રીજું, ચામડીનાં કાંઈ દરદથી. પેહેલાં બે તરણ કારણથી જો તાલક પડયું, તો તેનો કાંઇબી ઇલાજ નથી, અને ગમે તે દવા વાપરેલી ફોકટ જશે, પણ છેલા કારણ માટે, તરેહવાર દવાઓ મલી શકશે. કેટલીક વેલા સખત માંદગી ભોગવવા પછી, માથાંનાં સઘલા બાલ ખરી જાય છે; પણ તંદરોસતી સુધરવા પછી, તે પાછા આવવા માંડશે.

**૨૯૭૧ માણસનું બરાબર વજન**–પ્રોફેસર હકસલી એક પુખ્ત માણસ વજનમાં કેટલું થાયછે, અને તે વજનના કેવી રીતે ભાગ થઇ શકેછે, તેને વાસ્તે નીચે પ્રમાણે વીગત આપેછે. તે માણસનો માંસ વાલો ભાગ અને તેને લગવી ચીજો ૬૮ રતલ, હાડકાનો ભાગ ૨૪ રતલ. ચામડી ૧૦॥ રતલ, ચરબી ૨૮ રતલ, મગજનો ભાગ ૩ રતલ, છાતીની અંદરનો ભાગ ૩॥ રતલ, પેટની નીચેનો અંદરનો ભાગ ૧૧ રતલ, અને લોહી જે શરીરમાં ફરેછે તે ૭ રતલ હોયછે. આનો સરવાલો ૧૫૫ રતલ થાયછે. વાસ્તે તે એક સારી રીતે વધેલા માણસનું વજન થયું. આ માણસે દર-

રોજ ૫૦૦૦ ગ્રેન રાંધેલું માસ, ૬૦૦૦ ગ્રેન અનાજ, ૭૦૦૦ ગ્રેન દુધ, ૩૦૦૦ ગ્રેન પટેટા, ૬૦૦ ગ્રેન માખણ, અને ૨૨,૯૦૦ ગ્રેન પાણી એટલું ખાવું જોઇયે. તેનું હૃદય એક મીનીટમાં ૭૫ વખત ધડકેછે, અને તેટલાજ વખતમાં તે ૧૫ વખત સ્વાસ લેયછે. ૨૪ કલાકમાં તે ૧૭૫૦ ધનફુટ સ્વચ્છ હવાનો સ્વાસ લઇ તેટલી ખરાબ હવા પાછી કાઢે છે. ઉપર પ્રમાણે જે માણસ વરતતો હોય તેને રહેવાને વાસ્તે ૮૦૦ ધનફુટ જગ્યા સારી હવા આવ જા કરે એવી જોઇયેછે. તે હમેશાં ૧૮ આંઉસ પાણીના આકારમાં, અને ૩૦૦ ગ્રેન નક્કર કચરાને રૂપે, અને ૪૦૦ ગ્રેન ખરાબ હવાના રૂપમાં કાઢી નાખેછે. આનો સરવાળો ૬ રતલ પ્રવાહી પદારથ, અને ૨ રતલ કરતાં વધારે નકર પદારથ થાયછે, આટલું માણસના વજનમાંથી દરરોજ ઓછું થાયછે. આ સંબંધમાં મુનીચના ડાકટર સકેવની નજરે માણસના શરીરનું કદ કેમ તપાસવું તેને લગતી એક નવી રીત શોધી કાઢી છે. તે એછે કે, ખાવાનું કામ અને પીવાનું કામ એકી વખતે કરવું ન જોઇયે, તે બે કામ વચે બે કલાકનો આંતરો રાખવો જોઇયે. એવું કહેવાય છે કે, તેણે પ્રીન્સ બીસ્મારકને આ રીતે ઘણોજ જાડો થતો અટકાવ્યો હતો. જાડા માણસોએ હાલ ચાર રીત પસંદ કરી છે. પેહેલી એકે સટારચ, ખાંડ અને ચરબી જે ચીજમાં હોય તે ચીજ ખાવી નહી, બીજી ચરબી ખાવાની રજા આપે છે પણ ખાંડ અને સટારચ ન ખાવાં, ત્રીજી ઊનના કપડાં પેહરવા અને ફુલાલીનના બીછાના પર સુવું અને ચોથી રીતમાં એમ છે કે, એકી વખતે ખાવું અને પીવું નહી.

**૨૯૭૨ નકામી મેહનત!**—એક ભુખડી બારકસ ગ્રંથ કરતા માટે કહેછે કે, એક રાતે તેનાં ઘરમાં ચોર ભરાયો,

અને તેની કબાટ ખોલવા માટે ફાંફાં મારવા લાગ્યો. તેવામાં ગ્રંથકરતા જાગી ઉઠયો, અને ચોરને ફાંફાં મારતો જોઇ મોટે થી હસી પડયો. ચોર અજબ થઇને તેના હસવાનું કારણ પુછવા લાગો. તેણે જવાબ વાળ્યો, "ભલા માણસ, જે કબાટમાંથી તેના પોતાના માલિકને કંઈ મલી શકતું નથી, તે કબાટમાંથી પઇસા મેલવવાની ઇચ્છામાં તને આટલી બધી મેહનત કરતો તથા જોખમ ખેડતો જોઇને, મારાથી હસવા વીના રેહવાતું નથી." ચોરે આવી ખાલી કબાટ પાછલ ફાંફાં મારવામાં સાર જોયો નહી, અને ગુપચુપ ચાલતી પકડી.

૨૯૭૩ અંગરેજ ડાકટરોના ગાડી ઘોડા–આગલા વખતના અંગ્રેજ ડાકટરો પોતાના દરદીઓની મુલાકાતે જતી વેલા ઘોડા ઉપર બેશીને જતા હતા. પાછલથી તે રીત ફેરવાઇને, બે ઘોડાની ગાડી દાખલ થઈ. કોઇબી સારી ઘરાકીવાલો, અથવા સારી ઘરાકી હોવાનો દેખાવ કરનારો ડાકટર જરૂરજ બે ઘોડાની ગાડીમાં ફરતો, અને જે તેવી હાલતમાં નહી ફરે, તે સારી આવક વાલો ગણાતો નહી. તે ઉપરથી વધીને રાણીઆનના વખતમાં ચાર ઘોડાની ગાડી ઉપર વાત આવી, અને લંડનનો જરાબી દબદબા વાલો ડાકટર પોતાની ગાડીમાં ચારથી ઓછા ઘોડા જોડતો નહી. વલી જેઓથી બની શકતું, તેઓ છ ઘોડા પણ જોડતા. ઘણાઓને પોતાનો ટેક જાલવવા ખાતર, શકતી નહી છતાં ચાર ઘોડાની ગાડી રાખવી પડતી હતી. એક ડાકટરને માટે કહેછે કે, ચાર ઘોડાની ગાડી માટેનો ખરચ તે તબીબના ધંધામાં કુટી કાહડી શકતો ન હતો, તેથી વધુ પઇસા ઉભા કરવા માટે રાતની વેલાએ વેશ બદલીને તે પોતાની ગાડી ભાડે ફેરવતો હતો. પણ એક વેલાએ કાંઈ ગફલત થવાથી, તેનું ભોપાલું ઉઘાડું થઈ ગયું હતું. વલી ખાનગીને માટે

કહેછે કે, પોતાના ધંધાની ખટપટમાંથી પરવારવા પછી, તે ઇટાલીયનનો વેશ ધારણ કરી, તથા ખોટી મુછો અને થેભા-યા પેહરીને, લોકોને ગાયણની તાલીમ આપવા જતો હતો; અને તેમ કરવાથી જે આવક થાય, તે ડાકટર તરીકે બાહાર ફરતી વેળા એક ભાડુતી ગાડી રાખવા પાછળ ખરચતો હતો.

૨૯૭૪ વીલાયત ખાતે ઈમારતી લાકડાંની આયાત-સઉથી વધારે ઇમારતી લાકડાં વાપરનાર ઇંગલંડ શીવાય બીજો દેશ નથી. ઇંગલંડના બંદરોમાં દર વરસે ૨૯,૦૦,૦૦,૦૦૦ ઘન ફુટ લાકડું બીજા મુલકમાંથી આવે છે. અને ઇંગલંડ અને સકાટલંડમાં થઇ ૨૧,૭૪,૦૮૩ એકરમાં રાનછે. વાસતે ઇંગલંડ શીવાય બીજો કોઇ એવો દેશ નથી કે જે પરમુલકના રાનને વાસતે એટલી બધી કાલજી રાખતો હોય-ઇંગલંડ દર વરસે, રાનની પેદાશ જેવા કે ઇમારતીલાકડાં, છાલ, કાગલ, તાર, પીચ, લાકડાંમાંથી નીકલતું તેલ, ગુંદર વગેરેને વાસતે, એક મોટી રકમ ૨,૦૦,૦૦,૦૦૦ પાંઊંડની આપે છે

૨૯૭૫ ઈંગલંડની વસતી અને ક્ષેત્રફલ-રજીસટરજનરલની ગણત્રી પ્રમાણે ઇંગલંડ અને વેલસનું ક્ષેત્રફલ, ગઇ સેનસસની વખતે દરેક માણસે દોઢ એકરનું હતું, તેથી જો વસતીને બરાબર વેહચી નાખયે તો દરેક બે માણસની વચે ૯૦ વારનું અંતર રહે. યુરોપમાં આવેલા માત્ર બીજા બે દેશ, સેક્સની અને બેલજીઅમ છે કે જયાં આવી ધાડી વસતી છે. દીવસે દીવસે ઇંગલંડની જમીન લોકોને રેહવા વાસતે ઘટતી જાય છે, ચાલતી સદીની શરૂઆતમાં, માણસનો વધારો એટલો હતો કે, દર બે માણસ વચે ૧૫૩ વારનું અંતર રહેતું હતું, ૧૮૨૧ ની સાલમાં દર બે માણસે ૧૩૨ વારનું છેટું હતું. ૧૮૫૧ માં ૧૦૮ અને ૧૮૭૧ માં ૯૬ વાર હતું.

**૨૯૭૬ મોટી ઉમર સુધી ખુબસુરતી જાલવી રાખનાર સ્ત્રીઓ**—એક લખનાર, મોટી ઉમર સુધી પોતાની ખુબસુરતીનો બાહાર જાલવી રાખનાર કેટલીક પ્રખ્યાત સ્ત્રીઓ ને લગતો હેવાલ આપેછે, તેમાંની કેટલીક વીગતો ખરેખર જાણવા જોગ છે. તેમાં માલમ પડેછે કે, પ્રખ્યાત ગ્રીશયન શાહજાદી હેલન, જેને ટરોયનો શાહજાદો નહસાડી લેઇ ગયો હતો, તેણી ચાલીશમે વરશે એટલી જવાન અને ખુબસુરત દીશતી હતી, કે ટરાયનો જવાન શાહજાદો તેણી ઊપર મોહી પડી, તેના પયારમાં દેવાનો બનયો હતો. શાહજાદો પેરીકલીસ એસ્પેરીયા સાથે પરણયો, તે વેલા તેણી છત્રીશ વરશની વયે પુગી ચુકેલી હતી, અને તે પછી બીજાં ત્રીશ વરસ સુધી પોતાની મોહીની તેણીએ જાલવી રાખી હતી. મીસરની તવારીખમાં યાદગાર રહી ગયલી રાણી કલીઓપેટરાના મોહમાં મારક એનટની દીવાનો બનયો હતો, તે વેલા તેણી લગભગ ચાલીસની તઇયારીમાં હતી, અને તે પછીનાં બીજાં દશ વરષ સુધીમાં તેણીની કાંતીએ પોતાની આગલી સુંદરતા ટકાવી રાખી હતી. બીજો હેનરી ૧૮ મે વરશે પોતા કરતાં બેવડી વયની સ્ત્રી સાથે મોહમાં પડયો હતો, અને તેણી ખરેખર તે વેલા ખુબસુરતીનો તુરો ગણાતી હતી. આસ્ત્રીયાની રાણી આન, આડત્રીશ વરસની વયે તો, પોતાની ખુબસુરતીના પુર બાહારમાં હતી. ખુબસુરતી ઉપરાંત, સરસ મનશકતી અને બીજા ગુણોનો પણ તેણીમાં ભંડાર હોવાથી, ધરડાઓ અને જવાનો એકસરખી રીતે તેણી ઉપર મોહી પડતા હતા. ફલોરનસનો ગરાંડ ડયુક ફ્રાનસીસકો, પોતાના કરતાં પાંચ વરસ વડી બીયાનકા કોપાલો સાથે પરણયો, ત્યારે તેણીની વય આડતરીશ ઊપરની હતી. ચઊદમા લુઇએ માડમ ડી મેનટીનાન સાથે લગ્ન કરયાં, તે વેલા

તેણી તેંતાલીશ વરસની વયે પુગી ચુકેલી હતી. રશયાની રાણી કેથરીન બીજી તેત્રીશમે વરશે પરણી, અને સડસઠ વરસની વય સુધી પોતાની ખુબસુરતી જાળવી શકી હતી. વખણાયલી ફરેંચ નાટકકાર માડમ મારસ, પીસતાલીશ વરશની વયે પોતાની ખુબસુરતીના પુર બાહારમાં હતી.

**૨૯૭૭ મળતા દેખાવથી વીનાકારણે પીડાયલા માણસો**—મળતા દેખાવને લીધે, ભળતા ધણીના વાંકસર શીક્ષા તથા અગવડ ખમનારા માણસોની એક ટીપ, એક લખનાર આપે છે. તે ઊપરથી જણાય છે કે, છેલી સદીમાં ફરાંક ડગલાસ નામે એક કુલીન ગ્રહસ્થને, જાહેર રસતા ઊપર લુટ ચલાવાના વાક માટે કોરટમાં ઘસડવામાં આવવાથી, સંઘે બહુ અજાયબી પંથરાઈ રહી હતી. આવો આબરૂદાર માણસ એ કામમાં કેમ સપડાય, તે વીશે સરવને બહુ અજાયબી ઊપજી. પણ તેવામાં પેજ નામે એક પરખયાત લુટારો પકડાયો, અને માલમ પડયું કે, મી॰ ડગલાસના અને તેના દેખાવ વચે એટલું મળતાપણું હતું, કે તેમને છુટા ઓળખવા મુશકેલ થઇ પડે. સારે ભાગયે વખતસર એ ભુલ જણાઇ આવવાથી, મી॰ ડગલાસ એક લુટારો હોવાનું કલંક પોતાનાં નામ સાથે જોડાને હીનપસતી ભરી મોતની સજા ખમવાથી બચયો. પણ બીજા કેટલાક બનાવો એવા બનયા છે, જેમાં વેલાસર ખરી વાત જાહેર નહી થવાથી, કેટલાક નીરદોશો બીજાના વાંકસર બેગુનાહ મારયા ગયા છે. ૧૭૪૭માં સાહરા ગરોન નામે સ્ત્રીનું ખુન કરવાના વાંક માટે એક આબરૂદાર જવાનને ફાંસી દેવામાં આવયો હતો. બે વરશ પછી ખરા ખુનીઓ પકડાયા, અને તે વેલા સરવને પેલા જવાન માણસના કમનસીબ અંત માટે દલગીરી અને પસતાવો ઊપજયો.

પણ સઉથી વધારે ખેદકારક બનાવ ૧૭૯૬ માં ફરાનસમાં બનયો હતો. ડુબોસક નામે એક લુટારો એ વખતે લોકોને બેહદ ત્રાસ દેતો હતો. ઊપલાં સાલના મે માસમાં તેણે પોતાના સાથીઓ જોડે એક મેલની ગાડી લુટી, અને ગાડીમાંનાં બે માણસોનાં ખુન કીધાં. જીવતાં રહેલાં માણસોએ લુટારાઓનું પોલીસને જે વરણન આપયું, તે આધારે લેસરસ નામે એક જવાન અને કુલીન ગરહસથને તેઓએ કેદ પકડયો. તેનાં નીરદોષપણાં વીશે તેની તરફથી ગમે એટલા પુરાવા પડયા, પણ તેની સામેની સાક્ષી ઘણી મજબુત હતી. જે ગામનાં હોટલમાં લુટારાઓ ઊતરયા હતા, તયાંના કેટલાક માણસોએ, તથા લુટાયલા આશામીઓએ ખાતરીથી તેને લુટારાઓના વડા તરીકેજ ઓળખાવયો, અને તે આધારે તેને ફાંસી દેવામાં આવયો. પાંચ વરશે ખરો લુટારો પકડાયો, અને તયારેજ સરવેએ પોતાની ભુલ જોઇ. બંનેના દેખાવજ માત્ર તદન મલતા હતા એમ નહી, પણ ખરા લુટારાના ચેહરા તથા હાથ ઊપર પડેલા એક બે જખમ પણ લેસરસને બરાબર તેજ જગયાઓ ઉપર હોવાથી, તેની સામેના સાક્ષીઓ ઠગાયા હતા. એવા તો કાંઇ સેંકડો બનાવો બનયા છે, પણ તેના આટલા દાખલા થીજ આપણે સંતોષ પામીશું.

**૨૯૭૮ બરીટીશ ઊમરાવો અને તેમની વયને લગતી કેટલીક હકીકત**—નામદાર માહરાણીની પરીવી કાઉનસીલનો સઊથો બુજોરગ વયનો સભાસદ, વાઇકાઊનટ એ વરસલીં નામે નેવું વરસની વયનો ઉમરાવ છે; અને સઉથી નાનો આપણોજવાન શાહજાદો ડયુક આફ કોનાટ છે, જેની વય ચોતરીશ વરસની છે. ડયુકની સરવેથી ચહડતી અમીરી પદવી ભોગવનારાઓમાં સરવથી વડો, ડયુક આફ કલીવલાંડ

છે, જેની વય ૮૧ વરષની છે; અને સરવથી નાનો ડયુક, મરનાર શાહજાદા લીઓપોલડનો બાલક બેટો ડયુક આફ આલબેનીછે. સરવથી વડો મારકવીસ, મારકવીસ આફ ડુની-મલ છે, જેની વય ૮૪ વરશની છે; અને સરવથી નાનો, બાર વરસની વયનો એક છોકરો નામે મારકવીસ કેમડાનછે. સરવ અરલોમાં, તેમજ સઘલી પદવીના ઉમરાવો સામટા લેતાં તેઓમાં પણ વડો, અરલ આફ બકીંગહામછે, જે બુજરોગ ઊમરાવની વય એકાનું વરશની છે; અને સઊથી નાનો અરલ, અરલ આફ કાટનહામ છે, જેની વય માત્ર દશ વરશની છે. ઊપર કહેલો વાઇકાઊનટ એવરસલી, એ પદવી ભોગવ-નારાઓમાં પણ સરવથી વડો છે; અને સરવથો નાનો વાઇ-કાઊનટ, લારડ સાઊથવેલ નામે બાર વરશની વયનો એક પોટ્રો છે. લારડ બરોહામ, સરવ બેરનોમાં વડો છે; અને સરવથી નાનો બેરન. લારડ એમપથીલ નામે પંદર વરસની વયનો એક જવાન છે. સરવથી વડો બારોનેટ, સર મોઝલી મોનટફોર' છે, જેની વય એકસો વરસની છે, અને સરવથી નાનો સર એસ. એફ. શકલબરગ છે, જે માત્ર ચાર વરસની વયનો એક બ્રુચો છે. સરવેથી બુજોરગ નાઇટ, સર જયારજ રોઝ સટારટોરીયસ છે, જેની વય ચોરાણું વરશની છે; અને સરવથી નાની વયનો નાઇટ કલકતાવાલો સર વાલટર યુજેન ડી સુઝા છે.

**૨૯૭૯ આમની સભાનો સરવથી બુઢો સભાસદ**— આમની સભાનો સરવથી વડો સભાસદ, રાબરટ વાલટર કારડન છે, જે તેયાંસી વરશની વયનો છે. તે બારનસટેપલ-ના પ્રગણાં તરફથી પારલામેંટમાં ચીરાજેછે. એ સભાનો સરવથી જવાન મેમબર મેથયુ જોસફ કેની છે, જેની વય માત્ર તેવીશ વરશની છે. મી૦ કેની, આયરલાંડનાં ઇનીસ પરગણાં તરફથી આમની સભામાં બેશેછે,

૨૯૮૦ ગ્રેટ બ્રીટન તથા આયરલાંડના જડજો-ઇંગ્લંડના જડજોમાં સઉથી બુઢો જડજ વાઇસ ચાનસેલર સર જેમસ બેકન છે, જેની વય છેયાંસી વરશની છે. અને સરવથી જવાન સર આરચીબાલડ લેવીન સમીથ છે, જેની વય ઊડતાલીશ વરસની છે. સકાટલંડનો સરવથી બુઢો જડજ લારડ ડીઝ છે, જે એકયાસી વરસનો છે; અને સરવથી જવાન જડજ લારડ કીનર છે, જેની વય એકાવન વરશની છે. આયરલાંડનો સરવથી બુઢો જડજ, આનરેબલ જે. એફ. ટાઊનસેનડ છે, જે તોંતર વરશનોછે; અને સઊથી નાનો જડજ આનરેબલ એ. એમ. પોરટછે, જેની વય ઊડતાલીસ વરસની છે.

૨૯૮૧ આબીસીનીઆના સ્વદેશીઓની જીંદગી-આ દેશમાં ઘરોને ઘણે ભાગે બે માલ હોય છે. ઘાસનાં છાપરાં નીચે માટીનો અથવા લાકડાંનો ગોલ આકાર બનાવેલો હોય છે, જેની નીચે પથરના અથવા માટીના ગોલ કે ચોરસ ટેકા વાસ્તે થાંભલા મુકેલા હોય છે. એ ઘરોને ફરતી માટીની કે પથરની ભીંત કરેલી હોય છે. આવાં ઘરોમાં લોકો પોતાના ઢોરો, ઘેટાં, કુત્રા અને બીલાડાં સહીત રહે છે. વલી તેઓ એક વાસણમાં જીણા જીવજંતુ ભરી રાખે છે, અને તેમને ઘણી સંભાલથી પાલે છે. પાણી તથા સાબુનો ઊપયોગ ઘણોજ થોડો તેઓ કરે છે. તેઓ સ્વચ્છતા ઊપર બીલકુલ ધયાન આપતા નથી. આનું કારણ પાણીની તંગી છે, એમ નથી. પાણી તો પુશકલ હોય છે. તેમજ એક જાતનું ઝાડ ત્યાં દરેક જગયાએ ઉગે છે, જેનાં બીઆં, તડકામાં સુકવ્યાથી સાબુની ગરજ સારે છે. એક સીત્રી હીંમતથી કહે છે કે, તે જયારે જન્મયો હશે ત્યારે પેહલો નાહયો હશે, તથા બીજીવાર લગનને દીવસે અને ત્રીજીવાર

'મુઆ પછી નહાશે. સેન્ટ જોનના તેહુવારને દીવસ વરસમાં એકવાર તેઓ નદીમાં ડુબકી મારે છે, અને દર રોજ સવારના મોંની થુંકથી પોતાની જીભની કોર ભીંજાવીને આંખ સાફ કરે છે. જયારે તેમને કાંઇ ચેન નપડે, તયારે પોતાનાં શરીર ઊપર ચરબી ચોલી આંગ ચલકતું કરે છે.

**૨૯૮૨ તંદરૂસતી સાથે ફુલનો સંબંધ**-હાલમાં પ્રોફેસર મેન્ટેગાઝા નામે વીદવાને એવું શોધી કાઢયું છે કે, સઘલા રોપામાંથી જથાબંધ ઓઝોન નામે તતવ પેદા થાય છે. કેટલાંએક ફુલો જયારે સુરજના કીરણ નીચે આવે છે, તયારે તેઓ ઓઝોન તદન કાઢી નાખે છે. સુરજનાં કીરણ એટલાં બધા જોરાવર છે, કે રસાયણ શાસ્ત્રીઓના કેહવા પ્રમાણે, મેલેરીઆ જાતની તાપથી આખાં શેહરોને બચાવે છે. આ ઉપરથી મોટાં ગીચ શેહેરોમાં ફુલો છુટથી ઉગાડવાની અગત છે. અજમાયેશથી માલમ પડયું છે કે, ગામડાંઓ જેવી ખુલી જગયા કરતાં શેહરોમાં ઓઝોનનો બાગ થોડો રહેલો હોય છે, અને શહેરના ગીચ વસ્તીવાલા ભાગમાં શેહરના ખુલા ભાગ કરતાં અથવા બાગ બગીચા કરતાં થોડો ભાગ હોય છે. રોપાઓ, ફુલો, અને લીલાં ઝાડોથી હવાનું પ્રમાણ બરાબર થાયછે. એટલા વાસ્તે, જયાં સુધી દરેક ફુલનાં કુંડામાં ફુલ રહે છે, તયાં સુધી તે માત્ર શોભાયમાન દેખાય છે એટલુંજ નહી, પણ આસપાસ રહેનારાઓની તંદુરસ્તીના ઊપર તેની ઘણી ફાયદાકારક અસર થાય છે.

**૨૯૮૩ ખરૂં સુખ કેમ મલે છે**-જયારે આપણે કોઈની સારી ટેવ વીશે વીચાર કરીએ છીએ, તયારે ઊદયોગ, કરકસર અને સતયતા વગેરે ગુણોનો વીચાર સવભાવીક રીતે આપણા મનમાં આવે છે. આપણે આપણને જુદી

જુદી તરેહના થતા લાભોથી, અથવા તો આપણી તંદુરસ્તીથી સુખ થાય છે એમ માનીએ છીએ. આ દુનીઆમાં કેટલાક તવંગરને તયાં જનમેલા હોય છે અને કેટલાક ગરીબને તયાં જનમેલા હોય છે. ખરેખર જગતમાં સારી અને સદગુણી જીંદગી ભોગવવાની આપણી ફરજ છે, અને આમ કરવાથીજ આપણને સુખ અને લાભ પ્રાપત થશે; પણ ખરૂં સુખ મેલવવાને વાસતે શું શું ફરજ બજાવવી જોઇએ, તેનો વીચાર કરતા ઘણા લોક પાછા હઠે છે. તેનું કારણ એ છે કે, તેઓ ખરૂં સુખ અને મોજમજાના અરથમાં ગુંચવાય છે. મોજમજા, થોડો વખત ચાલે, વારંવાર આવે અને જાય, એવું ખોટું સુખછે, અને તે હજારો નજીવા કારણ ઊપર આધાર રાખે છે. ખરૂં સુખ એટલે મનની એક કાયમ સથીતી હોવી. એવું સુખ, પઇસાની હાલત ઉપર થોડોજ આધાર રાખે છે. મોજમજા ઘણી પ્રકારની થાય છે, અને તે દરેક વરગના માણસોને મલે છે. દારૂડીઓ દારૂ મલે તયારે આનંદ માને, ચોર ચોરીમાં ફાવે તયારે ખુશી થાય તેમજ એક દેશનું ભલુ ચહાનાર સવદેશની કોઇ પણ પ્રકારે નોકરી બજાવે તયારે સંતોષ માને છે. ખરૂં સુખ કોઇ ખાસ લાગણી ને જોડાયલું નથી હોતું. અને જોકે એક ખરો સુખી માણસ ઘણી તરેહની મોજમજા ભોગવે છે, પણ એકલી મોજ મારનાર માણસ ભાગયેજ ખરા સુખને પાત્ર થાય છે, માણસનું મન સથીર થવાનું કારણ ટેવ છે; જેમ માણસને ઘણી વખત એકજ કામ કરયાથી તે કામનો મહાવરો પડી જાય છે, તેમ તેમણે પોતાના મનની હાલતને એટલે દરજજે ઊતેજન આપવું જોઇએ, કે છેવટે વીચાર કરવાની અને લાગણીની ટેવ પડી જાય.

હવે આપણે વીચાર કરવો જોઇયે, કે ખરૂં સુખ મેળવવાને શું શું સાધનો અગતયના છે. દોલત દરજ્જો, માન આબરૂ, મોજશોખ, શીવાય બીજું સુખનું મુળ તંદુરસ્તી છે. દુનીઆ ઉપર ઘણા લોકો એવા હશે કે જેઓ ધનાઢય છતાં માંદગી ભોગવે છે, તયારે તેઓ ખરા સુખી કહેવાય નહી. જેમ એક ઝાડનો રોપો પોતાની આબાદીને વાસ્તે સુરયના તાપનું સેવન કરેછે, તેમ આપણે આપણી જીંદગીના તાપનું સેવન કરવું જોઇયે, કે જેથી આપણી જીંદગીની આબાદી વધારી શકીયે. તડકા છાયા લોકો ઊપર વારંવાર આવ્યા કરેછે, તેઓએ ધીરજ રાખી દરેક વખતે પોતાના દીલને સુખમાં રાખવું, કે અંતે તેઓ પોતાની ઊમેદ બર લાવી શકે.

**૨૯૮૪ ખરા હાથને લગભગ મલતી એક બનાવટ**- મી૦ ઈ. જે. બોમોંટ નામે ગ્રહસ્થે, રીડીંગમાં આવેલી બરકશાયરની બાદશાહી હોસપીટાલમાં, થોડા વખત પર, એક નવો શોધી કાઢેલો આખો હાથ બતાવ્યો હતો. એક હાથ વગરનાં માણસને તેણે આ બનાવટનો હાથ લગાડયો હતો, અને તે માણસે, ઘણાક ગ્રહુસ્થોની સામે, તે ખોટા હાથની મદદથી એક ટાંકણી ઊપાડી, આસપાસ હાથને હલાવ્યો અને પછી તેણે એક કેકનો કટકો ખાધો, અને કાચનો પ્યાલો પકડીને પીધો હતો. વલી તેણે પોતાનું નામ પણ લખ્યું હતું. મી૦ બોમેન્ટ કહેછે કે, આ હાથથી જમીન ઉપરથી ઊંચે કોઈબી ચીજ ઊપાડી શકાયછે, અને વલી વજનદાર બોજો પણ લઇ જઈ શકાયછે.

**૨૯૮૫ "મેસમેરીઝમ" ની મદદથી હેરત ભરયા ખેલો કરનાર એક ફ્રેંચમેન**-મોંશય વરબેક નામે એક ફ્રેંચમેન મેસમેરીઝમ વીદયાની મદદથી આજ કેટલીક મુદત

થઈ ઇંગ્લંડમાં ઘણા હેરત ભરયા ખેલો કરી બતાવેછે. એક સ્ત્રીને તે બેહોશીની ઊંઘમાં નાખીને તેણીનું મન એવી સરસ રીતે વશ કરી લેયછે, કે તેણીની સઘલી લાગણીઓ તેની મરજીને વશ રહેછે. તે તેણીનાં માંશમાં ગમે એટલી ઊડી ટાંચણીઓ ઓશેછે, પણ તેણીને વેદના થતી નથી. ઘણીક છુપાવેલી ચીજો તેણી અજાયબ જેવી રીતે પારખી આપેછે. બીજા લોકોના મનના વીચારો પણ, એજ વીદયાની મદદથી મોશય વરએક પારખી આપેછે. તેણે પોતાના અખતરાઓ કેટલાક ડાકટરો અને વીદવાનોની નજર સામે કરી બતાવ્યા છે, અને તેઓ તેથી બહુ અજાયબ થયાછે. તેના એ હેરત-ભરયા ખેલો, વીદવાનોનું ખાસ ધ્યાન ખેંચી રહયાછે, કેમકે તેઓને તેમાં નવા અભયાસ તથા શોધો કરવાનું ઘણું મલેછે.

**૨૯૮૬ અજાયબ જેવી બેભાની**-લાંબો વખત સુધી બેભાની ભોગવવા પછી, તે હાલત લાગુ પડવાની આગમ-જના બનાવો જાણે કાંઇ બનયું નહી હોય તેવી રીતે યાદ રહેવાના કેટલાક નવાઈ સરખા દાખલા, એક લખનાર આપેછે. કહેછે કે, નાઇલ નદીની પ્રખ્યાત લડાઇ વેલા, અંગ્રેજી કાફલાનાં એક વાહાણ ઊપરના સેલરને તેના અમલદારે પુછયું, "નેલસનનું વાહાણ આપણી જમની બાજુએ છે, કે ડાબીએ ?" એ સવાલનો જવાબ આ-પવા જાય, તેટલાં સેલરનાં માથાંમાં એક ગોલી આવીને વાગી. પંદર મહીના સુધી તેનાં માથાંમાંથી તે ગોલી કાહડી શકાઇ નહી, અને તેટલો સઘલો વખત તે બેભાન હાલતમાં પડી રહયો. તે વખત પછી તેનાં માથાંમાંથી ગોલી બાહાર કાહડવામાં આવી, અને બેભાનીમાંથી હુશયાર થતાંજ, પં-દર માસ ઉપરના પેલા સવાલનો જવાબ તે બોલી ઊઠયો, "સાહેબ, જમણી બાજુએ છે."

એવોજ એક બનાવ, હાલ થોડી મુદત ઊપર બનેલો, એક વઇદક ચોપાનયું આપે છે. એક ઘોડાવાલાને તેના શેઠની ઘોડીએ માથામાં લાત મારવાથી તે બેભાન થઇ ગયો. તેને આસપીટાલમાં લઇ જવા પછી સરજયને તપાસતાં જણાયું કે, ખોપરીનું એક હાડકું ભેજાંમાં દબાવાથી તે બેભાન થયો હતો. તે હાડકું બાહાર કાહડતાંજ તે હુશયાર થયો, અને પેલી ઘોડીનું નામ લેઇ બોલી ઉઠયો; "હઠ ડાલી, બાજુ થા!" અલબતાં, પોતાને લાત લાગી તે વેલા જે બોલો તેનાં મનમાં આવયા હશે, પણ બેભાનીને સબબે બોલતાં રહી ગયા હશે, તે શબદો તે હુશયાર થતાંજ બોલી ઊઠયો હતો. એ બનાવ તરફ પેલા સરજયનનું ધયાન ખેંચાયું, અને તેણે તે વીશે વધુ અખતરા અજમાવી જોયા. તેણે તે ઘોડાવાલાનાં ભેજાંપર હાંડકાંથી દબાણ થયું હતું તેજ જગા ઉપર પોતાનું એક આંગલું જોરથી દાબી જોયું, એટલે તરત તે બેભાન થયો. તે આંગલું પાછું ખેંચી લીધું, એટલે પાછો હુશયાર થઇ આગલના અધુરા રહેલા બોલો તેણે પુરા કીધા. કલાક બે કલાક સુધી એવી બેભાની તેની ઊપર લાવવામાં આવતી, અને તેમાંથી હુશયાર થતાં, તે બેભાની વીશે કાંઇબી ખયાલ તેને રેહતો નહી, અને બેભાની આગમજ જે બોલ તેને અધુરો મુકેલો, તે જાણે અધુરો મુકયોજ ન હોય તેવી રીતે પુરો કરતો. દાખલા તરીકે, તે જો "માખણ" શબદ બોલવા માંગતો હોય, અને "મા—" બોલતાંજ તેને બે ત્રણ કલાક બેભાન કીધો હોય, અને પછી હુશયાર કરતાંજ, પોતાને કાંઇ અટકાવજ થયો નહી હોય, તેવી રીતે તે બાકીના "—ખણ" બોલો પુરા કરતો. એવા દાખલા એક નહી પણ અનેક, તબીબોના અનુભવમાં બનયા છે.

**૨૯૮૭ હોટલોના ઉતારૂઓની સગવડ માટે એક નવી ગોઠવણ**–હોટલો, ધરમશાલાઓ, વગેરેમાં ઊતારો લેતા મુસાફરો માટે એક નવી સગવડ શોધી કહાડવામાં આવી છે. જુદા જુદા મુસાફરને સહવારે કેટલે વાગે ઊઠાડવો, તે હોટલના ધણીને યાદ રાખવામાં અડચણ પડે છે, અને કેટલીક વેલા એકને બદલે બીજાને ઊઠાડવાથી તેનો ગુસો ખેંચો લેવો પડે છે. તે સઘલું અટકાવા માટે એક જાતની ટીકીટો શોધી કાહાડવામા આવીછે, જે મુસાફરનાં બુટને લગાડવાથી, સઘલી કડાકુટ મટી જાયછે. એ ટીકીટો મુસાફરોના સુવાના ઓરડામાં ટાંગવામાં આવેછે, અને સુતી વેલા તે ઊપર પોતાને ઊઠાડવાનો વખત લખીને, મુસાફર તે ટીકીટ પોતાના બુટ ઉપર ઓલવેછે, એટલે સહવારે હોટલવાલો આવીને તે ટીકીટ વાંચીને વખતસર તેને ઉઠાડેછે. એ ટીકીટો તરેહવાર જાતની હોયછે. કેટલીકો ઊપર ઘડયાલના કલાકો જેવા કાપા પાડીને તે ઉપર એક કાંટો ગોઠવેલો હોયછે, અને જેટલે વાગે પોતાને ઊઠવું હોય, તેટલા કલાક ઊપર કાંટો મુસાફર માંડી મેલેછે. બીજી જાતની ઉપર એકેક કલાક છુટો લખેલા બાર કારડો હોયછે, અને તે કારડો તારીખના કારડ માફક ગોઠવવામાં આવેછે. વલી કોઈ જાતની ટીકીટ ઊપર ઊઠાડવાનો, તેમજ નાહવાનું પાણી, નાસતો વગેરે લાવવાનો પણ વખત લખી રાખવાની ગોઠવણ હોયછે.

**૨૯૮૮ દાંતની મજબુતી જાલવવા વીશે કેટલીક સુચના**–શાકર તથા શાકરની બનાવેલી બીજી મીઠી પદારથો, હદસર ખાવામાં કશી હરકત નથી, પણ હદની બાહાર જતાં, તે દાંતને નુકશાન કરેછે. તે સીધી રીતે નહી, પણ આડકતરી રીતે પોતાની અસર દેખાડેછે. મીઠાસ હદથી વધારે થતાં, હોજરીની સ્થીતી બગડીને તેમાં ખટાસનાં

તતવનો વધારો થાયછે, અને તે ખટાસ મોહડાંમાં ફેલાતાં, દાંતને ઇજા થાયછે. એ રીતે, મીઠાસ પોતે નહીં, પણ મીઠા સમાંથી ઉતપન થતો ખટાસ, દાંતને નુકશાનકારક છે. જો જરપત થઇ શકે એટલો મીઠાસ ખાધો હોય, તો પછી તે ગમે એટલા મોટા જથામાં ખાવા છતાં નુકશાન કરતો નથી, પણ ઓર દાંતને અને તંદરોસ્તીને સામાનય રીતે ફાયદો કરેછે. તવારીખ પરથી તેના કેટલાક પુરાવા આપણને મલેછે. ડયુક આફ બયુફરટને માટે કહેછે કે, તે રોજ એક રતલ શાકર ખાતો હતો, અને તે ૭૦ વરશની બુજોરગ વયે, દાત તથા સઘલા અવયવોની મજબુતી શેવટ સુધી ભોગવીને મરણ પામયો હતો. મેલરી નામે ગ્રહસ્થને માટે કહેછે કે, તે મીઠાશ પુશકલ ખાતો હતો. તે એકસો વરસની જીંદગી ભોગવી મરણ પામ્યો, અને હેંશી વરશ સુધી તેના દાત ટકવા પછી, તે ઉમરે તેને નવા દાંત ઉગયા હતા. ખાંડ પકવનારા દેશોના હબશીઓ પુશકલ મીઠાસ ખાનારા હોવા છતાં, તેઓના દાંત સફેદી અને મજબુતી માટે વખણાયછે. એ સઘલાંનું કારણ એજ કે, મીઠાશ ગમે એટલા મોટા જથામાં ખવાય, પણ જો તે જથો આપણે જેરવયો, તો તેથી નુકસાન ન થતાં સામો ફાયદો થાય છે.

દાંતની જાલવણી માટે, તેની સફાઇ સઉથી અગતની ચીજ છે. જે માણસો પોતાના દાંત ઘણી સંભાલ લેઇ સાફ રાખે છે, તેમને તેની સલામતી વીશે ધાસતી રાખવાનું કારણ નથી. ખોરાકની કરચો દાંતમાં ઘણો વખત ઘેર ભરાઇને કોહવા દેવી, એ કરતાં બીજું વધારે નુકશાનકારક કાંઇ નથી. જમવા પછી હમેશાં બરશે સારી પેઠે દાંત સાફ કરવાથી. તે જોખમ રહેશે નહી. ખાવા પીવાનો અંદાજો પણ, દાંતની મજબુતી જાલવવાનું એક સાધન છે, તે યાદ રાખવું.

**૨૯૮૯ તુરકી સાહીત્ય**–વરતમાન પત્રો અને ચોપડી ચોપાનયાંઓનો શોખ, તરકીમાં હાલ સારો વધતો જાય છે. ઇસ્તમબોલમાં હોજા પાશાનો રસતો, નામે એક મોહુલો છે, જયાં આખો મોહુલો, ચોપડીની દુકાનોથીજ ભરેલો નજરે પડે છે. એ મોહુલાની ભેટ લેવાથી, તુરકીઓને કેવી જાતની ચોપડીઓનો શોખછે, તે જણાઇ આવેછે. તરકીમાં નવ રોજીંદાં અને બાર અઠવાડીક પતરો તથા ચોપાનયાં છે. એ દેશના એકવીસ પ્રાંતો તરફથી સરકાર પોતે એક પત્ર બાહાર પાડે છે. ઓગણીશ પ્રાંતોના વહીવટનો વારશીક રીપોરટ બાહાર પડે છે. ફરેંચ વારતાઓનાં પુસતકોનો તરજુમો વાંચવાનો તુરકીઓને બહુ શોખ જણાય છે, કેમકે બીજી કોઇ ભાષામાં લખાયલી વારતાનો તરજુમો તેઓ વાંચતા નથી. વારતા, નાટકો, કવીતાઓ, વગેરે ઉપરાંત, ધરમ, કાયદા, અને વીદયા હુનર સંબંધી પુસ્તકો પણ તેઓમાં ઠીક વંચાય છે વલી ગજવામાં રાખી શકાય એવી નાની તવારીખ, વારતા, ધરમ વગેરે બાબતોને લગતી ચોપડીઓ હમણાં છપાવા માંડી છે, અને તેમનો ઘણો ફેલાવો થવાની વકી છે. એ ચોપડીઓની કીમત પણ સરવ વરગના લોકોને સગવડ પડે એવી છે.

**૨૯૯૦ ઈજીપ્તના લોકોએ અસલ વાપરેલું લોખંડ**–થીક લોકોની જીત સુધી ઇજીપ્તના લોકો લોઢું વાપરતા કે નહીં તેનો સવાલ ઊઠેછે. કારણ કે, અસલી ખંડીયેરોમાંથી જે હથીઆરો, ઓજારો, અને દાગીનાઓ હાથ લાગ્યાછે, તેઓ બધા પીતલના બનાવેલા છે, અને લોખંડના તો માત્ર જુજ જોવામાં આવેછે. તેમજ તે ઉપરની તારીખ એટલી તો અચોકસ છે કે, ઇજીપ્તમાં લોખંડ પહેલું ટોલેમીસ લોકોએ દાખલ કરયું હશે, એમાં શક નહી. એક લોખંડનો કડકો

પીરામીડના ચુનાના કામમાંથી હાથ આવ્યોછે, જેના ઉપર અસલની કાંઇપણ નીશાની જોવામાં આવતી નથી. વલી તે વખતે ઇજીપ્તના લોકો ઘણા સુધરેલા હતા, અને યાહુદી લોકો, એટલા સુધરેલા ન હોતા તોપણ તેઓ લોખંડ વાપરતા હતા; ત્યારે ઇજીપ્શન લોકોએ તે નહી વાપરયું હોય, એપણ શક ભરેલું છે. કેટલાક વીદ્વાનો કહેછે કે, લોખંડ વપરાતું હતું પણ ઘણું થોડું, કારણ સઘલાં હથીઆરો પીતલના વાપરવાનો શોખ તે લોકોને હતો, તેથી કોઇજવાર લોખંડ વાપરતા.

**૨૯૯૧ શાહનશાહ નેપોલીયનનાં નયાયીપણાંનો એક દાખલો**-ફ્રાનસનાં લડાઇ ખાતાંનો પ્રધાન જેનરલ લીવાલ, પોતાની હાલની ચહડતી માટે, ત્રીજા નેપોલીયનનાં નયાયીપણાંને આભારી છે. તેણે એ ભલા શાહાનશાહ તરફ એકવાર એવી બેઅદબી દેખાડી હતી, જે તેનાં ભવીષ્યને બલકે તેની જીંદગીને માટે જોખમભરી થઇ પડતે, પણ શાહનશાહ નેપોલીયને તેની લાયકાત તરફ નજર કરી તેની બેઅદબી દરગુજર કરી હતી. તે કેમ બનયું, તે નીચલા હેવાલમાં બરાબર સમજાશે.

૧૮૬૨માં મેજર લીવાલ મેકસીકોના લશકરી ખાતામાં નીમાયો હતો. આ લશકરને ચડાઇ કરવાનો હુકમ થયો હતો તે દરમીયાન અમલદારોમાં વારંવાર ચડાઇને લગતી ભાંજગડ થતી હતી. એક રાતનાં ખાણાની વખતે, શેહનશાહની રૂબરૂ, મેજર લીવાલે, આ બાબતના સંબંધમાં લશકરના કારભાર ઉપર સખ્ત ટીકા કરયા, અને શાહનશાહને કંઇ ઉપનામ વટીક લગાડયું. આ વાત તરત સઘલા અમલદારોમાં ચરવાઇ ગઈ, અને સઘલા તેની સામે ખીજવાયા હતા. થોડાં અઠવાડીઆંમાં શાહનશાહની હજુર

એક લશકરી ખાતાંના નોકરોને ચહડતી પાયરી આપવા સંબંધી એક પત્રક આવયું. આ પત્રકમાં મેજર લીવાલનું નામ કાઢી નાંખેલું હોવાથી, શાહનશાહે તરત લશકરના વડાને આનું કારણ પુછયું. તે સરદાર ગભરાઇ ગયો અને ઉતર આપી શકયો નહીં. આ ઉપરથી નેપોલીઅને ગંભીરાઇથી કહયું, કે તે દીવસે જે તેણે ટીકા કરી હતી, તે મને હજુ યાદ છે. પણ તે માટે તેનો વાજબી હક ભુલાવો ઘટતો નથી. એમ કહી તેનું નામ લખવા જણાવયું.

**૨૯૯૨ નવી શોધોથી ધનાઢય થયલો દેશ**–યુનાઇટેડ સ્ટેટસની ગંજાવર દોલતનો બે ત્રત્યાંસ ભાગ નવી શોધોના "પેટન્ટ" ને લીધેછે. તે દેશની એકંદર દોલત ૪૩૦૦૦૦૦૦૦૦૦ ડાલરની ગણવામાં આવેછે, આના બે ત્રત્યાંસ એટલે ૨૮૬૦૦૦૦૦૦૦૦ ને આશરે ડાલર, આ દેશની હાલની અને આગલની નવી શોધોમાંથી ઊપજેલા છે. એક વીદ્વાન જણાવેછે કે, સાંચાકામની શોધથ, માણસોની શકતીની ઉત્તમતામાં વધારો થયોછે. દાખલા તરીકે, યુનાઇટેડ સ્ટેટસમાં દર વરસે દસ લાખ સીવવાના સંચા બને છે, અગાઉ જેટલું કામ ૧૨૦૦૦૦૦ સ્ત્રીઓના હાથથી થતું હતું તેટલું કામ હવે આ સંચાઓથી થાય છે. પારીસના ત્રીશ હજાર મોચીના હાથથી જેટલાં બુટ બનતાં, તેટલાંજ બુટ અમેરીકાનું એક જોડાનું કારખાનું બનાવેછે.

**૨૯૯૩ ઘોડાગાડીમાં વીજલીના દીવા**–થોડા વખત ઉપર આવા દીવા કરવાનો રેવાજ પારીસ શેહરમાં શરૂ થયો હતો, પણ હાલ ઉપલી રીત ઇંગ્લંડમાં પણ દાખલ થયેલી નજરે આવેછે. થોડાં અથવાડીઆં ઉપર લંડન ખાતે એક સુંદર બફમમાં વીજલીના ત્રણ દીવા કરવામાં આવ્યા હતા. એક દીવો ઘોડાના કપાલ ઊપર, બીજો ગાડીવાલાની ટોપી

ઉપર, અને ત્રીજો ગાડીના પછવાડેના ભાગ ઉપર, એવી રીતે ત્રણ દીવા મુકવામાં આવ્યા હતા. તે દુરથી તારા માફક ચલકતા દેખાતા હતા, અને ગાડીની શોભામાં તેથી ઘણો વધારો થયો હતો.

૨૯૯૪ ઈજીપ્તનો અસલી વેપાર-ત્રણ ચાર હજાર વરશ ઊપર, વેપાર વણજની બાબતમાં તેમજ સરવ સુધારાઓમાં, દુનયાનાં સઘલાં દેશોમાં ઈજીપ્ત ચઢીઆતું ગણાતું હતું. રાતા સમુદર તથા સુવેઝનાં અખાતની મારફતે, દુનયાના સઘલા ભાગો ઊપરની વેપારી જીણસો અંહી ભેગી થઇને આસપાસ ફેલાવો પામતી હતી. દુનયાનાં એકમેકથી બહુ છેટે પડેલા દેશો ઇજીપ્ત, અકસર કરી તેની રાજધાણી કેરો શેહર મારફતે, અરસપરસનો વેહવાર રાખતાં હતાં. જમીન તેમજ દરયાને મારગેનો વેપાર ચલાવાનાં મધય બીંદુ તરીકે કામે લાગે એવી જગાએ તે આવેલું છે. દરયાઇ વેપારનાં મધય બીંદુ તરીકે આજેબી તે કામે લાગે છે, તે વાત આપણી નજરથી દુર નથી. આગલા વખતમાં તે બંને મારગેના વેપારનું વડું મથક હતું. ચોકસ મુદતે તયાંથી વેપારની મોટી મોટી વંજારો નીકલીને, ચોપાસ ફેલાતી હતી. કેટલીક વંજાર ઊતર પુરવ તરફનો રસતો લેઇને, સીરયાનું જંગલ વટાવી પાલેસટાઇન તથા એશીયા માઇનરમાં આવતી; બીજી પુરવ તરફ થઇને, તુરકસતાન, ઇરાન, હીંદુસતાન અને ચીન તરફ જતી હતી; ત્રીજી દક્ષીણ પુરવનો મારગ લેઇને અરબસતાન આવતી; અને ચોથી પશચીમ તરફ થઇને ઉતર આફ્રીકામાં જતી હતી. પાછલથી તે વેપાર યુરોપ તરફબી લંબાયો હતો. વંજારોથી વેપાર કરવાની રીતી, એશયા અને આફ્રીકામાં હજી પણ ચાલુ છે. કેરોથી આજેબી મોટી મોટી વંજારો નીક

સ છે, અને તે વેલા ભારે ધામધુમ તથા ધરમ સંબંધી ફી યાઓ અને મેલો થાય છે, જે કેટલાક દીવશો સુધી ચાલુ રહે છે. હીંદુસતાન સાથનો વેપાર આગલ એકલો ઇજીપટ ને મારગેજ થતો હતો, અને તે જાલવી રાખવાને ઇજીપટ ના રાજકરતાઓ બહુ ખંતી હતા. રામીસીસ ત્રીજાએ, ઈ० સ० પુરવે ૧૬૦૦, અને હાલની સુએઝની નેહર ખોદાવા ની ૩,૪૭૦ વરશ આગમજ, વાહણોને છેક કેરો સુધી લાવવા માટે સુએઝની પેહલી નેહર ખોદી હતી. ઈ० સ० પુરવે ૬૪૦માં હાલની નેહર બનાવવાની યોજના ઉભી કરવામાં આવેલી કેહવાય છે, પણ કહે છે કે, ખલીફ ઓમરે તે ભાંગી પડાવી હતી.

**૨૯૯૫ અજાયબીઓથી ભરપુર એક પરવત—અ**રેબીયન નાઇટસનાં કલ્પોત વરણનોને ટકર મારે એવી ખુદરતી અજાયબીઓથી ભરપુર એક પરવત, કાલીફોરનીયાંમાં જોવામાં આવે છે. તેમાં કેટલેક ઠેકાણેથી ઉકલતાં પાણીના ઝરાઓ વહે છે. એ ઝરાઓમાંના થોડાક ધીમાં વેહતાં ગરમ પાણીના છે, પણ બીજાઓમાંથી તો ખલખલતું અને ફીણ આવતું પાણી વહયું જાય છે. કોઈ ઝરા બીલોર જેવા સ્વચ્છ, અને કોઈ, ગંધક, નીમક, ફટકી વગેરે ખનીજોના મેલથી સફેદ બનેલા દીશે છે. તેમાં એક ઝરો, જોનારાઓને બહુ રમુજ આપેછે. તે એટલો તો નાનો છે, કે ચાહેની કીટલીમાંથી પાણીની ધાર વહેતી હોય, તેવો લાગેછે. તેમાંથી થોડે થોડે વારે એક ચમચી જેટલું પાણી નીકલીને, કેટલાક ફુટની ઊંચાઇથી હેઠલ પડેછે. એ ઝરાઓમાંથી વરાલ નીકલતી જાયછે, અને મોટાં કારખાનાઓ ચાલી રહયાં હોય તેવો અવાજ ત્યાં થઇ રહેછે. વલી એવા એક ઝરાની સેજ માત્ર દશ બાર કદમ જેટલી ઊંચાઇએ બરફ બં

ધાયલું જોવામાં આવેછે. તે બરફનો રંગ તદન રાતો હોયછે, એટલો રાતો કે, જરા બરફ પકડીને હાથમાં પકડતાં, તે રંગ આપણા હાથને લાગી રહેછે.

**૨૯૯૬ ગરીબ દરદીઓને મુફત ખોરાક આપવાની ગોઠવણ**-દરદો સાજાં થવાનો આધાર, ઘણું કરો દવા કરતાં ખોરાક અને બીજી માવજત, ઊપર વધારે રહેછે. ગરીબોને ધરમનાં દવાખ ન ઓ અને આસપીટાલોથી દવા મલી શકે છે, પણ ખોરાક જેવી અગત્યની મદદ તેમને મલે એવી ગોઠવણની જરૂર તરફ કોઇનું ધ્યાન અતયાર સુધી ખેંચાયું ન હતું. તે અગવડ ટાલવાનું કામ, હાલ લનડનમાં કેટલી ધરમી બાનુઓએ માથે ઉઠાવી લીધું છે. દરેક મોટી આસપીટાલની જોડે જોડ એકેક રાંધણ શાલા બાંધવાની તેઓએ યોજના રચી છે, અને તે રાંધણ શાલ માં દરદીઓને ફાયદો કરવા સાથે સ્વાદ આપે એવા ખોરાકો તઇયાર બનાવી રાખવામાં આવશે. અશકત અને લાચાર જણાય એવા દરદીઓને આસપીટાલના ડાકટરે સરટીફિકિટ આપવાથી, ઘટતા વખત સુધી તેને ઘેર બેઠાં જરૂર જોગ ખોરાક પોંહચતો કરવામાં આવશે. જેઓ તદન લાચાર નહી હોય, તેમની પાસેથી સેજસાજ લવાજમ લેવામાં આવશે. આ ગોઠવણ સઘલી તરફનાં ઉતેજન અને ટેકાને લાયક છે.

**૨૯૯૭ ફોટોગ્રાફ લેવાની એક નવી યુકતી**-છુપી રીતે ગમે તે માણસ અથવા જગાના ફોટોગ્રાફ લઇ શકાય, એવી એક યુકતી હાલ શોધી કહાડવામાં આવી છે. તે એવી રીતે કે, યુરોપયનોની પેહરવાની સાધારણ ટોપીમાં નાનો ફોટોગ્રાફ પાડવાનો સંચો તથા બીજી સઘલી જોગવાઇઓ ગોઠવવામાં આવેછે, અને તે ટોપી પેહરવા કાહાડવામાં કશી અડચણ પડતી નથી. કોઇબી વખતે એ ટોપી હાથમાં લેઇ-

ને, સામાં માણસનું ધ્યાન નહી ખેંચાય એવી રીતે હલવેથી ગોઠવીને તેનો ફોટોગ્રાફ પાડી લેઈ શકાય છે. અલબતાં, જો એ કામ તદનજ છુપી રીતે કરવું હોય, તો તેમાં હાથ ચાલાકી તથા સંભાલની ઘણી જરૂર પડેછે.

**૨૯૯૮ ભુમીતીની ગણત્રીને લગતી એક નવી યુકતી**–કુંડાલાંને ચોરસનું રૂપ આપવું હોય તો, તેને વાસતે એક વીદવાને ઘણી સહેલી યુકતી શોધી કાઢીછે. તે એ કે, એક ધાતુની ચીપનુ કુંડાલું બનાવવું, અને તે એક ટેબલ ઉપર રાખી તેમાં બંદુકના નાના છરા ભરવા, એવી રીતે કે તે દરેક જોડે જોડે રહે. પછી તે છરા કાઢીને એક ચોરસ વાસણમાં ભરવા. આમ કરયા પછી એક કાટખુણો લેઇ પેલા ચોરસ વાસણ ઉપર મુકવો, અને જયાં સુધી વાસણની બે બાજુ અને કાટખુણાની બે બાજુ વચે બરાબર છરા ગોઠવાઇ જાય, તયાં સુધી કાટખુણો વાસણનાં ખુણાં તરફ લેતા જવું. જયારે બરાબર છરા ભરાઇ રહે, તયારે જાણવું કે આ ચોરસ, તે કુંડાલા બરોબર થયું. વલી તે વીદવાન જણાવેછે કે, જો કોઇ માપણી કરનારને વાંકો ચુકો જમીનનો કડકો માપવો હોય, તો તેણે જમીનના કટકાના પ્રમાણમાં એવોજ નાનો આકાર ધાતુની ચીપથી બનાવવો, અને પછી તેમાં ઉપર પ્રમાણે બંદુકના છરા ભરી, તે પાછા ચોરસ વાસણમાં નાખી, કાટખુણાનો ઉપયોગ કરવો, જેથી કરીને જમીનના કટકાનું ચોરસ પ્રમાણ આવી રહેશે. આ યુકતી, સરવે ઘરોને ઘણી ઉપયોગી થઈ પડશે.

**૨૯૯૯ એક તેલના સુકાઈ ગયલા કુવાને તાજો કરવાનો અખતરો**–પેનસીલવેનયાનાં રણોમાં આવેલા તેલના કુવાઓમાંનો એક જુનો કુવો કેટલોક વખત થયો સુ-

કાઇ જવાથી, તેને તાજો કરવા માટે તરેહવાર અખતરાઓ અજમાવી જોવામાં આવયા હતા. બધી કોશેશ નીષ્ફલ જવા પછી, "નાઇટરો ગલીસેરીન" નામે ફાટી ઊડનારી વસતુઓમાં સરવેથી સરસ ગણાતી એક પદારથ અજમાવી જોવામાં આવી. તે ફતેહમંદ ઉતરી ખરી, પણ તેની અસર ઘણી વીસમય પમાડનારી તથા ભારે ગભરાટ આસપાસ ફેલાવનારી નીવડી. પચાસ બાટલી જેટલું "નાઇટરો ગલીસેરીન" ભરેલો એક ગોલો તે કુવામાં નાખીને ફોડવામાં આવયો. તરતજ તેમાંથી થોડુંક પાણી નીકલીને દસ બાર ફીટ જેટલી ઊંચાઈ સુધી ચઢી આવયું, પણ પછી થોડા વારમાં તે સઘલું ઊતરી ગયું. પછી વલી એક ઝરાના આકારમાં બલી ગયલું ગલીસેરીન, ધુલ, રેતી કાદવ વગેરે થોડોક વાર બાહાર ઊડવા લાગું. એ મીશ્રનો રંગ પહેલાં કાલો હતો, પણ રફતે રફતે તે પીલાસ પકડતો ગયો. પછી એક મોટા ધડાકા સાથ કેટલીક ગયાસ બાહાર નીકલી, અને તેનું એક નાનું સરખું વાદલ કુવાની આસપાસ પંથરાઈ રહયું. તે ખુલું થતાંજ, તેલનો ઝરો એક સોનેરી ફુવારા માફક અંદરથી નીકલયો. તે હવામાં હેંશી ફીટ જેટલી ઊંચાઇએ ઊડીને, સોનેરી રંગના વરસાદ માફક આસપાસ વરસવા લાગયો. આસપાસનાં ખેતરોમાં તેલની રેલ ચાલી રહી, અને ઊપરથી ગાસનું એક વાદલ ધુમી રહયું. કુવાની નજદીકમાં આવેલાં ઘરો જોખમમાં આવી પડયા, અને કેટલેક ઠેકાણે તો આગ પણ સલગી ઉઠી. કેટલીક મેહનત અને જોખમ ખેડવા પછી, ચોવીશ કલાકે ઝરો કુવામાં ઉતારવામાં આવ્યો. તેટલા અરસામાં આઠ હજાર મોટાં પીપ ભરાય એટલું તેલ બાહાર ઊભરાયું હતું. પાછલથી તપાશ કરતાં જણાયું કે, જયારે આ જુના કુવામાં તેલની છત ચાલી રહી હતી, ત્યારે તેની આસપાસના કુવાઓનું તેલ ખુટવામાંડયું હતું.

**૩૦૦૦ એક લુટાયલા પોસ્ટ માસટરની કાહણી—** આસ્ત્રીયાના લીંગુ નામે જીલાનો પોસટ માસ્તર થોડા વખત ઊપર મુસાફરી કરતાં એવી નવાઇ સરખી રીતે લુટાયો છે, જેનો હેવાલ કલ્પીત કાહણી કીસા જેવો લાગેછે. તે પોસ્ટ માસ્તરનું નામ હેર પેઝલ છે. ગયા જાનેવારી માસમાં તે સટાયર ખાતે કેટલોક કીમતી અવેજ લેઈ જવા માટે પોતાને ગામથી નીકલ્યો હતો. એ વેલા રેલવેમાં તેની સાથે એક આબરૂદાર દેખાવનો શખ્સ બેઠો હતો. વાતચીત ચાલતાં તે શખ્સે પોતાને એક વીમા દલાલ તરીકે ઓલખાવ્યો. તે સારા સ્વભાવનો માણસ દીશવાથી, હેર પેઝલ તેની સાથે ઊલટથી વાતો કરવા લાગો, તથા પોતાની મુસાફરીનું કારણ તેને ભોલા દીલથી કહી દીધું. કેટલીક વાતચીત પછી પેલા શખ્સે એક તપકીરની દાબડી પેઝલ સામે ધરી, જેમાંથી ચમટી ભરીને સુંઘતાંજ તે બેહોશ થયો. કેટલોવાર બેભાન રહયો, તેનો કાંઈ તેને ખ્યાલ નથી. પણ પાછો હોશયારીમાં આવતાં, એક અતી ઝડપથી દોડતી ઘોડાની ગાડીમાં તેણે પોતાને દીઠો. પેલો શખ્સ તેની પાસે બેઠેલો હતો, અને એક ઊજડ જગામાંથી તેમની ગાડી પસાર થતી હતી. આપણે કયાં જઈયે છીયે કરી પેઝલે પોતાના સાથીને પુછયું, પણ તેનો ઊતર નહી દેતાં, તેણે પેઝલનાં મોહડાં ઊપર એક ભીણો રૂમાલ ફેરવ્યો, અને તેથી તે તરતજ પાછો બેહોશ થયો. છેક બીજી સહવારે તે હોશયાર થયો, અને તે વેલા એક ખુલી બગીમાં એક તદનજ અજાણ્યા શખ્સ સાથે તેણે પોતાને બેઠેલો દીઠો. બેહુતનો પોશાક પેહરેલો બાજો એક શખ્સ તેમની ગાડી હાંકતો હતો, પણ પેલો ખોટો વીમા દલાલ કેથે નજરે પડયો નહી. વલી વધારે તપાસ કરતાં પેઝલને જ-

ણાયું કે, તેની પઇસા ભરેલી કોથલી તથા થંડીનો મોટો હોડવાનો ડગલો ગુમ થયાં હતાં. આ વેલા એક ખીણમાંથી તેમની ગાડી પસાર થતી હતી. થોડે વારે એક ગામડાં મધે એક ભાગેલાં જેવાં ઘર આગલ ગાડી ઊભી રહી. અંહી ઉતરી પડવાનો તેને હુકમ થયો, અને તે ઘરના એક ઊજડ દેખાવના ઓરડામાં તેને ચાર દીવસ સુધી બંધ કરવામાં આવ્યો. તેની ગાડી હાંકવા બેઠેલો પેલો બેહુત જેવો શખસ વખત સર તેને ભોજન લાવી આપતો હતો, તે શીવાય કોઇ માણસ તેના દીઠામાં આવતું નહતુ. પાંચમે દીવશે તેને પાછો બાહાર કાહડવામાં આવયો, અને એક ગાડીમાં બેશાડીને ગાડી જોરથી દોડાવવામાં આવી. પોતા સાથે ગાડીમાં બેઠેલા શખસને પેઝલે તરેહવાર સવાલો પુછયા, પણ માત્ર તે એટલોજ જવાબ વાલતો કે, "મુગા રહો! અમે તમને તમારે ઘેર પાછા લઈ જઇયે છીયે." અરધોક કલાક એ ગાડીમાં નીકલી જવા પછી, એક નાના રેલવે સટેશન ઉપર તેઓ ઊતરયા. અંહી પેલો પેઝલને રેલવેમાં મલેલો ઠગારો શખસ પાછો નજરે પડયો. તેણે તેનો ડગલો, પઇસાની કોથલી વગેરે પાછું સ્વાધીન કીધું, તથા સ્ટાયર ખાતે જવા માટેની એક રેલવે ટીકીટ આપી. એવામાં રેલવે ટરેન આવી લાગી, અને તેઓએ તેને ઝડપથી તે ટરેનમાં બેસાડી દીધો. એ સઘલું એટલી ઝડપમાં બનયું, કે પેલા શખસને કશોબી સવાલ પુછવાનો વખત પેઝલને મલયો નહી. તેણે ટરેનમાં બેઠા પછીપોતાની પઇસાની કોથલી ખોલી, અને તેણે રાખેલી વકી મુજબ તે ખાલીજ હતી. સ્ટાયર આવી પુગવા પછી તેણે સરવ હકીકત પોલીસને કહી તે એટલો તો આબરૂદાર અને જાણીતો માણસ છે, કે તેના બોલને સઘલી તરફથી માન મ-

લેછે; બાકી જો તેની જગામાં બીજો કોઈ હતે, તો તેની આ નવાઇ સરખી હકીકત માનવા ના પાડીને, સતાવાલાઓ સામો તેની ઉપર પોસટ ખાતાંના નાણા ઉચાપત કરવાનો વાંક મેલતે.

**૩૦૦૧ સઘલી રીતે એકમલતા જોડયા ભાઇઓ**–જોડયાં ભાઇ બેનો ઘણી રીતે એકમેકને મલતાં નીવડે, એ સ્વભાવીક છે, પણ તદન દરેક બાબતમાં એકમલતાં જોડયાં ભાઇ બેનો થોડાંજ હોય છે. તેવું મલતાપણું ધરાવનાર બે જોડયા ભાઇઓ થોડી મુદત થઈ લંડનમાં મરણ પામયા છે. તેઓ માત્ર પોણા બે વરસની ટુકી જીંદગી ભોગવી મરણ પામયા છે. તેઓ સઘલી વાતે એક સરખા હતા. તેઓ જયારે આજારી પડે ત્યારે સાથેજ પડતા, અને શેવટની ઘડી સુધી તેમનું મલતાપણું ટકી રહયું હતું. ઉપલયાંનાં દરદથી તેઓ મરણ પામયા. જે રોગ એકી વખતે બંનેને લાગુ પડયો, અને બંને એકજ ઘડીએ મરણ પણ પામયા.

**૩૦૦૨ એક અતી સગવડ ભરેલી ગાડી**–એક અમેરીકન લોહારે એક ઘણી સગવડ ભરેલી ગાડી બનાવી છે. તે ગાડી માણસોના કરતાં ઘોડા તથા બલદ જેવાં ગાડીમાં જોડાતાં પ્રાણીઓ માટે ઘણી સગવડ બલકે આશીરવાદ ભરેલી છે. જાનવરોનો તે તડકાં વરસાદ વગેરથી બચાવ કરવા ઉપરાંત, તેમને ટેકડી જેવી ઊંચાણ જગા ઉપરથી ઉતરતી વેલા ગાડી ઘસડવાની મેહનતથી સદંતર બચાવે છે. એ ગાડીને ઘણાં ઊંચાં ચાર પઇડાં છે; અને તેમાંથી એવી રીતે મેહરાબ કાહાડયો છે, કે તેમાં જોડવાનો ઘોડો અથવા બલદ ગાડીની નીચે અને પઇડાંઓની બરાબર વચે વચમાં જોતરી શકાય. ઘોડાની

ગરદન શીવાય સઘલું શરીર ગાડીની નીચે, પણ ઘણી મોકળાસથી રહે છે. એવી રીતે ગાડી ઘસડવાથી જાનવર ઉપર બોજો ઘણો કમતી રહે છે. વલી તેમાં એવી ગોઠવણ કરેલી છે, કે ટેકડી અથવા બીજી ઉંચાઇએથી ઉતરતી વેલા ગાડી પોતાનીજ ગતીથી સડસડાટ નીચે ઊતરી જાય છે, અને તે ટેલો સઘલો વખત ઘોડાના પગ એંચાઇને જમીનથી સેજ ઊંચા રહે છે. આથી ઉતરાણપર ગાડી ઘસડવાની મેહનત ને બદલે, સામો ઘોડો નચીંતાઇથી ગાડીને તલીયે ઊભો રહે છે. એ ગાડીને બાજુએ ફેરવવા તથા ઉભી રાખવા માટે ઘોડાને એંચવો પડતો નથી, પણ તે પોતાની મેલેજ બાજુએ ફરે તથા ઉભી રહે એવી તેમાં ગોઠવણ કરેલી છે.

**૩૦૦૩ બેહાંસી વરશના એક ડોશા ઊપર મંડાયલી લગનનો કોલ તોડવાની ફરયાદી**-બેહાંશી વરશનો એક ડોશો પોતાની વરઘ વયને છાજતું એકાંતપણું છોડીને પરણવા નીકલે, જવાન છોકરીઓ સાથ પયારમા પડે, અને શેવટે લગનનો કોલ તોડવાના વાંક માટે ઇનસાફની અદાલતમાં ઊભો રહે, એ સઘલું, નવાઇઓના આ જમા નામાંબી, આપણુને અચરતીમાં નાખે એવું છે. પણ એવો બનાવ ખરેખર પેનસીલવેનયામાં બનયો છે. ખરી બનેલી આ કાહણીનો બુજોરગ નાયક, એકવાર શેરીફનો માનવંત ઓ ઘો ભોગવી ગયલો એક આબરૂદાર અને તવંગર ગ્રહસ્થ છે. થોડોજ વખત થયો તેણે પોતાની બેહાંશીમાં વરસગાંઠ ઉગાડી હતી. એટલી મોટી વય છતાં તેનામાં એવી જવાની અને તેજી રહી છે, કે ત્રેવીશ વરસની એક ખુબસુરત કનયા ઊપર તે મોહી પડયો હતો, અને વલી વધારે અજાયબી એ છે કે, તે જવાન કનયા તેનો પયાર સવીકારતી હતી. કહીશકાતું નથી, કે આ બુઢા આશક ઉપર યા તેની ગંજાવર દોલત ઊપર, આ નાજ

નીન મોહી પડી હતી. તેઓ બંને અરસપરસ લગનના કોલ-થી બંધાઇ ચુકાં હતાં; અને બંનેના કુટુંબીઓ એ લગનની આડે આવતાં જણાવાથી, તેઓ પોતાને ગામથી નાસી જ-ઇને છુપી રીતે પરણી આવવાને વટીક તઇયાર થયાં હતાં. બંને વચે થયલી ગોઠવણ મુજબ, કનયા પેનસીલવેનયાથી ગુપચુપ નીકલીને એક બીજે ગામ જઇ રહી. તેણીના ઘ-રડા દીલદાર પાછલથી તયાં જનાર હતા, પણ તેણીએ તેવણ માટે દીવશો સુધી રાહ જોવા છતાં તેમનું ઠેકાણું જણાયુંજ નહી. અંતે નીરાશ થઇ તેણી પાછી પોતાને ગામ આવી, અને ત્યારે અજાયબી સાથ જાણયું કે, તેણીની ગેરહાજરીમાં પેલો બુઢ્ઢો કોઇ બીજી ખુબસુરત કુમારીકા સાથે પરણીને નચીંત બેઠો હતો. તરતજ તેણીએ તે બેવફા બુઢા ઉપર લગનનો કોલ તોડવાની ફરયાદી માંડી, અને તેમાં વીશ હજાર ડાલરની નુકશાનીનો દાવો કીધો. કોરટે તેણીને માત્ર ત્રણસો ડાલરજ અપાવયાછે, પણ તેથી નારાજ થઇ તેણીએ અપીલ કરવાથી, આ વરઘોડો વડી અદાલતમાં ગયો છે.

**૩૦૦૪ ચીનાઓનો લુટારાઓનું રક્ષણ કરનાર દેવતા**–ચીનાઓમાં, બીજા મુરતીપુજક લોકો માફક, અ-ગણીત દેવતાઓની પુંજા થાય છે. તરેહવાર પ્રકારના દે-વતાઓમાં, લુટારા અને ચોરોનો પણ એક ખાસ દેવતા હોય છે. "નીગુ હીંગ કંગ"નાં નામથી તે ઓલખાયછે. તેની પુંજા કરવાથી દોલતનો વધારો થવાની આશા રાખ-વામાં આવે છે, અને તેથી ચોર લુટારાઓજ નહી, પણ બીજા ઘણા લોકો તેની આરાધના કરે છે. ચીનાઓના દર આઠમા મહીનાની સતરમી તારીખે, તેનો તેહવાર ભારે ધામધુમ સાથે પાલવામાં આવે છે. તેનું કશું ખાસ મંદીર નથી, અથવા તેની મુરતી પણ બનાવવામાં આવતી નથી;

પણ ખુલી જગામાં ઊભા રહીને, તેના ભગતો તેની આરાધના કરે છે. તેને "સવરગને વચલે ભાગે વસ્તો દેવતા," એવા એલકાબથી પીછાણવામાં આવે છે, અને તેની પ્રાથના વખતે જરૂર એ એતાબનો ઊપયોગ થાય છે. તે જમીન ઊપર કદી ઊતરવાજ, ઈછતો નથી, એમ કેહવાય છે, અને તેથીજ, તેનાં માનમાં દેહડું બાંધીને તેને નીચે ઉતરવાનો કંટાલો આપવાને તેના ભગતો દરૂસ્ત ધારતા નથી.

એ દેવતાને વાસતે એક ઘણી રમુજી દંતકથા તેઓમાં ચાલે છે. કહે છે કે તે પોતે અસલ ચોર હતો. જેવો તે ચોરીમાં એકો હતો, તેવોજ તે માતપીતા તરફની ફરજ બજાવવામાં પણ ચુસ્ત હતો. એક વેલા તે ભાત ઉકાલવાની એક કીટલી કોઇને તયાંથી ચોરી લાવયો. તેની માતાએ તેને ઠપકો આપીને કહયું, "લોકોને ખોરાક પકાવવાની અગતની એવીજ ચીજ તું ચોરી લાવયો, એ બહુ ખોટું કરયું. જેની એ કીટલી હશે, તેને બહુ અગવડ ખમવી પડશે, માટે એવી ચીજ ઊપર કદીબી હાથ ઊંચકવો નહી. જો એ કીટલી વેચીને તેના પઇસાનું અનાજ તું ઘરમાં લાવશે, તો તે હું કદીબી ખાનારી નહી." એવો ઠપકો સાંભલીને, તે કીટલીનું શું કરવું તે વીશે તેણે પોતાની માતાની મરજી પુછી. જેની તે હોય તેનાં ઘરમાં પાછી તે મેલી આવવાનો તેણીએ હુકમ કીધો. આ હુકમ બજાવવો મુશકેલ હતો, કેમકે દેવતાએ તે કીટલી રાતની વખતે અંધારાંનો લાભ લેઇને ચોરી હતી, અને હવે છેક ઉજરડું થવા આવેલું હોવાથી, જો તે પાછી મેલવા જાય તો પકડાઈ જવાનો ભય હતો. આ વાંધો તેણે પોતાની માતાને જણાવયો, પણ તેણી બોલી, "જો તું એ કામ બજાવવા જશે, તો જરૂર આકાશમાં અંધારૂં થઈ આવશે, અને તેના આશરા હેઠલ તું તારૂં કામ કાહડી લેજે." માતાનો હુકમ

માથે ચહડાવી તે પેલી કીટલી પાછી મેલવા ગયો. જો કે તે. વેલા છેક સહવાર પડવા આવી હતી, અને ઉજરડું સેજ-સાજ થયું હતું, તો પણ તે પેલા કીટલીના માલિકનાં ઘર આગલ જઈ પુગો, એટલે આકાશ ઘેરાઈ આવીને રાતના જેવું અંધારૂ પડવા માંડયું. તે તકનો લાભ લેઇને તેણે પેલી કીટલી, તેની અસલ જગાએ મેલી દીધી.

**૩૦૦૫ પટા રમનારી સ્ત્રીઓ**—એક ફરેંગ પત્રવાલાએ થોડી મુદત ઊપર પોતાની આફીસમાં એક મીત્ર મંડલ ભેગું કરી, તેમની ગમત માટે એક નવીજ પ્રકારનો તમાશો કરાવયો હતો. કેટલીક જવાન અને ચાલાક છોડીઓ પાસે તલવાર તથા ખંજરથી પટાબાજીની રમત ત્યાં કરાવવામાં આવી હતી. એ રમતને અનુકુલ થઇ પડે એવો, તો. પણ સુંદર અને પુરતી રીતે મલાજો જાલવે એવો પોશાક, આ લડાયક નાજુક પંથનીઓએ પેહરયો હતો, અને તે, તેમજ તેમની પટા રમતી વેલાની ઢપછપથી સરવ તમાશગીરોનાં મન ઊપર ઘણી સરસ અસર થઇ હતી. મરદના જેવી ચાલાકી, હીમત, અને ઝડપ સાથ તેમની ખુદરતી નાજુક અને મનહરણ હીલચાલ ભેલાવાથી, તેની ખુબીમાં બહુ વધારો થયો હતો. સરવેથી સરસ રમનારી માટે એક બાંગડીનું ઇનામ ઠરાવવામાં આવયું હતું. તે માટે જબરી કસાકસી ચાલવા પછી, સઘલી રમનારીઓને પછાત પાડીને બે બેહનોએ હરીફાઈ કરવા માંડી હતી, અને કેટલેક વારે તેમાંની એક ફતેહમંદ ઉતરી હતી.

**૩૦૦૬ ઈંગરેજ નીશાલયાઓનાં પરીક્ષા પત્રકોના કેટલાક રમુજી નમુના**—લંડનની શાલાઓનો વહીવટ કરનારી મંડલી તરફની કેટલીક સકાલરશીપો માટેની વારશીક પરીક્ષા થોડો વખત ઉપર લેવાઇ હતી. એ પરીક્ષામાં હરીફાઇ

કરવા નીકળેલા જવાન વીદયારથીઓમાંના કેટલાકોનાં પત્રકો ઘણી રમુજી ભુલોથી ભરેલાં હતાં, અને તેના કેટલાક નમુના ત્યાંનાં કેલવણીને લગતાં એક પત્રે ઉતારી લીધા છે. અમારા વાંચનારાઓની ગમત માટે, તેમાંના થોડાક અતરે ઉતારી લેવાની અમને લાલચ થાય છે. એક ચાલાક વીદયારથી, રાણી વીકટોરયા કયા હકની રૂહે ઇંગલંડનાં તખતપર બેઠી છે, એવા સવાલના જવાબમાં જણાવે છે કે, તેણી પ્રીનસ આલબરટની ધણીયાણી હતી, અને માજી રાજાની બેટી હતી, તેથી ઇંગલંડની ગાદી ઉપર તેનો હક લાગુ પડે છે. બીજો વધારે આગલ વધીને કહેછે કે, તેણી રાજા એડવરડ છઠા (જે છેક સોલમી સદીમાં થઇ ગયોછે) ની બેટી હતી. પણ ત્રીજો પોતાના પેહલા બંને ભાઇબંધોને છેક પછાત પાડે છે. તે કહે છે કે, તેણીએ એક મોટી લડાઇ જીતવાથી, તેને ગ્રેટ બરીટનનું રાજ આપવામાં આવયું હતું. સતરમી સદીમાં ઇંગલંડમાં પ્રજાસતાક રાજ સ્થાપનાર પ્રખ્યાત આલીવર કરામવેલને, હાલના સેનાધીપતી લારડ ઊલસ્લીના ભાઇ તરીકે, એક વીદયારથી ઓલખાવે છે. તેનો બીજો ભાઇબંધ, અમેરીકાના પ્રખ્યાત પ્રેસીડંટ જયારજ વાશીંગટનને વરાલ યંત્રનો શોધ કરતા બનાવી મેલેછે. વલી બીજો જવાન, વાશીંગટનને લારડ નેલસનનો એક મદદનીશ અમલદાર કહે છે. કનસરવેટીવ અને લીબરલ ટોલી વીશે સમજ માંગનારા એક સવાલના જવાબમાં જણાવવામાં આવયું છે કે, જેઓ પ્રજાના પઇસા છુટે હાથે ખરચે છે, તેઓ લીબરલ ટોલીના કેહવાય છે; જેઓ લીબરલોને ધીકારે છે, તેઓ કનસરવેટીવના નામથી ઓલખાય છે; મી૦ ગલાડસટન લીબરલ છે, અને આમની સભાનો તે પ્રમુખ છે; લારડ બીકનસફીલડ કનસરવેટીવ છે, અને ઊમરાવોની સભામાં તે વડો ગણાય છે. "આ દુનયા

એક નાટકનો તખતો છે," એવી નાટક ગુરૂ શેક્ષપીયરની કેહવતનો અરથ, એક જવાન વીદયારથી તદન નવીજ રીતનો સમજાવે છે. તે કહે છે કે, લોકોને ચાલવાને બની શકે એવા ચપટા તખતા જેવી આ પરૂથવી છે, તેથી તેને નાટકના તખતા સાથ સરખાવવામાં આવી છે. દેશી વીદયારથીઓના અભયાસમાં ખોડ ખાપણ કાહડનારા તથા તેમની દરેક નાની ભુલોને મોટું રૂપ આપી તે ઉપર ચુંથણાં પાડનારા આ દેશના અંગ્રેજોને, પોતાના સ્વદેશી વીદયારથીઓની ચાલાકીના આ નમુનાઓનો ધ્યાનથી અભયાસ કરવાની અમારી ભલામણ છે.

**૩૦૦૭ અમેરીકન સ્ત્રીઓની એક વીચીત્ર આદત**–જયારે અમેરીકન સ્ત્રીઓ, કાંઇ કામ પ્રસંગે બહાર જાયછે, ત્યારે હાથમાં એક નાનું પાકીટ રાખવાની તેમની ટેવ હોયછે. એવું જણાયછે કે, ફ્રેન્ચ લોકોને આ રીવાજ પસંદ પડતો નથી, કારણ તેમના દેશમાં તો પરચુટણ વહેદનો ધંધો કરનારી સ્ત્રીઓ, પોતાનાં નાનાં હથીઆરો રાખવાને વાસ્તેજ, આવાં પાકીટોનો ઉપયોગ કરેછે. એક વખતે એક અમેરીકન જુવાન સ્ત્રી, હાથમાં પાકીટ લઈ, પોતાની એક ફ્રેંચ સહીપણીની સાથે ફરવા નીકલી હશે. તે રસતામાં એક તેમને ફ્રાન્સથી નવી આવેલી સ્ત્રી મલી, જેની સાથે આ બંને જણી વાત કરવા ઉભી રહી. પણ ફ્રેન્ચ સ્ત્રીતો અચંબો પામી જરા દુર જઇ ઊભી. જયારે તેણીને બોલાવવામાં આવી, ત્યારે તેણીએ પેલી અમેરીકન તરફ હાથ કરી પુછયું કે, આવાં માણસો મંડલીમાં આવી શકે ખરાં કે ? તેણીની સહીએ જણાવ્યું કે તમે બોલો છો તેની કાંઈ ખબર પડતી નથી, જવાબમાં તેણીએ પાકીટ ભણી આંગલી કરી. પણ જયારે તે ફ્રેન્ચ સ્ત્રીને સમજાવવામાં આવ્યું કે, આતો

ન્યુયાર્કની એક આબરૂદાર અને ગ્રહસ્થ સ્ત્રીછે, ત્યારે તે ઘણી વીચારમાં પડી ગઇ હતી.

**૩૦૦૮ છુપા ખજાનાની શોધમાં જનાર કાફલો–** એક છુપા ખજાનાની શોધમાં બ્રાઝીલ ખાતે ગયેલા એક કાફલાને લગતો હેવાલ એક અંગ્રેજી પત્ર નીચે મુજબ આપે છે:–એવું કહેવાય છે કે, આ ખજાનો શોધી કાઢવાની હીંમત કરનાર એક ઘરડો અને પ્રખ્યાત વહાણવટી છે. આ વહાણવટીએ અગાઊ ઘણા વરસ સુધી મોટો વેપાર ખેડયો હતો. એક વખતે તેની સાથે એક ઘરડો ખલાસી હતો, જેણે વહાણવટીને જણાવ્યું કે જો તમે મને ભાગ આપવાને વાસ્તે બંધાઓ તો હું તમને એક છુપા ખજાનાનો પત્તો આપું, કારણ કે હું પોતે ઘણો ગરીબ છું. અને વલી મંદવાડે મને હેરાન કીધો છે, માટે મરજી હોય તો કબુલ કરો. આ ઊપરથી વહાણવટીએ તેની વાત કબુલ કરી તેને લગતી સઘલી લખીતવાર ખાતરી મેલવી. ઘરડા ખલાસીએ, દોલત કેવી સંભાલથી ડટાયલી છે તે બરાબર નજરે જોયું હતું, કારણ તે વખતે પોતે નાની ઊમરનો હતો, અને ચાંચીઆઓની સાથે કામ કરતો હતો. આ લોકોએ એક દોલત ભરેલું વહાણ લુટી લીધું હતું, અને સઘલી દોલત એકઠી કરી, અમુક જગ્યાએ ડાટી હતી. એ વીગત જાણવા પછી, વહાણવટીએ બ્રાઝીલ તરફના કોઇ પણ બંદર ઊપર નોંધાયલું વહાણ મેલવવાની કોશિશ. કરી, જેમાં તે આખરે ફાવ્યો, અને રાયો ડી જેનીરા જવાનું વહાણ એક તેના હસ્તકમાં આવ્યું. હવે આ ખજાનો ત્રીનીદાદના ટાપુમાં એક ઠેકાણે દાટયો હતો, તયાં જવાની તે તજવીજ કરવા લાગયો. પણ ધારવા કરતાં આ કામ ઘણું મુસકેલ હતું. તેઓના રસતેથી આ ટાપુ પાસે

હતો, પણ નાની હોડીઓની તાણને લીધે, ટાપુ ઊપર જવા. માં તેઓ સરવે ફાવયા નહી. આખરે એક જુવાન છોકરે તરીને તયાં જવાનો ઠરાવ કરયો. તે તરીને ટાપુપર ગયો, અને ખજાનાંને લગતા કાગજોમાં લખયા પ્રમાણે તે જયાં ખજાનો દાટયો હતો તયાં પોંહોંચયો તો ખરો, પણ તે પછી તેને નીરાશ થઈ પાછું ફરવું પડયું હતું. આમ થવાનું કારણ એટલુંજ કે, તયાંની જમીન ઊપર માટીનો મોટો થર બંધાઇ ગયો હતો, તેથીજ ખરેખરો પતો મલયો નહોતો. વહાણવટીએ જયારે આવી ખબર સાંભલી, તયારે વધારે કોશીશ કરયા શીવાય, પોતાની સફરનો મારગ પકડયો હતો. સ્વદેશમાં પાછા આવીને તેણે ખજાનાને લગતા કાગજો સાચવીને રાખી મુકયાં. ઘણો કાલ વહી ગયો પણ તેને વાસતે કાંઈ કરવામાં આવયું નહી. હાલ થોડા માસ ઉપર તે વહાણવટીએ એક કંપની કાઢી, અને તયાં જવાને વાસ્તે એક આગબોટ તઇયાર કરી છે. આ સટીમરથી જો વહાણવટી તયાં પોંહચયો, અને ખજાનો મેલવયો, તો ખરેખર તેઓ પ્રખયાતી મેલવશે. તેની આગબોટ ઉપર જથાબંધ કોલસો, પાવડા, નાની રેલવેની ગાડીઓ, ટરામવેની ગાડીઓ, નાની હોડીઓ, વગેરે ભરવામાં આવયું છે. હાલ તે સટીમર ટાઈન શહેરની ગોદીમાં છે, તયાંથી ફાલમાઉથ જશે, અને પછી પોતાની મોટી સફરે હંકારી જશે. તયાં પોંહચયા પછી જો બરાબર જમીનનું ઠેકાણું લાગશે, તો ખજાનો હાથ આવતાં વાર લાગશે નહી. પણ જો આ માથે લીધેલું કામ છેવટે તયાં પરીપુરણ નહી થાય તો, સટીમર કેપ ટાઉન તરફ હંકારી જશે; અને તેમાં ભરેલો કોલસો તયાં વેચી નાખી, એક વેપારી સફર કરીને પાછી ફરશે.

૩૦૦૯ ફ્રાન્સના વડા જોશીએ કાઢેલાં કેટલાક જાણવાજોગ વરતારા—ફ્રાન્સના વડા જોશી મોશય ગ્રેન્ડ સેવે, કેટલાંએક ભવીષ્યો જોઇ કાઢયાં છે, જે યુરોપના બાદશાહી કુટુંબના વડાઓનાં મરણને લગતાં છે. તે જોશી પોતાના શાસ્ત્રની ગણત્રીથી એવું જાહેર કરે છે કે, ફ્રાનસના પ્રીનસ જેરોમ નેપોલીઅનને સને ૧૯૦૭ સપ્ટેમ્બર તા૦ ૩ જી મંગલવાર અગાઊ કોઇ મારી શકનાર નથી. તેના છોકરો પ્રીન્સ વીકટર જો કે વહેલો નહી મરી જાય, તો પણ સને ૧૯૧૬ ના મારચ મહીનાની આઠમી તારીખે ગાડીના અકસમાતથી કે પડી જવાના અકસ્માતથી તેનું મરણ નીપજશે. કોમ્ટી ડી પારીસ અને તેરમો પોપ લીઓ, એ બંને જણને મારી નાખવામાં આવશે. પહેલાને સને ૧૮૯૩ ના એપ્રેલ માસની ૧૬ મી તારીખ અને શનીવારને દીવસ, અને બીજાને સને ૧૮૮૬ ના જુલાઇની ૪ થી તારીખે, ઠાર કરવામાં આવશે. મોંશય ગ્રેવી, સને ૧૯૦૦ ના ફેબરવારીની ૫મી તારીખ સુધી પોતાની સુખી જીંદગી ભોગવી પછી મરણ પામશે. ઇંગલંડની મહારાણીનું મરણ આગના અકસમાતથી સને ૧૮૮૯ ના સપટેમ્બરની ૧૦ મી તારીખે થશે. પ્રીન્સ આફ વેલ્સને વાસ્તે એમ જણાવ્યું છે કે, તે લશકરી હુલડની અસરથી, સને ૧૮૯૧ના જાનેવારીની ૨૦મી તારીખે, પોતાનો જાન ખોશે. જરમનીનો શેહનશાહ ત્રાણું વરસ ત્રણ મહીના અને અઢાર દીવસ સુધી જીવીને, ૧૮૯૦ના જુલાઇની ૧૦મી તારીખે મરી જશે. પ્રીન્સ બીસ્મારકનું મરણ તેના ધણી કરતાં ૪૧ દીવસ વેહેલું થશે, અને ઘણું કરીને તેને ૧૮૯૦ના મે માસની ૩૦મી તારીખે મારી નાખવામાં આવશે. અજાયબ જેવું એ છે કે, જે શાહનશાહના મરણને વાસ્તે ઘણીજ દેહેશત રાખવી પડે-

છે, તેનુંજ મરણ ઘણું મોડું થવાનું આ જોશીએ કહ્યું છે; એટલે કે, રૂશીઆના ઝારનું મરણ સને ૧૯૦૦ અગાઉ થવાનું નથી. આ જોશીએ ફ્રાન્સના મરનાર શાહજાદાને વાસ્તે એવું ભવીશ કહ્યું હતું કે, જુનની પહેલી અને આઠમી તારીખ વચ્ચે તેનું મરણ થશે, અને તે પ્રમાણે થયું હતું, તેથી ઘણા લોકોને ઊપલાં ભવીશયો ઉપર વીશવાસ લાવવાનું મન થાયછે.

૩૦૧૦ ટેલીફોનનો એક નવો ઉપયોગ–ટેલીફોનનો એક નવોજ ઉપયોગ, ટયુનીસ ખાતે વસતા મુસલમાની ધરમમાં વટલી ગયલા એક ફ્રેંચમેને કરેલો જાણવામાં આવ્યો છે. કેરવાન શેહરની એક પવીત્ર દરગાહના રખેવાલની નોકરીએ તે ફ્રેંચમેન રહેલો છે. આગલ તે એક ખ્રીસ્તી ધરમ ગુરૂ હતો, અને મુસલમાની ધરમમાં વટલવા પછી બી ઘણો ચાલાક અને ભણેલો જણાવાથી, ધર્મ ગુરૂનુંજ કામ તેને સોંપવામાં આવયું છે. અરબી ભાષા, તે એક આરબ જેવી સફાઇથી બોલે છે, અને તે જયારે વાયજ કરે છે, ત્યારે તેને સાંભલનારા આરબો તેની વીદવતાથી છક થઈ જઈ તેને ભારે માન આપે છે. તેની દરગાહની ભેટ લેવા આવનારાઓ જે બક્ષીશ આપે તે ઉપર તેનું ગુજરાણ ચાલે છે, પણ તે કમાઇ ઝાઝી નહી હોવાથી, તેમાં વધારો કરવાને આ ચાલાક ફ્રેંચમેને એક નવી યુકતી અજમાવી છે, અને તે પાર પડવાની ઘણી આશા છે. તેણે પોતાની દરગાહમાં ટેલીફોન દાખલ કરયું છે, અને પીરની મદદથી લોકોનું ભવીષ્ય પારખવાનો ઢોંગ કરી, ટેલીફોનની મદદથી તે લોકોને છેતરે છે. ટેલીફોન યંત્ર તેણે દરગાહમાં મુકયું છે, અને તેનો બીજો ભાગ પોતાના ઓરડામાં મેહલો છે, લોકોને જો સવાલો પુછવા હોય, તેઓ ટેલીફોન આગલ

ઉભા રહી સવાલો કરે છે, અને તેનો જવાબ તે પોતાના ઓરડામાથી આપે છે, અને લોકો સમજે છે કે, તેમને પીર તરફથી જવાબ મળ્યો. ત્યાંના લોકો હજી અજ્ઞાન હાલતમાં છે. એટલે આ ઠગાઇ સમજવાને તેમને ઘણો વખત જોઇયે.

**૩૦૧૧ ચીનાઈ નાટકો**–ચીનમાં ઘણીવાર નાટકો દેહડાં મધે થાયછે. માણસો માફક દેવતાઓને પણ નાટકનો બહુ શોખછે એમ ચીનાઓ માનતા હોવાથી, પોતાનાં મંદીરમાં દેવતાઓની મુરતી સનમુખ તેઓ નાટક કરેછે. દેહડાંમાં થતા નાટકો લોકો મુફત જોઈ શકેછે. એકેક નાટક ત્રણ ચાર દીવસ સુધી ચાલુ રહેછે, અને તે લંબાણ ટાહેલાંથી લોકો કદી કંટાલતા નથી. નાટક ચાલતો હોય તે વેલા, એક નાની સરખી જાતરા જેવો દેખાવ મંદીરમાં થઇ રહે છે. દેહડાંની બરાબર સામે તેના ચોક મધે નાટક તખતો ઉભો કરવામાં આવે છે. તેની આસપાસ ફરતી ગાલરીઓ બાંધીને જાણીતા માણસો અને સરકારી અમલદારોને માટે ખાસ રાખવામાં આવે છે. સાધારણ લોકો જયાં જગા મલે તયાં ઊભા થઇને અથવા બેસવાનું મલે તો બેસીને ખેલ જોય છે. મુફતની મજાહ મલતી હોવાથી ટોલાંબંધ લોકો એવી વેલાએ ઊતરી પડે છે. મેવા મીઠાઇવાલાઓ એ તકનો લાભ લેવા ચુકતા નથી, અને તેમને સારો તડાકો પડી જાય છે. વલી હજામો માટે પણ અંહી સારૂં કામ નીકલી આવે છે. ઘણા ચીનાઓ નાટકની ગમત જોવા સાથે મુંડી છોલાવતા જવાનો શોખ રાખે છે, અને તેથી એક તરફ નાટક ચાલતો હોય તયારે બીજી તરફથી કેટલાક હજામત કરાવતા બેઠેલા ચીનાઓ નજરે પડે છે. સઘલો દેખાવ

સામટો લેતાં તેમાં ઘણું રમુજ ઉપજાવે એવું જોવામાં આવે છે.

**૩૦૧૨ ગાયનના રાગ વગાડતું બીછાણું**-જરમની ખાતે એક ધણીએ એવું બીછાણું બનાવયું છે, જે ઉપર કોઈબી માણસ સુવે, એટલે તરત તેના ભારથી બીછાણામાં છુપાવેલું એક વાજીંત્ર મધુર રાગો વગાડવા મંડી જાયછે. એ રાગો થોડોજ વખત વાગે છે, અને તે એવા મધુર હોય છે, કે તે સાંભલનારને તરત ઊંઘ આવી જાય. જેવી રીતે ઊંઘ લાવવામાં તેમજ ઊંઘ ઊરાડવામાં પણ એ બીછાણું કામ લાગેછે. તેને એક છેડે એક તખતી ગોઠવી તે ઉપર ઘડયાલના કલાક માફકના કાપા માંડીને એક કાંટો ગોઠવેલો હોયછે. જેટલે વાગે ઊંઘમાંથી ઉઠવું હોય, તેટલા કલાકના કાપા ઉપર પેલો કાંટો ગોઠવી મુકયો હોય, એટલે વખતસર એક ઘોંઘાટ ભરયો રાગ એટલે મોટે અવાજે વાગવા માંડેછે, કે તે ગમે એવા ઊંઘણસીનીબી ઊંઘ લેવા વીના રહે નહી.

**૩૦૧૩ છતરીથી જાનવરો ઉપર થતી અસર**-ગાય, ઢોર વગેરે જાનવરો સામે અંચીતી છતરી ઊંઘાડવાથી તેઓ ભડકીને નાસવા માંડે છે, અને ઘણીવાર એ જાનવરો ઊસકેરાઇને કોઈનાં આંગપર જાય તયારે તેમની સામે એ ઇલાજ કામે લગાડવામાં આવે છે, તે આપણે જાણીયે છીયે. પણ સીંહ જેવાં બલવાન પ્રાણી ઊપર છતરીની અસર થાય, એમ જલદીથી માની શકાશે નહી; તોપણ તેમ ખરેખર બનયું છે. યુનાઇટેડ સ્ટેટસનાં લશકરનો પ્રખયાત જેનરલ સીકલસ તે વાતનો પુરાવો પોતાના જાતી અનુભવ ઉપરથી આપે છે. તે કહેછે કે, મારૂં કુટુંબ કોલરેડોમાં રેહતું હતું, તે વેલા અમારા ઘરમાંની કેટલીક જંગલમાં ચરવા મેલેલી ગાયો ગુમ થઈ જવાથી, મારાં માણસો ભેગો હું

તેમની શોધમાં નીકળયો. અમો સઘળા છુટા પડીને ચારે બાજુએ વીખરાઇ ગયા, અને તેવી રીતે ફરતો ફરતો કેટલેક દુર આવી લાગવા પછી, મને મારી ગાયો નજરે પડી. હું તરતજ તેમની પાસે જઇ ઊભો. પણ તેવામાં તેઓએ અંચીતા પોતાના કાન ઊભા કરીને ગભરાટનાં ચીનહો દેખાડયાં, અને પછી લાગલીજ ઉભી પુછડાંએ નાહાસવા માંડયું. તેમના ગભરાટનું કારણ શું હશે તે જાણવા માટે હું આસતો બધેબધ નજર કરૂં છું, તેવામાં થોડાં કદમના તફાવતપર આવેલી એક ઝાડીમાં મેં કાંઇ ખખડાટ સાંભળયો, અને તે તરફ જોતાંજ, એક જબરો સીંહ મારી ઉપર ડોળા કકડાવતો ઊભેલો મેં દીઠો. મારેથી દસેક પગલાંને છેટે તે હતો. અને મારી ઊપર ઊછળવાની પુર તઇયારીમાં દીસતો હતો. તેની સામે થવાનું કશુંબી સાધન મારી પાસે હતું નહી. એક નાની છરી વટીક મારી પાસે હતી નહી, કે તે વતે મને મારો બચાવ કરવાની જરાબી આશા રહે. એ સાંટક વચે મેં જીંદગીની આશા છોડી; પણ તેટલાં એક વીચાર મને સુજયો. હું ઘરથી નીકળયો તે વેલા સેજસાજ વરસાદ પડતો હોવાથી એક મોટી છતરી મેં સાથે લીધેલી હતી, અને તેની મદદ અજમાવી જોવાનો મેં વીચાર કીધો. મેં તે બરાબર સીંહનાં મોહડાંની સામે તાકીને ઝડપથી ખોલી! ધારેલી અસર તેથી થઇ, અને તુરતજ સીંહે ભડકીને, એક મોટો કુદકો મારીને નજદીકમાં આવેલું એક નાલું કુદાવી નાસવા માંડયું. નાલાંને પેલે પાર જઇ ઉતરવા પછી, તેણે પોતાનો ગુસો દેખાડવા માટે જે ગરજના કીધી, તેથી આખું જંગલ ધુજી રહયું. પણ તેના ગુસાની હદમાંથી હવે હું બાહેર હતો, એટલે તેની ગરજનાની જાજી અસર મારી ઉપર થઇ નહી. એ રીતે, એક નજીવી છત્રીએ મને સીંહનો ભોગ થતો બચાવયો.

**૩૦૧૪ ઓઊનોસ જાતના લોકોનો કેટલોક જાણવાજોગ હેવાલ**-આ લોકો, યેઝો, કુસુરાઇલટાપુ, સગેલીયન અને કામસચાટકાના દક્ષીણ વીભાગમાં વસેછે. આમાંથી કેટલાક લોકો જાપાનના રાજની અને કેટલાક રશીયાનાં ઝારની રઇયત છે. તેઓ જોરાવર, અને સારા બાંધાના દેખાય છે. કદમાં જરા નીચા અને તેમના શરીર વાલવાળાં હોય છે. જો કે તદન વાલવાળાં નહીં, તો પણ દાઢી, મુછ, અને માથાનાં વાલને બીન હરકતે ઘણાજ વધવા દીધેલા એવા હોય છે. તોપણ કેટલાકે જાપાનીઓની રીત ધારણ કરી છે, અને તેઓ માથું બોડાવે છે. આ લોકોની સ્ત્રીઓ કોઇ પણ રીતે માણસો સાથે સરખાવવા લાયક નથી, કારણ કે તેઓ કદમાં ઘણીજ નીચી હોય છે. તેઓને ઘરડી થઇ જતાં વાર લાગતી નથી, કારણ કે તેઓને સખત કામ કરવું પડેછે. તેઓનો ચેહેરો પણ જલદીથી કરમાઇ જાય છે. આ ઓઉનોસ લોકોનું મુલ શું હશે તે કાંઇ હાલ નકી કરી શકાતું નથી. તેઓ કોઇ પણ રીતે જાપાનના કે બીજી કાલી જાતને મલતા નથી. તેઓનો ચેહેરો ભુરો હોય છે. તેઓ ઘણા અકલવાલા નથી. રાજકરતાની ભાષા તેઓ જલદી શીખી લેય છે, અને તેમનો કેટલોક ધરમ પણ પાલે છે. તેઓ પોતાની ઊમર કોઇને કેહતા નથી. ખરૂ જોતાં તેમને વખતનું ગ્નાન ન હોવાથી, તેઓ પોતાની ઉમર જણાવી શકતા નથી તેઓની એક વીચીત્ર રીત ઊપરથી માલમ પડે છે કે, તેઓ ઊતર તરફથી યઝોમાં આવયા છે. તેઓને ગુરૂ, હોમ પ્રારથના, હવન, દેવલ, વગેરે કાંઈ હોતું નથી. તેઓ માને છે કે, નદી, પરવત વગેરેને પરમેશવરે મોટી શકતીઓ બક્ષીશ કીધેલી છે, અને સુરજ, ચંદર, સાગર, જંગલ, એવા દેવતાઓની શકતીથી તેઓ ડરે છે.

તેઓ માત્ર યોશીસ્ટુન, જે જાપાનનો એક વીર થઇ ગયો, તેને માન આપે છે. ભવીષય વીશે તેઓ મનમાં કાંઈ ખ્યાલ લાવતા નથી. પણ દરેક વીશયના જવાબમાં તેઓ કહેશે કે "કેમ માલમ પડે. કોઈ પણ આપણને કેહવા વાસતે પાછો આવયો નથી." એકથી વધારે બઇરી પરણવાનો તેઓમાં રીવાજ છે, પણ તે મોટા લોકોમાંજ. વીધવાઓને તેઓ ફરીથો પરણવા દેય છે. જો તેમની નાતનો વડો આગેવાન રજા આપે તો છુટા છેડા કરવાનો પણ રીવાજ છે. એક સ્ત્રી પોતાના ધણીને દુખ દેતી હોય તો, એક કુંવારો તે ધણીને ખુશી કરી, તે સ્ત્રીને પરણી જાય છે. જીવતા સાપથી તેઓ દુર નહાસે છે, અને મરી ગયલાથી તો તેઓ વધારે બીએ છે. આ લોકોની કેટલીક કોમમાં સાપનુ પુજન કરવાનો રેવાજ છે. કોઇ પણ ઓઉનોસ,મુએલાં માણસની કબર પાસે જવાની હીંમત કરતો નથી. કદી ઘોર ઉપર સોનાનુ પક્ષી પડયું હોય, તોપણ તેઓ તે તરફ નજર નહી કરશે.

**૩૦૧૫ અતી ફાટેલ સ્વભાવનો એક નમુનો**-ફાટેલ મીજાજના માણસ જયારે હાર ઉપર આવે છે, તયારે દરેક બાબતને વાસ્તે, પોતાના ગુસ્સાને કેવી રીતે રસતો આપે છે, તે નીચેના દાખલા ઊપરથી જણાશે:—

કેટલાક વરસ અગાઉ એડીનબરો ખાતે સેનડી બલેક નામનો એક ફાટેલ મીજાજનો ગ્રહસ્થ હતો. આ માણસ પોતાના ખરાબ સવભાવને રસતો લેવા દેઇને વારંવાર એટલો બધો ગુસસો દેખાડી આપતો, કે જોનાર લોકોને ગમત ઊપજતી. પણ તેની ડાહી, અને ધઇરિયવાન સ્ત્રી આ જોઇ ખેદ પામતી હતી. એક દીવસે સવારના સેનડી કજીઓ કરતોજ ઊઠયો, અને તેની સ્ત્રી સાથે બોલાચાલી કરવા લાગયો હતો. પછી નાસતાને વખતે નાસતો પણ જેમ તેમ

કરી લીધો. આ થયા પછી થોડી વારે તેની સ્ત્રીએ પુછયું. કે ખાણા વખતે તમારે શું ખાવાનો વીચાર છે? જવાબ માં તેણે એક મરઘીનું પીલું જણાવયું. સ્ત્રીએ પુછયું કે, રોસટ કરેલું કે બાફેલું? તેણે કહયું જો તું શાણી અને સમજુ સ્ત્રી હશે તો, મને કયું પસંદ છે, તે જાણી લીધું હશે. આટલું બોલી બુમો પાડતો તે ઘેર છોડી ચાલતો થયો. સ્ત્રીએ જોયું કે તેનો મીજાજ ગયો છે, તેથી તે રાજી થાય તે માટે બહુ સંભાલથી ખાણું પકાવયું. જયારે ખાણાનો વખત થયો તયારે સેનડી એક મીત્ર ભેગો ઘર આવયો અને બંને જમાવ બેઠા. પેહલી વાણી તરીકે આવેલી માછલી તો મુંગા મુગા ખાઇ લીધી, પણ તેની પાસે પ- ડેલી એક રકાબી ઊપરનું ઢાંકણ ખશેડતાં એક બાફેલું પીલું નજરે પડયું, તેવોજ જોરથી બોલી ઉઠયો કે પીલું બાફયું, તે કાંઇ કામનું નહી. તરતજ બીજી રકાબી ખોલીને જુએ છે તો, રોસટ કીધેલું પીલું નજરે પડયું; આ ઊપરથી તેણે પોકારીને તે ખાવાની ના પાડી. અને સ્ત્રીને જણાવયું કે તને સારી રીતે ખબર છે કે પીલું કેમ રાંધવું જોઇયે. ત- રતજ એક સારૂં મસાલાદાર પીલું લાવીને ધણીયાણીએ ટે- બલ ઊપર મુકયું; તયારે તેણે સાથે લીલા વટાણા માંગયા. તે પણ હાજર કરયા, તયારે પુકારી ઊઠયો કે, આ પ્રમાણે તું મારા પઇસા ઊડાવી દેવાની હીંમત કરે છે? સ્ત્રીએ ઉતર વાલયો, સાહેબ એ સઘલું તો ભેટ દાખલ આવેલું છે. આ ઊતરથી મી० સેનડી જોસમાંને જોસમાં ખુરસી ઉ પરથી ઊઠી તેણીની પાછલ, મુઠીઓ વાલી એકદમ ધશી બોલવા લાગયો કે, મારી રજા શીવાય આ પ્રમાણે તું ભેટ લેવાની કેમ હીંમત કરે છે? આ વખતે પેલો મીત્ર તેના ફાટેલા મીજાજ ઊપર હસવા લાગયો, અને તેને સમજાવી લીધો.

**૩૦૧૬ આપણાં શરીરમાં સમાયલી અદાલત**-માણસનું મન, એ તેનાં શરીરની અદાલત છે. તેનું અંતઃકરણ નયાયાધીશની જગા લેય છે અને તેના હવશો તથા ઇછાઓ વકીલ, બારીસટર તરીકે કામ કરે છે. અંતઃકરણના નયાયાધીશને જો તેનો સીધો રસતો લેવા દીધો, તો પેલા હવસના વકીલો પોત પોતાની તરફ તેને ખેચવાને ગમે એટલી હીકમતી તકરારો આણે, અને હવશો હમેશાં વકીલો માફક ની હીકમતી તકરારો આપણાં મનની અદાલતમાં ઉભી કરે છેજ, તોપણ તે નયાયાધીશ તે તકરારોથી ઠગાતો નથી. પણ આપણે કેટલીકવાર તે નયાયાધીશને લાંચ આપીને તેનો ખરો રસતો છોડાવયે છીયે. અને તે વેલા, તે આપણા જે હવસના વકીલની આપણે તરફેણ કરયે તેની તકરારો ખરી તરીકે બાહાલ રાખે છે.

**૩૦૧૭ સસલા વીશે અંગરેજ સેલરોનો વેહમ**-અંગ્રેજ ખલાશીઓ તરેહવાર વેહમથી ભરેલા હોય છે, અને તેના કેટલાક દાખલા આ ચોપાનયામાં આગલ અપાઇ ગયા છે. તેમના સંખયાબંદ વેહમોમાં, એક સસલા વીશે પણ છે. તેઓ માને છે કે, જો સફરે જતાં વાહાણ ઉપર એકબી સસલો રાખયો હોય, તો વાહાણને હાની પુગવા વીના રહે નહી. તે વેહમનો એક દાખલો એક અંગ્રેજ ગ્રહસ્થ આપે છે. તે કહે છે કે, એક સટીમરમાં એકવાર હું સુલીનાથી એનટવરપ જતો હતો મારગમાં અમે માલટા ખાતે બંદર કીધું, તે વેલા મેં કીનારે ઊતરીને મારા વડા દીકરાની રમત માટે એક નાનો સસલો ખરીદયો, તેને મેં વાહાણ ઉપર આણતાંજ, સેલરો મારી તરફ કચવાટની નજરે જોવા લાગા, પણ તુરત વેલા તેઓએ તેની સામે કશો વાંધો દેખાડયો નહી. સાંજ પડવા પછી પવન તોફાની થવા માંડયો

એટલે તેઓમાંના થોડકો મારી પાસે આવીને પેલા સસ-લાને મારી નાખવાની વીનંતી કરવા લાગા. મેં તેમને તરે-હવાર દાખલાઓથી તેમના વહેમનું કઢંગાપણું દેખાડવાની વેત્રણ કરી, પણ ફોકટ. એવામાં વાહાણનો સદુઅરડ ત્યાં આવી લાગો. તે એવા વેહેમોમાં બડો પાહવરદો હતો, એટલે સેલરોએ એ બાબતમાં તેનું મત પુછયું. પોતાના વેહમી ભાઈબંધોની વાત બહુ ધયાનથી સાંભલીને, તેણે ગંભીર દેખાવે મને પુછયું, "તે સસલાનો રંગ કેવો છે વારૂં. મેં કહ્યું, "ભુરો." "હું, તયારે તો જાહજી ચીંતા નહી." તે બોલયો. "સફેદ હતે, તો ઘણી જોખમની વાત હતી. પણ ભુરોબી કાંઈ વાહણ ઉપર રાખવો સારો નહી. તેબી જરા લગાર અડચણ કરનારો છે." એવામાં પવને આગલ કરતાં વધારે તોફાની રૂપ પકડવાથી, સઘલાઓ ઘ-ણાજ મારી પુઠે લાગા, તેમને રાજી રાખવા ખાતર મેં તેમને તે સસલો આપયો, અને તેને કાપીને તેની લેહજતદાર પાઈ બનાવવાની ભલામણ કીધી. તે મુજબ, રાતના અ-મારી ટેબલ ઊપર સરવથી સરસ વાણી તરીકે તે સસલાની પાઈ આવી. સહવાર સુધીમાં તોફાન સમી જઇને દરયો શાંત થયો, અને તેથી સેલરો મનમાં મલકાયા કે, તેઓએ હુજત કરીને મારા સસલાનો જીવ લેવાડયો, તેના પરીણામમાં સ-મુદરને સાંતી થઈ હતી.

**૩૦૧૮ શેહર સુધરાઇને લગતી ગોઠવણો ઊપર મરણોનો આધાર**—જયાં પાણી, ગટર વગેરે શેહર સુધારા-ઇને લગતી ગોઠવણોની ગેરહાજરી હોય છે, તયાં મરણોનુ પ્રમાણ અતી ઘણું મોટું છે, એમ કેટલીક ગણત્રીઓ ઉપ-રથી માલમ પડે છે. સેંટ પીટરસબરગમાં મરણનું પ્રમાણ હજારે પાંત્રીશ માણસોનું આવે છે, અને એટલાં મોટાં

પ્રમાણનું કારણ એવું જણાય છે કે, તયાંની નીવા નદીમાંથી શેહરના વપરાસ માટે લેવાતું પાણી ઘણું ગદલું છે, અને તયાં ગટરો બીલકુલ નથી. કેરો આતેબી ગટરોની ગોઠવણ નથી, અને નાઇલ નદીમાંનું ગદલું પાણી લોકોના વપરાસમાં લેવામાં આવે છે, જેનાં પરીણામમાં તયાં દર હજાર માણસે સાડતરીસ મરણોનું પ્રમાણ આવે છે. પેકીંગમાં ગટર, મોહલાઓની સફાઇ, સોજું પાણી, વગેરે સુખશાંતીનાં સાધણોની કશીબી ગોઠવણ નથી, અને તેથી તયાં મરણોની હજારે પચાસ જેટલી મોટી રાસ આવે છે.

**૩૦૧૯ હઠીલાઈ ઠેકાણે લાવવાનો સેહલ રસતો**— ઇંગલંડના રાજા બીજા ચારલસના વખતમાં થઇ ગયલા પ્રખયાત ગાયણકાર જોન એબલને માટે કહેછે કે, કાંઈ ધરમ સંબંધી અપ્રાચને લીધે તેને ૧૬૮૮ નાં સાલમાં ઇંગલંડથી દેશ નીકાલ કરવામાં આવયો હતો. એ કારણે, દેશ પ્રદેશ ભટકતો તે એકવાર પોલાંડની રાજધાણી વારસા શેહેર ખાતે આવી ચઢયો. પોલાંડના તે વેલાના રાજાને એબલની પધરાણીની ખબર મલતાં, ગાયણ કલાના એ પ્રવીણ ઊસતાને સાંભલવાને તેને બહુ મન થયું. પણ તેની મરજી રાખવાની એબલને ઇછા ન હોવાથી, તેણે પોતાને સખત સરકમ થવાનું બાહાણું કાઢી, માન સાથે રાજાનું નોતરૂં નામંજુર કીધું. તોપણ રાજાએ તેને અમસથો મલવાને તેડાવયો. અલબતતાં તે વાત તે ના પાડી શકયો નહી, અને રાજાની દરબારમાં તે ગયો. ત્યા જતાંજ, કશો પણ ખુલાશો કરવા વીના, કેટલાક દરબાનો તેને ઊંચકીને એક મોટાં દીવાનખાનામાં લેઇ ગયા, અને તેને એક મોટી અહેલવાની ખુરસીમાં બેસાડીને બાંધી લીધો. તે ખુરસીને તેઓએ તઇયાર

સએલી કપીઓની મદદથી દીવાનખાનાને મથાલે ઊંચકીને લટકતી રાખી. એ દોવાનખાનાંને ચારે બાજુએ ફરતી ગાલરી હતી, અને તયાં રાજા તથા તેની દરબારના બાનુ એ અને ગરહથો બેઠેલા હતાં. તેઓ સરવેની નજર સામે એબલને લટકતો કરવામાં આવયો હતો. તે પોતાની વચ્ચી ત્ર હાલત વીશે વીચાર કરતો હતો, તેવામાં એક જંગલી અને વાકરાલ દેખાવનાં રીંછને તેના ઓરડામાં છોડી મેલવામાં આવયું. તે રીંછ દેખાડીને તેને રાજાના હજુરયાએએ કહયું, "તારે માટે માત્ર બે રસતા છે. ગમે તો અતરે ભેગી મલેલી મીજલસને તારૂં ગાયન સંભલાવ, નહી તો તારો ખુરશી અમે નીચે ઉતારીયે અને પછી આ રીંછ સાથે તારૂં જોર અજમાવ." અલબતાં એબલે પેહલો મારગ પસંદ કીધો. રીંછની ધાસતીથી તેનો સરકમ એવો દબી ગયો, કે કશી હરકત વગર ઘણા સરસ અવાજે ગાયન કરીને, તેણે પોલાંડના રાજાને ખુશી કરી નાખયો.

૩૦૨૦ કાચબાનું કોટલું–કાચબાને પોતાનું કોટલું, પોતાની જીંદગીમાં ઘણી વાર બદલવું પડે છે. તેની પીઠ ઊપરનુંજ કોટલું માત્ર નહી, પણ તેના પગ ઊપરના તથા તેનાં શરીરના બીજા સઘલા ભાગો ઉપરનાં કઠણ પડ, થોડી થોડી મુદતે તેને કાહડી નાખવાં પડે છે. તે પડ ખરી જવા પછી થોડાજ કલાકની અંદર, પડની નીચે રહેલી નરમ આંમડી બંધાઇને પડ જેવી કઠણ થઇ જાય છે. એવી રીતે કોટલું બદલતી વેલા કાચબાને ઘણી એકાંત જગામાં જવુ પડે છે, કેમકે કોટલાં વીનાનું તેનું પોચું શરીર જો તેનાજ ભાઇબંધ બીજા કાચબાઓની નજરે પડે, તો જુની દોસતી ભુલી જઇ, તેઓ તેને ખાઇ જવાને ચુકતા નથી. વલી કેટલીક જાતની માછલીઓને પણ તેમનાં કુમલાં શરીર ઊ

પર ભોજન કરવાનો શોખ હોવાથી, તેમના સપાટામાં બી આવી ન જવાય તેની તેને સંભાલ રાખવી પડે છે. કોટલું બદલવાનો વખત, એટલા માટે, એક કાચબા માટે બહુ જોખમ ભરયો ગણાય છે, અને તેમાંથી પરવારે, એટલે એક મોટી આફતમાંથી છુટવા જેવું કામ થયલું ગણાય છે.

**૩૦૨૧ જમવા આગમજ બંદગી કરતા કુતરા!**-બરફમાં દટાયલા મુસાફરોને મદદ કરવા માટે વખણાયલા સેંટ બરનારડના મઠના કુતરાઓ માટે કહે છે કે, તેમને પાલનારા સાધુઓ ઘણીજ સરસ તરબીયતથી તેમને કેલવે છે. દરરોજ તેમને ભોજન કરાવવા આગમજ, એક જગાએ હારદોર બેસાડવામાં આવે છે, અને પતરાંની રકાબીમાં તેમનું ભોજન તેમની સામે મેલીને એક સાધુ બંદગી કરે છે, જે સઘલો વખત કુતરાઓ માથું નમાવીને બેશી રહેછે. બંદગી પુરી થયા પછીજ, તે કુતરાઓ પોતાનું ભોજન ખાવા મંડી જાય છે. એક વાર એવી તાલીમ લેવા પછી, જમતી વેલાની તાજીમતવાજોમાં તેઓ કદી ખલલ કરતા નથી. જો કોઇ નવું કુતલીયું કદાચ એ કાનુનથી ઊલટું ચાલવા જાય, તો જુના કુતરાઓ ગંભીરાઇથી સેજ ભોંસીને તેને તેમ કરતું અટકાવે છે.

**૩૦૨૨ વીચીત્ર ઝરાઓ**-કેલીફોરનીયાના પરવતોમાં ઘણા નવાઈ જેવા ઝરાઓ નજર પડે છે. એક ઝરો, જે "ડાકણનો ગોફો," એવાં નામથી ઓલખાય છે, તે એક સંગીન ખડકમાં પડેલાં ગોફા જેવાં ગબાલાંમાંથી વહે છે. તે ઝરો કયાં જઇને પડે છે, તેનો પતોજ મલતો નથી. તેનું પાણી શાહી જેવા કાલા રંગનું અને ખલખલતું ગરમ હોય છે. જાણે દોઝખનાં ઊંડાણમાંથી નીકલી આવતો હોય એવો ત્રાસદાયક તેનો દેખાવ લાગે છે. એક ચાલાક ફોટો

ગરાફરે એક વાર એ ઝરાને મથાલે તરણુ બાનુઓને જાદુઈ લાકડી ધરી તથા એકમેકનો હાથ પકડીને ઉભી રહેલી ગોઠવીને, તેનો ફોટોગ્રાફ પાડી લીધો હતો, જે દેખાવ, કાંઈ ત લેશમાતી દેખાવ જેવો દીસતો હતો. "ભુતની ચકી"નાં નામથી જણાયલો એક બીજો ઝરો છે, તે પણ અજાયબીથી ભરપુર છે. તે ઝરામાં બી પાણીને બદલે ફકત વરાલ નીકલે છે. તે એટલા જોરથી બહાર નીકલે છે, કે તેના મારગમાં પથર અથવા બીજી વજનદાર ચીજો મેલી હોય, તે એક હલકાં પીછ જેટલી સેહલાઇથી હવામાં ઉંચે ઉડી જાય છે. તે વેહતી વેલા, અંદરથી એક મીલ ચાલતી હોય તેવો અવાજ આવે છે, અને ભુતની ચકીનાં તેના નામને બંધબેસતોજ જબરો તે અવાજ છે. "શેતાનનો ખડીયો," એવે નામનો એક ત્રીજો ઝરો છે, જેનાં પાણી શાહી જેવાં કાલાં છે, અને તેવતે કાગજ ઉપર લખી વટીક શકાય છે.

**૩૦૨૩ ઇંગલંડની ગાદીનો એક દાવાદાર!**—ટીક બેરનની અથવા એવીજ કોઇ મોટી મીલકત માટે ખોટા દાવાદાર નીકલી આવે તેમાં ઝાઝું અજબ થવાનું નથી, પણ ઇંગલંડની ગાદી ઊપર દાવો કરી, આપણી પ્રતાપવતી માહારાણીના વાજબી હક ઊપર સુખન લેઇ જવાની કોઇ હીમત કરે, એ ખરેજ નવાઇ જેવું છે. અમેરીકામાં સેંવેના શેહરમાં તેવો એક શખસ હાલ નીકલી આવ્યો છે. તેનું ખરૂં નામ હાવરડ છે, પણ તેણે લારડ બાલટીમોરનું નામ ધારણ કરયું છે, અને લોકોમાં ડફાસ મારતો ફરે છે કે, જે વખત જાય છે તેમાં ઇંગલંડ જઇને હું મારો દાવો રજુ કરીશ. તે કેટલાક વીચીત્ર દસતાવેજો, લોકોને પોતાના દાવાની સાબેતીમાં બતાવતો ફરે છે, અને ઘણાક ભોલા માણસો તે ઉપર વીશવાસની નજરે જોય છે. આગલ તે એક સાદો

દુકાનદાર હતો, પણ જયારથી ઈંગ્લંડની ગાદી ઊપર દાવો કરવાનું તેને મન થયું છે, તયારથી તેણે દુકાન પડતી મેલી છે. કેટલાક ભોલા શખશો તેના બતાવેલા દસતાવેજો ખરા માનીને, તેના દાવાને લગતી લડત ચલાવવાના ખરચ માટે મોટી રકમો તેને ધીરી ચુકા છે. તેને ઈંગ્લંડની ગાદી મલે તયારે મોટાં વયાજ સાથે તે નાણાં પાછાં વાલવાનો તેણે તેઓ સાથે શરત કરી છે, જે વાયદા ઊપર આધાર રાખીને, તેઓ પોતાના પઇસા ખોહી બેઠા છે.

**૩૦૨૪ કરકસર**—ખરચને વાસ્તે ઘણીજ દરકાર રાખવી; કમાણી શું થાય છે, તે ઉપર થોડો વીચાર કરવો, પણ જો વધારે ખરચ થઇ જતો હસે તો ગરીબ થઇ જવાના સંભવ હમેશા રહે છે. પઇસા એકઠા કરવા એમાં કાંઇ કરામત નથી, પણ તે સાચવી રાખવામાં છે, એકેક વાલ ખરીને માથાં ઊપર ટાલ પડી જાય છે, અને તરખલે તરખલે ઝુંપડાનું છાપરૂં પણ ઉડી જાય છે; ટીપું ટીપું વરસાદ પડે તેમાંથી રહેવાના ઘરમાં પણ પાણી ભરાઇ જાય છે. જો બચાવ કરવો શરૂ કરો તો, પહેલે તમારા મોં આગલથી કરવા માડજો, કારણ તેની અંદર ઘણું કરવાનું હોય છે. દારૂનો પયાલો, તે એક નાશનું મુલ છે. બીજી સઘલી બાબતમાં હદ ઊપરાંત જવું નહીં. પોતાના બીછાના કરતાં વધુ પગ વધારવો નહી, નહીં તો તેને ડંડો પડી જતાં વાર ન લાગે. પહેરવાનાં કપડા હમેશાં લાયક અને ટકાઊ જોવાં, પણ કાંઇ તદન ખરાબ નહીંજ પહેરવાં પઇસો તો એક મુરખ પણ મેલવી શકે. પણ વાજબી ખરચ તો એક ડાહયોજ કરે. એક પડી જતી ભીંતની અટકાવવાના કરતાં, બે નવી બાંધવી સેહલ છે, તે યાદ રાખવું. જો તમે સઘલું ખાવા પીવા અને પેહેરવાઓઢવામાં વાપરી નાંખો તો, પછી સેવીંગ બેંકમાં શું મુ-

કશો ? જવાન છો તયાં સુધી, સખત ખાણું ખાઓ, અને સખત મહેનત કરો, તોજ જયારે તમે ઘરડા થશો તયારે આરામ લેવાની તક મલશે.

**૩૦૨૫ કેરો શેહરના ફેરીયાઓ**–કેરો શેહેરના રસતાઓ ઊપર પુશકલ ફેરીઆઓ ધંધો ચલાવે છે. આપણે જાણીએ છીયે કે, ગરમ દેશમાં ધંધાદારીઓ પોતાનો ધંધો હમેશાં ખુલલી જગયામાં ચલાવે છે, કારણ સાંકડી અને અણગમતી દુકાનોમાં બેશી ધંધો ચલાવવા કરતાં ખુલલે રસતે, તે પ્રમાણે કરવું, તેઓ વધારે પસંદ કરે છે. આથી રસતાઓ ગીચોગીચ ભરેલા દેખાય છે. ભીખારીઆઓ, ગધેડાં હાંકનારાઓ અને કાસદો હમેશાં પરદેશીઓને માટે ફાંફાં મારતા હોય છે. મેવાવાલા, શેરડીવાલા, પાણીવાલા અને સરબતવાલાઓનો તો પારજ નહી. સરબત, જે એક વનસપતીનો ઉમદા અરક છે, તે દુનીઆના લોકોને આ શેહરના રસતા ઉપર સેહજમાં મલે છે. આ સરબત આસપાસના સઘલા ભાગમાંથી આણવામાં આવે છે, અને તે ઘણું ખરૂં નારંગીનું, લીંબુનું અને દાડમનું હોય છે. આ ધંધો કરનારાઓ બીજા ધંધાદારીની માફકજ, શાંત અને મુંગા મુંગા રસતા ઉપર ફરયા કરે છે. તેમના જભા કંગાલ જેવા, પાઘડીનો રંગ કાંઇ કહેવાય નહીં એવો, અને તેમના જોડા તો પગ સાથેજ ચોંટી રહે એવા હોય છે. તેઓની સાથે એક માટીની બરણીમાં સરબત રાખેલું હોય છે, અને સાથે એક માટીનો લોટો પણ રાખે છે. ઘરાક દુરથી નીશાની કરી બોલાવે કે તે હાજર થાય છે, અને ચપલતાથી સરબતને લોટો ભરી હાથમાં લઇ ઊભો રહે છે. અને ઘરાક તે લોટો લઇ ખાલી કરી આપે પછી, રીવાજ મુજબ દામ લઇ બીજા ઘરાકની શોધમાં રસતો પકડે છે.

**૩૦૨૬ યાદદાસત**–જેમ તનના જુદા જુદા અવયવો, કસરત અને કેળવણીથી સુધરે છે, તેમજ યાદદાસ્ત પણ છે. યાદદાસ્તને કેળવવાની એક રીત એ છે, કે માણસ જે કાંઇ સાંભળે યા જુએ તેની અસર તેના મગજમાં બરાબર નોંધાઇ ગઇ, કે નહીં તેનું અવલોક કરવું, અને ઉપરા ઉપરી તેનો ખયાલ મનમાં લાવવો, જેથી તે યાદ રહી જાય છે. બાજી રીત એવી છે, કે નજીવી બાબતની અસર મગજ ઉપર લાગી નહીં જાય તેને વાસતે સાવચેતી રાખવી, અને આવા નકામા કચરાથી મનને દુર રાખવું, અને તેમજ ડહાપણથી જે અગતયનું નથી તેને વીસારી મુકવું. વીસારી મુકવાની રીત, યાદ રાખવાની રીતને ઘણે દરજજે મદદગાર છે. આપણે સડી ગયલાં ફુલો એકઠા નહીં કરતાં તે ફેંકી દઇએ છીએ, તેમજ જે આ જીંદગીમાં નકામા ખયાલ આપણા મગજમાં આવે તે એકદમ કાઢી નાખવા જોઇયે.

**૩૦૨૭ વીંટીને લગતા કેટલાએક જાણવાજોગ વેહમો**–એક અંગ્રેજી પત્ર, વીંટીને લગતા કેટલાએક જાણવા જોગ વેહમોની નીચે પ્રમાણે વીગત આપે છેઃ—

અસલના યાહુદી લોકો વીંટીને એક સતાની નીશાની તરીકે ગણતા હતા. જે કોઈ પુરૂશ યા સ્ત્રી કોઇ પણ જાતનો હોદો ધરાવતું હોય, તેજ વીંટી પેહરી શકે, એવો રીવાજ હતો. એક રાજા જયારે કોઇ અમલદારને ઉંચી પાયરીની જગયા આપતો, તયારે તેને પોતાની વીંટી પેહરવા આપતો હતો. એવી રીતે અગાઉના વખતમાં ઘણા અમલદારો વીંટી મેળવતા હતા. રાજયગુરૂની વીંટીમાં અલૌકીક ગુણ રહેલો ગણાતો હતો. સતરમી સદીની આખરે એક રાજા રાણીની વીંટીએ એટલા બધા ચમતકાર બતાવયા હતા, કે તેના ઉપર એક ગ્રંથ લખવામાં આવયો હતો.

લીડીઆના રાજા માટે કહે છે કે, તે એક એવી વીટી પહેરતો હતો, કે જેના ગુણથી તે અદ્રશય રહી શકતો હતો. વલી એક બીજા રાજા પાસે એવી વીટી રહેલી કહેવાય છે, કે જે મુસાફરી વખતે ઘણી ઉપયોગી થઇ પડતી હતી, કારણ કે તેનામાં ખરો રસતો બતાવવાનો ગુણ હતો. અસલ સવીડનની કુમારીકાઓ ત્રણ જુદા જુદા પયાલા નીચે ત્રણ ચીજ સંતાડી પોતાનું નસીબ પારખતી હતી, તેમાં એક વીટી, એક સીકો અને એક રેશમી કપડાંનો કડકો તેઓ મેલતી હતી. આ ક્રીયાનો ખુલાસો એવો હતો કે, જો અકસમાતથી વીટી ખુલી પડી જાય તો, તેણી એક વરસમાં પરણશે, જો સીકો ખુલો પડે તો, તેણીને એક તવંગર ધણી મલશે, અને જો રેશમી કડકો ખુલો પડી જાય તો, તેણી કુંવારીજ મરી જશે, એમ તેઓ માનતી હતી. રશીઆની છોકરીઓમાં એવી એક બીજી વેહમી રમત સાધારણ થઇ પડી છે. તે એ કે, સઘલી છોકરીઓ એક અનાજના નાના ઢગલામાં પોતપોતાની વીટીઓ સંતાડીને, એક મરઘીને તે અનાજના દાણા ચણવા મુકતી હતી. હવે ચણતાં ચણતાં જેની વીટી પેહલી નજરે પડે, તે સઉમાં પહેલી પરણશે એવી રીતે માનતી હતી. તેઓ વલી એમ પણ માને છે, કે પરણેતરની વીટી લઈ આંખ ઊપર થયલી આંજણી ઉપર ફેરવવાથી, તે મટી જાય છે. ફરાનસના લોકોમાં પરણતી વખતે એક સોનાની વીટી પગ તલે મુકવાનો રેવાજ હતો. ચોથા સઇકામાં એક રાજય વઇદ પોતાના દરદીને હરકયુલીસની તસવીરવાલી વીટી પેહરવાનો ભલામણ, એવી મતલબથી કરતો હતો કે, તેમ કરવાથી તેનું દરદ મટી જવાનો સંભવ છે. કોલોનના તરણ રાજાના નામની વીટીના ગુણમાં ઘણી

જ આસથા રાખવામાં આવતી હતી. પંદરમી અને સોલમી સદીમાં ઇંગ્લંડમાં "ટોડ" જાતના દેડકાના માથામાં થતા કીમતી પથરની વીંટી પેહરવાનો ચાલ ઘણો વધી ગયો હતો.

**૩૦૨૮ ઊતારૂઓને રેલવેમાં મુફત બરફનું પાણી પાવાની ગોઠવણ**–નોરવેની રેલવેઓમાં મુસાફરોને હમેશ બરફનું પાણી મુફત મલી શકેછે. રેલવેની દરેક ગાડીના બે વીભાગની વચ્ચે રાખવામાં આવતી દેવાલમાં, કાચનું એક નાનુ ટાંકુ ગોઠવી રાખવામાં આવેછે. એ ટાંકાંમા પાણી તથા આઇસનો ઘણો વખત પુગે એવો મોટો બરફનો કકડો નાખી રાખવામાં આવેછે, એટલે મુસાફરો ગમે તે વેલા થંડું પાણી પીએ છે.

**૩૦૨૯ પોલાદની તખતી ઉપર લખવાની રીત**–પોલાદની તખતી ઊપર અક્ષરો પાડવાની એક સહેલી અને જાણવા જોગ રીત નીચે મુજબ છે:–

પહેલાં તખતીને તેલથી સાફ કરી, તેના ઊપર મધ માખીના મીણનું પતલું અસતર કરવું. પછી કાંઇ પણ ઝીણું અણીદાર હથયાર લઇ, તે મીણના અસતર ઉપર અક્ષરો કાઢવા. બાદ, એક ઝીણી પીછીથી, તે અક્ષરો ઉપર, એક આઊંસ નાઇટરીક અસીડ અને એક આઊંસના છઠ્ઠા ભાગ જેટલાં મયુરયેટીક એસીડથી બનાવેલી શાહી લગાડવી. આ પ્રમાણે દરેક અક્ષર ઉપર તે સાહી લગાડયા પછી, પાંચ મીનીટ સુધી એવીજ હાલતમાં તેને રહેવા દેવા, અને પછી પાણીમાં બોલી તખતી સાફ કરી નાખવી; એટલે અક્ષરો તખતી ઊપર બરાબર માલમ પડશે.

**૩૦૩૦ ઊચી કીસમનું ઉન બનાવવાની રીત**–એક અમેરીકન પત્ર ઊનની નીપજમાં કેમ સુધારો કરવો તેની વીગત નીચે મુજબ આપે છે. તે જણાવે છે કે, ઉ-

નનો સુધારો કરવામાં, પેહલાં તો ઘેટાં સારી રીતે ઊછરેલાં જોઈયે, અને પછી તેને પાલવાની અને તેને મોટાં કરવાંની સંભાલ રાખવી જોઈયે, અને જેમ જેમ ઊન વધતું જાય તેમ તેમ તેની વધારે સંભાલ રાખવી જોઈયે. વલી ઉન ઉતારી લીધા પછી પણ તેને જાલવી રાખવું જોઈયે. ગમે તેવી સારી સથીતીમાં ઘેટાં ઉછેરેલાં હોય અને ગમે તેવી સારી રીતે ઊન ઊતારવામાં આવયું હોય, તોપણ જો તે સારી રીતે જાલવવામા ન આવે, તો ખચીત તે ઉન વેપારીને લાયકનું રેહેશે નહી. કેટલાએક એમ ધારે છે કે, ગમે તેવી રીતે ઘેટાંને પાલીયે પણ ઉન તો ઊગતું હોય તેટલુંજ ઊગે. એવા વીચારવાલા માણસો, પોતાનાં ઉનને સારી રીતે ઊછારેલાં ઘેટાંનાં ઉન સાથે સરખાવશે તો ખુલુ માલમ પડશે કે, કઈ જાતનું ઊન સારૂં છે. સંભાલથી પાલેલાં ઘેટાંનું ઊન, વધારે નરમ, સીધા તારવાલું અને પાસે પાસે ગુંથાયલું માલમ પડશે. અને પેલું બીજું ઊન ઘણું નબલું દેખાશે.

**૩૦૩૧ માછલીનો ખોરાક**—માછલીનો ખોરાક ઘણો પુશટીકારક અને પસંદ કરવા જોગ છે, પણ તેને ગુજરાણનાં મુખ્ય સાધન તરીકે વાપરવામાં તેવો ફાયદો થતો નથી. બીજા સરવ ખોરાક કરતાં માછલીમાં ફાસફરસનો જથો આપણે ઘણો મેલવી શકીયે છીયે, જે તત્વ ભેજાંની મજબુતી માટે જરૂરનું છે. જેઓને ભેજાંની મેહનત ઘણી કરવી પડતી હોય, તેમજ ચીંતા અને દુખનો બોજો જે ~~મુખ~~ મગજ ઊપર ઘણો પડતો હોય, તેમને માટે માછલીનો ખોરાક ઘણો ગુનગારો છે. બીજા ખોરાક ભેગો જ લેવાથી માછલીનો ખોરાક સારો છે, બાકી તેની ઊપરજ રહેવાથી કાંઇ શરીરને જેવી જોઇયે એવી

પુશટી મલતી નથી. માછલી, દુધ અને ઇંડાંના ખો રાક ઉપર રહેનારાઓ માંશના એકલા ખોરાક જેટલી શકતી, એ ત્રણ ખોરાકનાં જોડાણ છતાં મેલવી શકશે નહી. વલી તદન માછલીના ખોરાક ઉપર રેહવામાં એક જોખમ મા નવામાં આવે છે. કહે છે કે, એ ખોરાક સાધારણ રીતે કીડ, ખુજલી, અને કોહડ જેવો કમકમાટ ભરયો રોગ વ ટીક લાગુ પાડે છે. મેડીટરેનયન સમુદ્રના કોસટા તરફ આ વેલા સપેનના કેટલાક જીલાઓનાં લોકો માટે કહે છે કે, તે ઓનો મુખ્ય ખોરાક માછલીનો છે, અને તેઓમાં કોહડનો ઉપદરવ પણ ઝાઝો જણાય છે. નોરવેના ઉતર કોસટા ઉપર ના લોકો, જેઓ પણ માછલીનો ઘણો આહાર કરે છે. તે મનામાંથી એ રોગનો ઉપદરવ જણાયછે, તો જો કે તેઓ માછલી જોડે ગોશતનો ઉપયોગ પણ કરે છે, અને વલી તેઓ મુખ્ય કરી રાતી સામન ખાય છે, જેનું માસ ઘણે દરજ્જે જાનવરોનાં ગોસતને મલતું આવેછે. પણ જો પુરતી વનસપતી તથા બીજા ખોરાકો જોડે માછલીનો ખો રાકબી લેવામાં આવે, તો તેમાં કશો ભય સમાયલો નથી.

માછલીઓ સાધારણ રીતે બે વરગમાં વેંહચાયલી હોય છે. તે વરગો લાલ અને સફેદ લોહીવાલી માછલીનાં નામથી ઓલખાય છે. પેહલા વરગની માછલીનું માસ ચોપગાં જાનવરોનાં માંસને બહુ મલતું હોય છે. બીજા વરગનીનું માંશ મરઘી કરતાં બી કુમલું હોય છે,

જુદી જુદી માછલીઓનાં માંશમાં બીજાં જાનવરો કરતાં અરસ પરસની સરખામણીમાં ઘણો તફાવત રહે છે. માત્ર ઉપર ટપકેથી લેતા સફેદ અને રાતાં લોહીની માછલી ઓનાં તત્વોમાં નીચે પ્રમાણેનો તફાવત રહે છે:-

| | પાણી. | કવતીદાર તત્વો. | ચરબી. | ખાર. |
|---|---|---|---|---|
| સફેદમાં | ૭૮ | ૧૮.૧ | ૨.૯ | ૧ |
| રાતીમાં | ૭૭ | ૧૬.૧ | ૫.૫ | ૧.૪ |

સાધારણ રીતે દરેક વરગની માછલીમાં જુદાં જુદાં તતવોના ભાગ સેંકડે કેટલા છે, તે ઊપલા કોઠામાં આપયા છે, અને તેથી બંને વચેનો ફરક સમજી શકાશે.

**૩૦૩૨ જરમન રાજકુવરોને કેવી રીતે ઉછેરવામાં આવે છે**—જરમનીના પાટવી કુવરના વડા પુત્ર પ્રીનસ ફરેડરીક વીલયમને તરણ નાના બેટાઓ છે, તેમને કેવી રીતે ઊછેરવામાં આવે છે તેનો સરસ હેવાલ, એક જરમન પત્ર આપે છે. તે કહે છે કે, બે વડી આયાઓ, બે મદદનીસ આયાઓ, એક ધવાડનારી અને બીજા કેટલાક નોકરો, એ રાજકુવરોની સેવામાં રહે છે. સરવેથી વડો શાહજાદો ત્રણ વરસનો છે, અને તેનું નામ વીલયમ છે. બીજો શાહજાદો ૧૯ માસની વયનો છે, અને તેનું નામ ફરેડરીક છે. ત્રીજો શાહજાદો સાત માસનો છે, જેનું નામ એડાલબરટ છે. સરવેથી નાનો શાહજાદો પોતાના બપાવાના બાપના ચ બતનાં પાલણામાં, જે તેના માટે હેંશીથી વધુ વરસો આગમજ બનાવવામાં આવયું હતું, તેમાં સુવે છે. એટલી લાંબી મુદત છતાં તે હજી જેવું ને તેવું રહયું છે. એ શાહજાદાઓને હુંમેશ સફેદજ પોશાક પેહરાવવામાં આવે છે, અને કેહવાની કાંઈ જરૂર નથી કે, ઊંચામાં ઊંચી જાતનાં કપડાંમાંથી તે બનાવેલા હોય છે. તેમની રખેવાલ સ્ત્રીઓ ઘણી પાકી વયની, અનુભવી, અને સરસ વરતનુકની સ્ત્રીઓ છે. તેઓની વડી એક ઘરડી સ્ત્રી છે, જેની મરજીને સરવે માન આપે છે, અને તેણીનો જબરો તહરાસ ચાલે છે. જવાન શાહજાદાઓ ઉપર જોકે તેણીનો ધાક છે, તોપણ નામદાર શાહજાદાના એલકાબથીજ તે તેઓ સાથે સઘલી વાતચીત કરે છે. એ બાલકોને લગતું સઘલું કામકાજ ઘણાજ ચોકસ નીયમોથી ચાલે છે. રોજ સહવારના પોહરમાં તેમને ગરમ

પાણીએ નહવાડવામાં આવે છે, જે પાણીની ગરમી હમેશાં એકસરખી અને તેમની ઉમરનાં પ્રમાણમાં ઠરાવેલી હોય છે. સરવેથી વડા શાહજાદાને રોજ ૭૭ ડીગરી જેટલાં ગરમ, વચલાને ૮૬ જેટલાં અને નાનાને ૯૩ ડીગરીની ગરમીનાં પાણીથી નહવાડવામાં આવેછે. તેમને નહવાડવાની એ ક્રીયા વેલા તેમની માતા ઘણી ખરી હાજર રહેછે. વડો શાહજાદો, જે જો લાંબી ઊમરનો થાય, તો પોતાના મોટા બપાવા, બપાવા અને બાપની પછી જરમનોની ગાદીએ આવશે, તેને અતયારથી લશકરી સલામ શીખવવામાં આવીછે, અને પોતાની માતાને તે હમેશાં એજ ઢપથી નમન કરે છે. એ શાહજાદાને સાધારણ રમકડાંનો શોખ નથી, પણ બીજી મોટી ચોજોને તે તાણી તોડીને પોતાની રમતમાં લેવા માંગે છે, જે અલબતાં એક કોરતીવંત રાજવંશીના બાલ ચરીત્રની નીશાની ગણાય છે, અને તે જોઇ તેના બાપ, બપાવાને બહુ હરખ થાય છે. તેમના પોશાક બદલવાના ઓરડામાં એક જોખ રાખેલું છે, જેમાં ત્રણેડ કુંવરોને દર અઠવાડીયે તોલી જોવામાં આવે છે, અને ઓદાની બક્ષેશથી તેમનું વજન ઘણો સારો વધારો કરતું દીશે છે. એ જોખને ઘડી ઘડી સમારવું પડે છે, કેમકે તેનાં સાંચાકામની ઘડી ઘડી તપાસ લેવા જતાં, શાહજાદો વીલયમ તેમાં ઊથલ પાછલ કરતો રહે છે. એ શાહજાદો જાજો બોલકનો નથી, તોપણ તેને ગઇ તા૦ ૨૭મી જાનેવારીને દીને, પોતાના બાપની વરસગાંઠને ટાંકણે, મુબારકબાદીની એક નાની કવીતા બોલવી પડી હતી, અને તે કામ તેણે સારી રીતે બજાવયું હતું.

**૩૦૩૩ એક જંગલી અમેરીકન ટોલાનો યુરોપયન સરદાર**—નયુયારક ખાતેનાં એક વરતમાન પત્રનો લખનાર નામે મી૦ હંટલી, સીયોક્ષને નામે ઓલખાતા એક

જંગલી અમેરીકન ટોલાનો હાલ સરદાર બનયો છે. આ વાત ઘણી વીચીત્ર છે. અને તે માનવામાંબી નહી આવી શકે, પણ તેની સચાઈ વીશે ઘણી મજબુત ખાતરી આપવામાં આવે છે. કહે છે કે, કેટલાંક વરસોની વાતપર એ ટોલાના મુલકમાં હંટલી જઇ ચઢયો હતો, અને તે વેલા સીયોક્ષ ટોલાના સરદારના પગને થયલાં દરદની તેણે કંઇ દવા કરી હતી. તે દરદથી મજકુર સરદાર કેટલાંક વરસો થયાં રીબતો હતો, અને તેના જંગલી તબીબો પોતાના તરેહવાર છાલાપાલા અજમાવીને થાકા પછી, તેઓએ તેનાં દરદને કદી સારૂં ન થાય એવું જણાવયું હતું. હંટલીને કાંઇ ભાગું તુટું વઇદાનું ગ્નાન હતું, અને તેની મદદથી તેણે બુઢા સરદારને સાજો કીધો. તે બનાવથી બુઢો તેનો બહુ આભારી થયો, અને બોલયો કે, આજથી હું તુને મારો કરી લીધેલો પુત્ર સમજીશ. તે પછી હંટલી પાછો નયુયારક ફરયો, અને તયારથી અતયાર સુધીમાં તે બુઢો સરદાર તથા તેના બે બેટાઓ મરણ પામયા છે. તેનો બીજો કોઈ છોકરો હવે બાકી રહયો નથી, પણ હંટલીને દીકરો લેખવાની તેની કબુલાતને, તે જાતના રેવાજ પ્રમાણે દતક કરી લેવાની એક ક્રીયા જેટલું વજન લાગુ પાડવામાં આવે છે, અને તે મુજબ હંટલીને તે મરનાર સરદારના કાયદાપુરવક વારસ તરીકે તેઓએ ગણીને તેને પોતાનો સરદાર બનાવયો છે. તે ઓધો તેણે સવીકારયો છે, અને "વાકપી વાપન" નું દેશી નામ ધારણ કરીને, તેણે પોતાનો અધીકાર લીધો છે.

૩૦૩૪ **ચીનના શાહાનશાહથી એકવાર યુરોપયનો કેટલા ડરતા હતા**—આજે યુરોપયન રાજો જરા જરામાં ચીનના શાહાનશાહને દમ ભરાવીને ઉભાં રહે છે, પણ સાહાઠ વરસ ઊપર એવો વખત હતો, કે તેની સતા અને બલ

તીશ તે રાજાને બહુ મોટો વીચાર હતો, અને તેઓ તેના થી બીહતા હતા. ૧૮૨૦નાં સાલમાં ચીનને તેઓ એક જ ખરી બલવાન શાહાનશાહાત સમજતા હતા, અને તેની સાથે કોઇબી બાહણે ખટપટમાં ઊતરવાનું તેઓ દુર રાખ તા હતા. બીજા હાથ ઊપર ચીનાઇ સતાવાલાઓ યુરોપ-યનો સાથ દમામથી કામ લેતા હતા. તેઓ વચેના એવા વેહવારનો એક સરસ દાખલો નીચલા બનાવમાં મલી આ-વે છેઃ–૧૮૨૦નાં સાલમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની એક સટીમર ચીન તરફના દરયામાં પડેલી હતી, તે અરસામાં સટીમ-રના એક માલમને હાથે ભુલમાં ગોલી લાગવાથી એક ચીનાનું મરણ નીપજ્યું. ચીનાઇ સતાવાલાઓએ લાગ-લીજ તે સટીમરને અટકાવી, અને ચીનાનો જાન લેનાર માલમને પોતાને હસતક માંગયો. તે માલમ પોતાનું મોત ચેતીને કેથે વઠી ગયલો, એટલે સટીમરના સતાવાલાઓ ચીનાઓની મરજી બર લાવી શકયા નહી. ચીનાઓએ તે નાં વેરમાં વધારે સખતાઇથી કામ લીધું. તેઓએ તે સટી મરને કેદી તરીકે રાખી, અને જણાવયું કે, જયાં સુધી પેલો નાહેઠેલો માલમ પકડાય નહી, તયાં સુધી તેમનો છુટક થ-નાર નથી. અંગ્રેજો તે સામે કાંઇબી ઉપાય કરી શકયા નહી, પણ ચીનાઇ સતાવાલાઓના નજર કેદી તરીકે તેઓ મુગે મોહડે રહયા. કોણ જાણે કયાં સુધી તેવી હાલતમાં તેમને રેહવું પડતે, પણ તેટલાં એક અકસમાતથી તેઓનો છુટક થયો. સટીમર ઉપરનો એક ખાટકી આપઘાત કરી મરણ પામયો, અને તે તકનો લાભ લેઇને, સટીમરવાલાઓએ તે ખાટકીની લાશને એક માલમનો પોશાક પેહરાવયો, અને ચીનાઇ સતાવાલાઓને કેહવાડયું કે, નાહસેલો માલમ પ-કડાયો છે, પણ તેમના હાથમાંથી છટકવા માટે તેણે આપ

ઘાતથી પોતાનો અંત આણ્યો છે. પોતાના હાથમાંથી છ- ટકેલા અપ્રાધીની લાશ તપાસવા માટે સંખ્યાબંદ અમ- લદારો સટીમર ઉપર આવયા, અને કેટલીક તપાસ પછી સંતોષ પામીને સટીમરને ઉપડવાની રજા આપી. એકાદ બે જણને, તે વાત છુપી રાખવા માટે, સટીમરવાલાઓને મોટી રકમની લાંચ વટીક આપવી પડી હતી.

**૩૦૩૫ દરદીની માવજત કરનારાંઓ માટે એક સુચના**–દરદીની માવજત કરવાના સંબંધમાં એક અગત- ની સુચના, ચેમબરસ જરનલ નામે ચોપાનયાંમા એક અ નુભવી સ્ત્રી કરે છે. તે કહે છે કે, કાગજના એક તાવ ઉપ ર, રોજ દરદીની હકીકત તથા તેને વોશે ડાકટરને કાંઈ સ- વાલો પુછવા હોય તેની નોંધ કરવી અરધા તાવ ઊપર રાતની નોંધ, અને અરધા ઊપર દીવસની કરવી. વલી બંને નોંધમાં એક બાજુ હકીકત લખવા ઊપર અને બીજી બા જુ સવાલો પુછવા માટે રોકવી. દરદીએ જુદે જુદે વખતે લીધેલો ખોરાક, તેથી તેના ઊપર થતી અસર વખતે વખ- ત તેની હાલતમાં થતો ફેરફાર વગેરે બાબતો, તે બનવાના બરાબર વખત સાથે નોંધવી, તેમજ તેનો ખોરાક તથા બીજી બાબતો વોશે દાકતરને જે ખોલાશો પુછવો હોય, તે સવાલવાલો બાજુએ લખવો. આ પ્રમાણે કરવાથી, ડા- કટરને તેમજ દરદીની સારવાર કરનારને ઘણી સગવડ પડશે. ડાકટરને યાદ કરી કરીને બધા સવાલો પુછવાની, તથા દ- રદીની માવજત કરનારને યાદ આવે તેટલો વીગત કહીને બીજું અધુરું રહેવાથી પસતાવો કરવાની ખટપટ પડશે નહી. ડાકટર આવતાંવાર તેના હાથમાં આ નોંધનું કાગલ મેલી દીધું, એટલે બંનેને કશી તસદીજ નહી. દરદીની ઘણી બારીક સંભાલ લેવાની જરૂર હોય, તેવા વખતમાં આવી ગોઠવણ ઘણી ઉપયોગી થઈ પડશે.

**૩૦૩૬ અમેરીકામાં મોટાં શેહરો કેટલાં જલદી ઉભાં થાય છે**-અમેરીકા જેમ દરેક પ્રકારના વધારામાં આગલ છે, તેમ નવાં શેહરો ઊભાં કરવામાં પણ તે બીજા દેશો કરતાં ઘણું ઉતાવલું છે. બીજા દેશોમાં એક નવી જગાએ વસાયલાં શેહેરને આબાદીએ પુગતાં સદીઓ લાગે છે, અને અમેરીકામાં તે કામ જોતાં જોતાંમાં થઇ જાય છે. પાંત્રીશ વરશની વાત ઊપર તયાંના સેંટપાલ અને મીના પોલીસ નામે શેહરોને ભુગોલ વીદયા બનાવનારાઓ જાણતાબી ન હતા, અને આજે તે દરેક શેહરમાં ઓછામાં ઓછી એક લાખની વસતી છે, બોહલા અને રોજ બરો જ વધતા જતા વેપારથી તેઓ આબાદ થયાં છે, અને દુનયાનાં પેહલા વરગનાં શેહરોની સંકમાં તેઓ ગણાય છે. કેલાં એકજ વરસમાં એ બંને શેહરોમાં જે ઘમારતો બંધાઈ છે, તેમની એકંદર કીમત ત્રીશ કરોડ રૂપયાથીબી વધારે થવા જાય છે.

**૩૦૩૭ આગ વેલા કામ લાગે એવી એક નીસરણી**-આગ વેલા બલતાં ઘરની બારીએથી રસતામાં કુદી પડાય એવી એક સગવડ ભરેલી નીસરણી, એક અમેરીકન કારીગરે હાલ બનાવી છે. તેમાં કેનવાસ, દોરડાં અને લોખંડના સલીયા વાપરીને તેને એવી રીતની બનાવી છે, કે તે ઘણી હલકા વજનની, અને ઘડી વાલીને એક નાનાં બંડલ જેવી કરી શકાય એવી છે.

**૩૦૩૮ નામદાર પ્રીનસ આફ વેલસ તથા તેની આગમજના પાટવી કુંવરોની આવક**-નામદાર પ્રીનસ આફ વેલસનો વડો બેટો ઉમરે પુગો તે વેલા તેને ખાસ લવાજમ નકી કરી આપવાની ચરચા ચાલીહતી, તે ટાંકણે એક અંગ્રેજી પત્રે આપણા પાટવો કુંવર તથા તેની આગમજના

ઓની વારશીક આવકની કેટલીક ગણત્રી આપી હતી. તે ઉપરથી જણાયછે કે, પારલામેંટે નામદાર પ્રીનસ માટે ચાર લાખ અને તેની બાનુ માટે એક લાખનું મલી પાંચ લાખ રૂપયાનું સાલીયાણું નકી કરયું છે. પણ એટલાં ઊપરજ તે નામદારોની આવક અટકેલી નથી. કારનવાલના ડયુકનો એતાબ નામદાર પ્રીનસ ભોગવે છે, અને તે એતાબ સાથે એક મોટી મીલકત જોડાયલી છે, જેની વારશીક ઊપજ સાહડા છ લાખ રૂપયાથીબી વધુ છે. એ રીતે, તે નામદારની ચોખી વારસીક આવક સાહડા અગયાર લાખ રૂપયાથી વધારે છે, અને તે ઉપરાંત તેને લગતો બોજો કેટલોક પરચુટણ ખરચ, તરેહવાર આકારમાં સરકારી તીજોરી ઉપર પડેલો છે. પોતાની આગમજ થઇ ગયલા પાટવી કુવરો કરતાં નામદાર પ્રીનસ, આવકની બાબતમાં વધારે ભાગયશાલી છે. નામદાર માહરાણી વીકટોરીયા તખતે આવવા આગમજ, પાટવી કુવરોને પારલામેંટ તરફથી કશો લવાજમ આપવાનો ધારો ન હતો; અને તેમને રાજકરતો રાજા અથવા રાણી પોતાનાં સાલીયાનાંમાંથી ગમે તે રકમ આપતાં હતાં. વલી કારનવાલની મીલકત, જે તેના એતાબ સાથે હંમેશાં પાટવી કુવરોનેજ વંશપરમપરા મલતી આવી છે, તેની આવક આગલ ઘણીજ થોડી હતી. આગલ તેમાંથી વરસ દહાડે ઘણાંમાં ઘણા એક લાખ રૂપયા ઉપજતા હતા, પણ નામદાર પ્રીનસના હાથમાં આવવા પછી તે સાહડા છ લાખ સુધી વધી છે, અને હજુ તેમાં વધારો ચાલુ રહેલો છે. એ રીતે આગલા પાટવી કુવરો કરતાં હાલના આપણા નામદાર શાહજાદાને બેવડો લાભ મલે છે.

**૩૦૩૯ હુનરની શુરૂઆત**–માણસની હસ્તી સાથે હુનરની શરૂઆત થઈ છે એમ કહીશું, તો તે ખોટું ગ-

ણાશે નહી. ગમે એટલા પ્રાચીન વખત ઉપર આપણે જઇયે છીયે, અને જંગલોમાં જંગલી સ્થીતીમાં માણસો હતાં. તે વખતની તેમની મલી આવતી કાંઇબી નીશાનીઓ ઉપર આપણે અવલોકન કરીયે છીયે, તો માલમ પડેછે કે, હુનરનો થોડોઘણોબી ખયાલ માણસોને હતો. યુરોપમાં છેક જુના કાલમાં માણસો ગુફાની અંદર વસતાં હતાં, અને તે ગુફાઓમાંના કોઇ કોઈ ફરાનસ, તથા ઈંગલંડમાં હજીબી જોવામાં આવેછે. તે ગુફા ખોદી જોતાં અસલી યુરોપયનોના વખતની જે કાંઈ નીશાનીઓ મલી આવેછે, તેમાં હુનરનું ઝાંખું રૂપ આપણી નજરે પડેછે. જો કે ધાતુના ઉપયોગથી તેઓ અજાણ્યા હતા, તોપણ હાડકાં વગેરે બીજી જે ચીજો તેઓ ધાતુની જગામાં વાપરતા હતા, તેમાં તેઓ સારી સફાઈ દેખાડતા હતા. હાડકાની બનાવેલી તેમની શોયમાં, ઘણી સફાઇ અને મેહનત વાપરેલી જણાય છે. તેમના હાથનાં કેટલાંક ચીતરો તથા કોતરકામો મલી આવ્યાં છે, તેમાં કોઇ કોઇ ખરેખર શોભાયમાન દીસે છે. ધાતુના હથયારોની ગેરહાજરી છતાં, પથરથી અનીદાર બનાવેલાં તેમના તીર અને ભાલાના માથાં, ઘણાં સંભાલથી બનાવેલાં જોવામાં આવેછે. શરીર સીનગારના હુનરથી પણ તે લોકો છેક અજાણ્યા ન હતા. કોડીઓ અને રંગીન પથરોમાં કાણાં પાડીને તેઓ જે સાંકલીઓ બનાવતા હતા, તેની ગોઠવણમાં તેઓનો સારો "ટેસ્ટ" સાબેત થાયછે. તેઓનાં કેટલાક ચીતરો તથા કોતર કામના નમુના, હાલના જમાનાના કારીગરોના હાથને શોભા આપે એવાં છે.

---

સમાપ્ત.

---